: પ્રકાશક :
ભુરાલાલ ર. શેઠ
શ્રી વિરાટ પ્રકાશન મંદિર
સોનગઢ (સૌરાષ્ટ્ર)

૧૭૫૮૦






બીજી વા [illegible] : '૪૯






: મુદ્રક :
રેવાશંકર હરિશંકર જાની
શ્રી ગ્રામલક્ષ્મી પ્રિં. પ્રેસ
સોનગઢ (સૌરાષ્ટ્ર)

# પ્રસ્તાવના

ગિરનારના ડુંગરે ડુંગરે માનવધર્મના જાતભાતના ઇતિહાસો આલેખાયા છે.

ગીરના જંગલમાં ઝાડેઝાડે શૂરાઓ, સતીઓ, જવાંમર્દો અને ભક્તોના ઉલ્લેખો અંકાયા છે.

હિન્દની તવારીખના કંઈયે ચીલાઓ ગિરનારની ઝેરમાં સમાયા છે. ગિરનારની ઝેરમાંથી આરંભાયેલા કંઈક ચીલાઓ હિંદની તવારીખમાં સમાયા છે.

ગિરનાર એ કાઠિયાવાડનો મૂંગા પથ્થરોનો સભરે ભરેલો કાઠિયાવાડના લોકજીવનનો ચિરંજીવ ઇતિહાસ છે.

ભગવાન શ્રીકૃષ્ણના બીજા અવતારની જાણે યુગયુગથી રાહ જોતા સમાધિ લગાવી બેઠેલા ગરુડરાજ શા ગિરનારે ઘણું યે જોયું છે.

એણે પૂનામાં માધવરાવ પેશ્વાનાં અકાળ અવસાન ને એના ભાઈ નારાયણરાવ પેશ્વાના ખૂનનાં બીજ પોતાની તળેટીમાં રોપાતાં જોયાં છે.

ને હિંદમાં બીજે ક્યાંય નથી એવું એક હરિજનબાઈના દેવી અવતારનું મંદિર પણ એને આંગણે છે.

ગીરમાં ધંધુસર કરીને એક ગામ છે. એ ગામમાં એક હરિજન-બાઈની દેરી છે. એને દેવી માનીને એની માનતા કરવાને અનેક સવર્ણ

લોકો આવે છે. જેનાં માબાપ મરી ગયાં હોય એવાં બાળકોની માંદગીની ત્યાં માનતા ચાલે છે.

એની પાછળ એક હૃદયંગમ લોકકથા છે.

માધવરાવ પેશ્વાના વનવાસની કથા પણ અર્ધ ઐતિહાસિક છે.

આ પુસ્તકમાં એક સ્થળે કાંગસાંઓની વિપદકથા વિગતથી વર્ણવી છે. સતત વિગ્રહખોરીમાંથી જાગેલી આ પરમ ભયંકર કથા કલ્પી ન શકાય એવી નઠોર છતાં સર્વાંગ ઐતિહાસિક છે. એક સો વર્ષની સતત વિગ્રહપરસ્તીએ પ્રજાને કેવી બરબાદ કરી હતી એટલું એ બતાવે છે. ને જે બતાવે છે એ કલ્પનાતીત હોય તો યે સત્ય છે. ઇન્કાર ન થઈ શકે એવા એની પાછળ લેખિત પુરાવાઓ છે.

જીવાજી શામરાજ, ને અમરજી દીવાન એ ઐતિહાસિક વ્યક્તિઓ છે. ચતો શેઠ, સાલમીન જમાદાર, હાનીબાઈ એ લોકકથાનાં પાત્રો છે.

માધવરાવ પેશ્વાના વનવાસની કથા, એના પ્રણયની કથા, ને ચંદનની કથા, એ કેટલાક મરાઠા તવારીખનવેશોએ ઉપેક્ષેલી ને કેટલાકોએ તવારીખી ઘટના તરીકે સ્વીકારેલી અને સોરઠના ઇતિહાસકાર રણછોડજી દીવાને ઉલ્લેખેલી એવી સદંતર ઐતિહાસિક નહિ ને સદંતર અનૈતિહાસિક પણ નહિ એવી અર્ધ-ઐતિહાસિક ઘટનાઓ છે.

અમરજી દીવાનના જોરતલબી વિષેના પોતાના ખ્યાલો જે આમાં આપ્યા છે તે એમના પુત્ર રઘુનાથરાયે જાહેર કરેલા ખ્યાલો છે. જોરતલબી વિષેનો એ ખ્યાલ નવો છે. જોરતલબીના આજના વહીવટમાં બંધ બેસતા પણ નથી, છતાં કમનીય છે. દીવાન અમરજીનાં બીજાં કાર્યો જોતાં જોરતલબી વિષેનો એનો ખ્યાલ આ પુસ્તકમાં આપ્યો છે એવો હોવો જોઈએ એમ માનવાને મારું દિલ લલચાયું છે.

અમરજીના પિતા કુંવરજી પંડ્યા ને અમરજીનો નાનો ભાઈ મોર મહારાજ એ બન્ને ઐતિહાસિક વ્યક્તિઓ છે.

આવી ઐતિહાસિક વ્યક્તિઓ, આવી ઐતિહાસિક અને અર્ધ-ઐતિહાસિક ઘટનાઓ અને આવી લોકકથાઓના સમન્વયરૂપ આ પુસ્તક છે.

ને સો વર્ષની સર્વનાશી વિગ્રહખોરી દરમિયાનના કાઠિયાવાડની તસવીર ઉતારવાનો આ પુસ્તકમાં પ્રયાસ છે.

આ તો પૂર્વાર્ધ છે. આનો ઉત્તરાર્ધ આની પાછળ જ છપાઈ રહ્યો છે.

એ ગાળામાં કાઠિયાવાડમાં રાજકીય ક્ષેત્ર ને સામાજિક ક્ષેત્રમાં થયેલા બે મહાન પ્રયોગોની કથા રજૂ કરવાનો લેખકનો પ્રયાસ છે.

એ પ્રયાસ કેટલે અંશે સાર્થક થયો છે એ જોવાનું કામ મારું નથી.

આપણા પ્રાંતની તવારીખમાંથી સંસ્કાર અને સંસ્કૃતિની ફોરમ વેરતા લોકસંગ્રહના પ્રયાસોને નવલકથાઓમાં ઉતારવાની સદા મારી કોશીશ રહી છે. એવી કોશીશમાં આ એકનો ઉમેરો થાય છે.

ને વાંચકોને વર્તમાન યુગમાં પણ પ્રેરણાદાયી બને, માર્ગદર્શક બને, એવા આપણા ભૂતકાલીન પ્રસંગો તરફ મમતા જાગે, ને એ મમતા એમને વર્તમાનમાં યત્કિંચિત પણ લોકસંગ્રહ તરફ મમત્વ ધરતા કરે તો મારો પ્રયાસ સાર્થક માનીશ.

માટુંગા
મુંબઈ—નં. ૧૯

ગુણવંતરાય આચાર્ય

# ગિરનારને ખોળે

આવી ઐતિહાસિક વ્યક્તિઓ, આવી ઐતિહાસિક અને અર્ધ-અતિહાસિક ઘટનાઓ અને આવી લોકકથાઓના સમન્વયરૂપ આ પુસ્તક છે.

ને સો વર્ષની સર્વનાશી વિગ્રહખોરી દરમિયાનના કાઠિયાવાડની તસવીર ઉતારવાનો આ પુસ્તકમાં પ્રયાસ છે.

આ તો પૂર્વાર્ધ છે. આનો ઉત્તરાર્ધ આની પાછળ જ છપાઈ રહ્યો છે.

એ ગાળામાં કાઠિયાવાડમાં રાજકીય ક્ષેત્ર ને સામાજિક ક્ષેત્રમાં થયેલા બે મહાન પ્રયોગોની કથા રજૂ કરવાનો લેખકનો પ્રયાસ છે.

એ પ્રયાસ કેટલે અંશે સાર્થક થયો છે એ જોવાનું કામ મારું નથી.

આપણા પ્રાંતની તવારીખમાંથી સંસ્કાર અને સંસ્કૃતિની ફોરમ વેરતા લોકસંગ્રહના પ્રયાસોને નવલકથાઓમાં ઉતારવાની સદા મારી કોશીશ રહી છે. એવી કોશીશમાં આ એકનો ઉમેરો થાય છે.

ને વાંચકોને વર્તમાન યુગમાં પણ પ્રેરણાદાયી બને, માર્ગદર્શક બને, એવા આપણા ભૂતકાલીન પ્રસંગો તરફ મમતા જાગે, ને એ મમતા એમને વર્તમાનમાં યત્કિંચિત પણ લોકસંગ્રહ તરફ મમત્વ ધરતા કરે તો મારો પ્રયાસ સાર્થક માનીશ.

માટુંગા
મુંબઈ—નં. ૧૯

ગુણવંતરાય આચાર્ય

# ગિરનારને ખોળે

# અનુક્રમણિકા



[ કુલ પૃષ્ઠ ૨૮૧+૧૦=૨૯૧

# પ્રકરણ પહેલું

## ભલામણ

ગિરનારના ખોળામાં ગિરનાં જંગલનો કસબી દુપટ્ટો પથરાયો છે ને એ કસબી કપડાંની હરિયાળી કિનારમાં એક નમૂનેદાર બુટ્ટી હોય એમ માંગરોળનું નાનું પરંતુ ઠાવકું બંદર છે.

ગિરનારના ખોળા જે જે ગામોએ, ગઢોએ કે બંદરે ખૂંદ્યા છે એઓ બધા જ જાણે ગિરનાર જેટલા જ પ્રાચીન છે. જૂનાગઢ, પાટણ, વડનગર, વણથલીની જેમ આ નગરો ઇતિહાસના આરંભકાળે પણ હતાં.

ગ્રીક ભૂગોળવેત્તાઓએ જેને 'મોંગ્લોસન'ના નામથી પિછાન આપી છે તે માંગરોળ છેક જૂના જમાનાથી તે આજ સુધી ગિરનારની પેદાશની એક દરિયાબારી સમું છે.

આવા માંગરોળમાં છેક જૂના જમાનાથી નાગર બ્રાહ્મણો રહે છે. એક મત પ્રમાણે એઓ ભગવાન કૃષ્ણના પ્રપૌત્રની પત્ની સાથે છેક મિસરથી તે જમાનામાં આવ્યા હતા અને એમને વડનગર ને માંગરોળ ગામમાં વસવાટ આપવામાં આવ્યો હતો.

એ તો જે હો તે હો. નાગર બ્રાહ્મણોનું માંગરોળમાં બેસણું ઘણું પ્રાચીન છે; ને એ બેસણામાં યે પ્રાચીન એવું કુંવરજી પંડ્યાનું કુટુંબ હતું.

હાટકેશ્વર પાસેના એક જૂના ઘરની પરસાળમાં એક વૃદ્ધજન

હીંચતો હતો. હીંચતાં હીંચતાં ઊંઘવાની ટેવ નાગરોમાં ઘણી જૂની છે. વૃદ્ધજન પણ કોમની ટેવ પોતાને છે એની ગવાહ આપી રહ્યો હતો.

ડેલીમાં એક નમણો જુવાન દાખલ થયો. વૃદ્ધજન ઝબકીને જાગ્યો.

'આવ આવ, બેટા!' વૃદ્ધજને આવનાર જુવાનને આદર આપ્યો. 'શું કરે છે સંપતરામ?'

'મારા વડીલ ખુશીમાં છે. મને એમણે આપની પાસે મોકલ્યો છે.'

'શું છે?'

'ગામમાં તો કાંઈ કામકાજ નથી. ને શેખમિયાં બાપુના રાજમાં હવે નાગર બ્રાહ્મણના દીકરાનો રોટલો નથી. વડીલ કહે છે કે માંગરોળનો જુવાન તો છબીલારામ બહાદુરના વખતથી જ બહાર માનમરતબો, વજીફો ને પોશાક મેળવે છે.'

માંગરોળનો એક ભટકતો નાગર બ્રાહ્મણનો છોકરો દિલ્હીના શહેનશાહ શાહજહાનનો વજીરે આઝમ થયેલો, અને એવા છબીલારામનો વંશજ રાજા બહાદુર ગિરધરલાલ શહેનશાહ મહમદશાહના કાળમાં માળવાનો સૂબો બનેલો. એ બંને આ વૃદ્ધજનના પૂર્વજો થાય. પરંતુ કાળાંતરે કુટુંબ ઘસાઈને કાળી ગરીબીમાં આવી પડેલું એટલે આ ઇશારત આ વૃદ્ધજનની આડકતરી ખુશામત સમી હતી.

આ ખુશામતના જવાબમાં વૃદ્ધજને કાંઈક બોલવું જોઈએ. વૃદ્ધજન કુંવરજી પંડ્યાની આબરુ સારા યે માંગરોળમાં સાત્ત્વિક જનની હતી: સંબંધરખુ, વેદપાઠી ને ધર્મપ્રધાન માણસની હતી. ગામમાં આ ગરીબ બ્રાહ્મણની એક સીધા, સાદા, ભોળા બ્રાહ્મણની ઇજ્જત હતી.

આવા માણસને પોતાના પૂર્વજોની યશગાથા રુચવી જોઈતી

હતી. એ યશગાથામાં ઉમેરો ન કરે તોપણ એનો સ્વીકાર કરવો જોઈતો હતો.

પણ એણે મૌન સેવ્યું. જટારામ સામે જોયું પણ નહિ.

વીશ વરસનો છોકરો વિહ્વળ બન્યો. પરેશાન મુત્સદ્દી ગણાતા એના બાપ સંપતરામે કુંવરજી પંડ્યા સાથે વાતનો આરંભ કેમ કરવો, એનો એ શો જવાબ આપશે, પછી વાત આગળ કેમ વધારવી, વગેરેની આખી શેતરંજ ગોઠવીને મોકલ્યો હતો. એ બધું જટારામે આગલી રાતથી ગોખી ગોખીને પૂરું કર્યું હતું.

ને કુંવરજી પંડ્યા એ શેતરંજ રમવાની જ ના પાડતો હતો! હીંચકા ઉપર વૃદ્ધજને શું પાછું ઊંઘવા માંડ્યું?

છોકરાએ હવે બાપે પાથરેલી શેતરંજ ઉથલાવતો હોય એવી ઢબે સીધી પોતાના તરફથી જ વાત શરૂ કરી.

'કુંવરજી કાકા! મને અમરજીભાઈ ઉપર કાંઈક ભલામણ આપો ને?'

'હેં! શું કહ્યું?' કુંવરજીનો અવાજ એકદમ તરડો થયો. 'અમરજી ઉપર હું કોઈને ભલામણ નથી આપતો.'

'મને પણ નહિ?' જટારામને સાચે જ આશ્ચર્ય અને આઘાત થયાં. સંપતરામ ને કુંવરજી બે પાકા ભાઈબંધ. રાતદિવસની સાથે ઊઠકબેઠક. સાથે ચોપાટ ખેલે, સાથે શેતરંજ ખેલે, સાથે દેવદર્શને જાય, વારતહેવારે સાથે જમે, એકને ત્યાંના શુભાશુભ પ્રસંગોમાં બીજાની હાજરી પહેલી જ હોય.

સગપણ કરતાં પણ વધારે દાવાદાર એવી દોસ્તી; એવા દોસ્તનો પોતે એકનો એક દીકરો. એ દીકરાને ભાગ્ય અજમાવવા તમન્ના થવી; એમાં બીજો દોસ્ત પોતાના ભાગ્યની સીડી ચડી ચૂકેલા જુવાન પુત્ર ઉપર ભલામણ પણ ન આપે?

કઈ જાતની આ દોસ્તી?

જટારામને થયેલા અંતરના ઉકળાટમાં જટારામે કુંવરજીના જવાબ પૂરો સાંભળ્યો ન હતો: 'તને તો ખાસ નહિ.'

જટારામ ઊઠ્યો. નિત્યનો શિષ્ટાચાર કાંઈક વીસરી ગયો: 'હું જાઉં છું.'

કુંવરજી કાંઈ બોલ્યો નહિ. એ જાણે કોઈ ઘેરા ઊંડાણમાં ઊતરતો હતો. એણે કાંઈ જવાબ ન આપ્યો.

જટારામને હવે કુંવરજીની કાંઈ કિંમત રહી ન હતી. એણે જવાબની કાંઈ આશા પણ ન રાખી. વધારે જવાબ કે બીજો ખુલાસો મેળવવાની કાંઈ કાળજી યે ન કરી.

એ જોડા પહેરવા માંડ્યો. એના મનમાં થઈ રહેલો ઉકળાટ એના પગને પણ વળગ્યો હોય એમ જોડા પહેરતાં એના જોડાની નાળો મોટા અવાજથી ખડખડવા લાગી.

કુંવરજીએ ઝબકીને જોયું તો જટારામ જોડા પહેરતો હતો. એના ચહેરા સામે જોયું તો એણે રોષ વાંચ્યો.

'કેમ આટલી વારમાં ચાલ્યો? બેસ ને?' કુંવરજીએ કહ્યું.

'જાઉં છું. વધારે બેસવામાં કાંઈ માલ ખરો?' છેલ્લું વાક્ય બોલવું નહોતું જોઈતું, એમ બોલાઈ ગયા પછી તરત જ જટારામને લાગ્યું. ને જે એને લાગ્યું તે એના નિખાલસ નાગરી ઉઠાવના ચહેરા ઉપર તરવર્યું. 'રજા લઈશ.' અવિનય થઈ ચૂક્યો હતો એને જેવો તેવો ઢાંકવા માટે જટારામે હાથ જોડ્યા.

'બેસ!' કુંવરજી બોલ્યો. 'તને માઠું લાગ્યું?'

'આપ મુરબ્બી છો!'

કુંવરજીએ નિશ્વાસ નાખ્યો. 'એટલે જ મેં તને ના પાડી હતી. અમરજી ઉપર ભલામણ આપવાની મેં તને ના પાડી એનું કારણ

એટલું કે તું અમરની પાસે જાય એ મને નથી ગમતું.'

જટારામ ગમક્યો. આ ડોસો કહેવા શું માગતો હતો? શું કોઈએ આ ડોસા પાસે એના સંબંધે સાચાંજૂઠાં કર્યાં હશે?

'છ, મારો કાંઈ વાંક?'

'તું બ્રાહ્મણનો છોકરો છે. તારો એ વાંક નથી, તારી સિદ્ધિ છે. એ તારી સિદ્ધિ તું સાચવી શકે એટલા માટે.'

જટારામને કુંવરજીની વાત કાંઈ ન સમજાઈ. કુંવરજીએ જટારામ સામે જોયું: ધ્યાનથી જોયું. પછી પૂછ્યું: 'સંપતરામનો તું છોકરો, એ મારો ય દીકરો. ને મારો દીકરો સમજીને હું તને ભલામણ આપવાની ના પાડું છું એનું કારણ સમજ્યો નહિ?'

'કદાચ ને અમરજીભાઈ આપની ભલામણને માન્ય ન રાખે એમ...'

'ના.' ડોસાએ ઊકળી ઊઠીને પરસાળમાં આંટા મારવા માંડ્યા. 'અમરજી મારી ભલામણ અમાન્ય રાખે એવો એ છોકરો નથી. મારી ભલામણ હોય તો એ તને...તને...જૂનાગઢનો નવાબ પણ બનાવે. એટલે જ હું તને કાંઈ ભલામણ નથી આપતો.'

'મારી કાંઈ કસૂર આપના સાંભળવામાં આવી હોય તો માફ કરજો.'

'સાંભળ જટા! પુરાણની એક વાત છે કે જમદગ્નિ ઋષિ પાસે એની પત્ની અને સાળી બે ય એકદા ગયાં. હાથ જોડીને કહ્યું: "ઋષિરાજ! આપ તો સમર્થ ને જ્ઞાની છો; જગતમાત્રનું કલ્યાણ કરનારા છો. અને જગતમાત્રની સ્ત્રીઓમાંથી અમને જ—બેમાંથી એકેયને સંતતિ નહિ?" ઋષિરાજે તત્કાલ મંત્ર ભણી બે પ્યાલા પાણીના ભર્યા. એક પોતાની પત્નીને આપ્યો, બીજો પોતાની સાળીને આપ્યો. કહ્યું. "નર્મદામાં સ્નાન કરીને તમને મેં આપેલું પાણી

પી જજો. તમને સંતતિ થશે.”

‘હવે સાળી હતી એ તો ગાધિ રાજાની મહારાણી હતી. એના મનમાં કૂડ પેઠું કે ઋષિ આખરે તો માનવી છે ને! એટલે એમણે પોતાની પત્નીને સબળ સંતતિ આપી હશે ને મને દુર્બળ સંતતિ આપી હશે. સાળીએ સ્નાન કરતી વેળાએ ગુપચુપ પ્યાલાની અદલબદલ કરી નાખી.

‘પછી સાળીએ પોતાની બહેનને પોતાની ચાલાકીની વાત કરી. એણે એ વાત પોતાના પતિ મુનિરાજને કરી. ઋષિએ કહ્યું: “નખ્ખોદ જશે આ એક ભૂલથી દુનિયાનું. તારી બહેન રાજાની રાણી છે ને એને વીર સંતાન જોઈએ. નાહકના ઝઘડા ન થાય એટલા માટે એક જ સંતાન જોઈએ એટલે એના પ્યાલામાં મેં માત્ર એક જ બળવાન શસ્ત્રશૂર પુત્ર મૂક્યો હતો. તું બ્રાહ્મણની સ્ત્રી છે; તારા પુત્રોને કેવળ વેદ અને વિદ્યાનો પ્રચાર કરવાનો છે એટલે તારા પ્યાલામાં મેં સો પુત્ર મૂક્યા હતા. હવે અવળું ઊતરશે. તું બ્રાહ્મણસ્ત્રી પણ તારી કૂખે ક્ષત્રિય નરસિંહ પેદા થશે. એ ક્ષત્રિયસ્ત્રી પણ એની કૂખે એક સો શાસ્ત્રપારંગત પુત્રો અવતરશે. પરિણામ એ આવશે કે જેના કાંડામાં નાશ કરવાની તાકાત છે તેને શાસ્ત્રવિદ્યાનો લાભ મળશે, ને જેના માથામાં વિદ્યા છે એને નાશ કરવાની સત્તા મળશે.”

જટારામને આ પુરાણી કહાણીમાં રસ પડ્યો: ‘પછી ખરેખર એમ થયું?’

‘હા. જમદગ્નિના એકમાત્ર પુત્ર પરશુરામ; એણે ક્ષત્રિયોનો સંહાર કર્યો. ગાધિના સો પુત્ર ગાધેય; એમણે બ્રાહ્મણોનો નાશ કર્યો.’

કુંવરજી થોડી વાર ચૂપ રહ્યો. જે વાત જટારામને રસપ્રેરક લાગી એ કુંવરજીને જાણે કડવી ઝેર જેવી લાગી હતી. પીઠ પાછળ હાથના અંકોડા જોડીને થોડી વાર એણે પરસાળમાં અધીરા આંટા

માર્યો અને પછી જટારામને કહ્યું: 'મારે પણ જમદગ્નિ ને પરશુ-રામ જેવું થયું છે. ક્યાં હું બ્રાહ્મણ વેદપાઠી, દુશ્મનનું પણ મનસા, વાચા, કર્મણા કલ્યાણ વાંછનાર, નિત્યકર્મ ને નિત્યધર્મમાં હું મારા કુળનું શ્રેય જોનાર, અતિથિમાં દેવનાં દર્શન કરનાર, નરહત્યામાં રાક્ષસત્વ જોનાર–ને ક્યાં અમરજી! જેની આંખમાં દયા નથી, હૃદયમાં માયા નથી, કાંડામાં સંકોચ નથી...ને...ને...એ રસ્તો સાચો નથી. એ રસ્તે કુળનું, ધર્મનું નિકંદન છે. એવી લક્ષ્મી એક વાર અમારા કુટુંબમાં આવી હતી. છબીલારામ લાવ્યા હતા. ક્યાં છે આજ એ, કે એના વંશજો? રસ્તે રઝળતા ભીખ માગે છે!'

'પણ અમરજીભાઈ તો સાચો વીર છે. જુઓ ને, બે વર્ષમાં તો એમણે મુલકમાં બંદોબસ્ત કેવો જમાવ્યો!' પોતાના આદર્શ માનેલાની જરા પણ નાલેશી જટારામથી સહી ન ગઈ.

'બંદોબસ્ત!' કુંવરજી બોલ્યો. 'તલવારના એ બંદોબસ્તો તલવારથી તૂટશે. જોરતલબીના એ બંદોબસ્ત બંદોબસ્ત નથી, પણ લાગ ફાવે કૂદકો મારવાને તલપાપડ થતા ચિત્તાની ચુપકીદી છે. એવા બંદોબસ્ત કરનારા કંઈક આવી ગયા ને કંઈક ચાલ્યા ગયા છે. પણ જેમણે જેમણે એવા બંદોબસ્ત કર્યા છે એમની પોતાની ને જેના બંદોબસ્ત થયા છે એમની પણ પાયમાલી થવા સિવાય બીજું કાંઈ એઓ સાધી શક્યા નથી.

'જે ધરતી ઉપર લોહીનાં ખાતર થાય છે, જુવાન માણસોનાં માથાંનાં વાવેતર થાય છે, એ ધરતીમાંથી કોઈ દિવસ સૌમ્ય પાક નથી નીપજતો. કેવળ ઝેરનો, વેરનો, લાલસાનો, લૂંટનો જ પાક નીકળે છે. હરિ હરિ! મારે જ ઘેર આવો પુત્ર કાં થયો?

'જટા! મારું માનજે. મારે બીજા ત્રણ પુત્રો છે.

'પણ જો અમરજી એક જ મારો પુત્ર હોત તો ભગવાન પાસે

રોજ સવારે ને સાંજે એક જ વાત માગત : હે જગતના તાત! પચાસ પચાસ વરસ મેં તારી નિર્મળ ચિત્તે ને એકદિલે અનન્ય ભક્તિ કરી છે એનો મને એક જ બદલો આપ—મારા વંશનું તું પૂરેપૂરું નખ્ખોદ વાળજે. મારા વંશમાં હે જગતના તાત! તું દીકરીએ પણ દીવો ન રાખજે.'

કુંવરજીનો દુઃસહ અને દુર્ધર્ષ ચહેરો! જટારામ મરતાં સુધી એ ન ભૂલ્યો.

'જટા! મારું માનજે. જગતમાં આખરે તલવારનો નાશ થવાનો છે. સંસ્કારનો વિજય થવાનો છે. નાગરી નાતનો ઉદ્ધાર તલવારને માર્ગે થયો નથી ને થવાનો નથી. એ રસ્તે પાયમાલી છે, નાલેશી છે. કુલશ્રી, કુલપ્રતિષ્ઠા અને કુલસત્ત્વનો નાશ છે. બ્રાહ્મણનો દીકરો ક્ષત્રિયનાં કામ કરે એ વર્ણસંકરતાનો રાહ છે. અમરજી એક ગયો; ભલે ગયો. તું કદી યે એ રસ્તે ના જજે.'

જટારામ સ્તબ્ધતાનું મૌન સેવી રહ્યો. અમરજી દીવાન! આરબોને મહાત કરનાર, નવાબને નચાવનાર, પોરબંદરને ડારનાર, કેવળ બે વર્ષમાં સોરઠમાંથી ચોર, ડાકુ, ડફેરોને સાવરણીમાં કચરો વાળે એમ વાળનાર—જેના નામે ખાંટો ત્રાસ પામે, કાઠીઓ થરથરે, કાનફટ્ટાઓ ભાગવા માંડે, પટણીઓ કરગરવા માંડે, જોરાવર રાજકુલો દયા માગે—વીસ વર્ષની નાની વયમાં ગિરનારના શિખરે છલાંગ મારી ચડેલો સિંહ જેમ ચોપાસ નજર પડે એટલા મુલકમાં શાંતિનો સન્નાટો છાઈ દે એમ, બે વર્ષમાં સારા યે સોરઠને ડારનાર અમરજી માટે એના પિતાના જ મુખમાં આવાં વાક્યો?

શું બોલવું, શું કહેવું, એની જટારામને સૂઝ ન પડી. ભારે આંતર્વ્યથા અનુભવતા દેખાતા કુંવરજીએ જાણે એના બોલની પણ આશા ન રાખી.

અને બહારની ડેલી ખખડાવી એક આરબ અસવાર આવ્યો. સલામ કરીને એણે પૂછ્યું : 'જી! આપનું નામ કુંવરજી પંડયા?'

કુંવરજીએ ઝબકીને જવાબ આપ્યો : 'હા. કેમ, શું કામ છે?'

'જી! રિસાયતે સોરઠના દીવાન સેના ખાસખેલ સમશેર બહાદુર અમરજી નાણાવટીનો ખરીતો આપના કદમમાં પેશ કરું છું.'

'ખરીતો? મારા ઉપર? શું છે?'

'જી. દીવાન સાહેબે એમના ત્રણે ભાઈઓને જૂનાગઢ તેડી લાવવા તાબેદારને આપની નિગાહમાં મોકલ્યો છે.'

કુંવરજીએ ખરીતો વાંચ્યા વગર ફાડી નાખ્યો : 'જાઓ, જઈ ને કહેજો તમારા દીવાનને કે દુર્લભજી, ગોવિંદજી કે મોરારજી ત્રણેમાંથી કોઈ ને એની સાથે કશો જ સંબંધ રાખવાની ઇચ્છા નથી.'

'જી!' આરબે ફરી કુરનિસ બજાવી : 'મને હુકમ છે કે વાલીદ જો ઇન્કાર કરે તો ત્રણે ભાઈઓને ખુદને મારે દીવાન સાહેબના ખરીતા પહોંચાડવા.'

'એમ? જટા! ઊઠ. એ ભાઈઓને બોલાવ.'

જટો ઊઠ્યો.

## પ્રકરણ બીજું

### જેમાં લક્ષ્મી અને સરસ્વતીના રાહ જુદા પડે છે

જટારામને ડોસાના દિલની વેદના હવે કાંઈક કાંઈક સમજાવા લાગી. પરંતુ એ વેદનાની ઉપસ્થિતિ એને અકારણ અને અર્થહીન લાગી. આજના જમાનામાં જ્યાં કેવળ લૂંટ અને લાલસા જ સર્વોપરી છે, જ્યાં પૈસો એ જ લાયકાતનું માપ છે અને તલવાર એ જ તાકાતની કસોટી છે, ત્યાં પોતાના ભાંગેલા ઘરમાં, પોતાની ભાંગેલી ખાનદાનીની વચમાં, પોતાના ભાંગેલા કુટુંબના પરિવ્રમાં, ભુલાઈ ગયેલા વેદના મંત્રો ઉચ્ચારવા માત્રથી પોતાનું કયું કલ્યાણ સધાવાનું છે? પોતાના કુટુંબનું કયું કલ્યાણ થવાનું છે? વેદના મંત્રો બોલનારાઓ ભલે ભૂખે પેટે મંત્રો બોલે, પરંતુ વેદના મંત્રો લખનારાઓએ કાંઈ વેદમંત્રો ભૂખે પેટે લખ્યા ન હતા!

ડોસાનો હુકમ થયો એટલે જટારામ એના ત્રણે દીકરાઓને બોલાવવા તો ગયો.

સવારનો સમય હતો ને રસોડામાં એક અર્ધવૃદ્ધ સ્ત્રી રસોઈના કામકાજમાં પરોવાતી હતી. અમરજી દીવાનનું શારીરિક અને માનસિક તેજ ક્યાંથી આવ્યું એની આ નારીને જોયા પછી કોઈને ય રજ પણ શંકા રહે નહિ. ખાખરા જેવા દેહવાળા ને પલાશનાં પાંદડાં જેવા ચહેરાવાળા રુક્ષ, દાઢીધારી જોગટા જેવા કુંવરજી

પંડ્યાને તો વેદાભ્યાસજડ 'દલભો' કે પાકશાસ્ત્રપ્રવીણ 'મોર મહારાજ' કે ઊંટ જેવો 'ગોવિન્દો' જ પાકે. એ ડોસાને પેટ બીજી જાતની ઓલાદ સંભવી જ શકે નહિ.

પણ આ જાજરમાન નારી પૂનમના ચાંદ જેવા ચહેરાવાળી, ગરુડના જેવા નાકવાળી, ચંદન જેવી ચામડીવાળી, પોતાના જ તરવરાટથી જાણે સળવળતું સજીવ હોય એવા ઓજસવાળી, વીજળીની ધાર જેવી આંખવાળી નારીને પેટ તો અમરજી જ પાકે—સિંહણની કૂખે જેમ સિંહ પાકે તેમ. બસ મા હો તો આવી જ હોજો—અભિમાન લેવા જોગ, ન કોઈને રૂપમાં નમતું આપે, ન કોઈને તેજમાં નમતું આપે, ન કોઈને સહનશીલતામાં નમતું આપે.

ભલા, આવી બાઈએ આવા કંથ જોડે પચીસ વર્ષ કેમ કાઢ્યાં હશે?

છટ! જીતવા! કચીબાઈ માટે આવો સવાલ? પુરાણોમાં સહુ દેવદેવતાના ઘરસંસારની નાની મોટી કથાઓ છે, ને શંકર વિષ્ણુ કે બ્રહ્મા જેવા યે બાદ નથી રહ્યા. છતાં જગદંબાના ઘરસંસારની વાત કોઈ પુરાણકારે આલેખી છે? ને આખું માંગરોળ બીજી બધી વાતોમાં ભલે અનેકમત હોય તોપણ એક વાતમાં એકમત હતું કે કચીબાઈ તો જગદંબાના અવતાર સમી હતી.

પચીસ વર્ષ પહેલાં જ્યારે ગોંડળના કારભારીની દીકરી કુંવરબાઈ પરણીને માંગરોળ આવી ત્યારે તો એ આવી નહિ હોય. ધણીનું નામ કુંવરજી ને ધણિયાણીનું નામ કુંવર. એટલે સાસરામાં કુંવરનું કચીબાઈ નામ થયું.

ગોંડળની રાજવટ જેને આંગણે કામદુધા જેવી દૂઝતી હતી એવા ઘરમાંથી કાળી ગરીબાઈ જેના ઘરમાં ગાજતી હતી એવા ઘરમાં એ આવી. નાગરબાળાની નાજુક દેહયષ્ટિ એની હતી. નાગરબાળાની

ચંદનવર્ણી કુમાશ એની હતી. નાગરબાળાઓને જ સહજ અને નાગરબાળાઓને જ ઓપે એવો એનો ગોળ ઘાટીલો ચહેરો હતો.

છતાં જેમ ખાખરાને અમરવેલ વીંટળાય એમ એ કુંવરજીને વીંટળાઈ ગઈ હતી. ઘરરખ્ખુ ને સહનશીલ ગૃહિણી બની રહી હતી. એના રૂપમાં હવે ગંભીરતા આવી હતી. એના ચહેરા ઉપર ગરવાઈ બેઠી હતી. એના શરીર ઉપર અસાંસારિકતા ચડવા માંડી હતી.

'કચીબા! બધા ભાઈઓને કાકા બોલાવે છે. ક્યાં છે?'

'મોર હાટકેશ્વર ગયો છે. દલભ ભણતો હશે. ને ગોવિંદ... ગોવિંદ બજારે ગયો છે. શું કામ છે?'

'જૂનાગઢથી ભાઈનો કાગળ આવ્યો છે.' જટારામે માહિતી આપી.

'ભાઈનો?' કચીબાઈ જટારામ સામે જોઈ રહી. એના મોઢામાંથી જે સવાલ ન નીકળ્યો તે એની આંખો પૂછી રહી. બિચારા જટાને ખ્યાલ પણ ન હતો કે આ ઘરમાં પોતાના એ 'ડફેર' દીકરાનું નામ પણ લેવાની કુંવરજી કાકાની સાફ મનાઈ હતી.

'એનું નામ સાંભળું છું ને મારી આંખ આગળ જાણે લોહી-માંસનો ઢગલો ખડકાય છે; એનું નામ સાંભળું છું ને મને આતતાયીની યાદ આવે છે. એનું નામ આ ઘરમાં કોઈ લેશો નહિ!'

એનું નામ નહિ સાંભળવાથી કુંવરજીને કાંઈ ખોટ ગઈ ન હતી, એના ભાઈઓને પણ કાંઈ અસર દેખાતી લાગતી ન હતી, ને એની માને કાંઈ અસર થઈ હોય તો એ એણે દેખાવા દીધી ન હતી.

રસોડામાં કુંવરજી ડોસા આવ્યા. 'કેમ જટા! એની બા સાથે તું વાત કરવા માંડ્યો ને? ભગવાનના દીધેલા ત્રણ ત્રણ રતન જેવા દીકરા છે છતાં કોણ જાણે કેમ એને હજી પેલા હત્યારાનું નામ

સાંભળવું ગમે છે!'

દિલમાં વેદના હોય ને ચહેરા ઉપર નિર્લેપતા દેખાય એવું કેવળ કુંવરજીઓની કચીબાઈઓને જ સહજ છે. એ સહેજ હસી.

'નહાવાનું પાણી તૈયાર છે હો!' એણે વાત વાળી.

'મારે આજ નહાવાનું છે કે "સ્નાન" કરવાનું છે, એની ખબર પડશે ત્યારે વાત. હમણાં પાણી રાખી મૂકો.'

ડોસાની કડવી વાણી જટાનાં હાડેહાડ ધ્રુજાવી રહી.

ડોસો આવ્યો હતો તેમ જ ચાલ્યો ગયો. જટાને આ ઘરની રસમની કાંઈક સૂઝસમજ પડવા માંડી હતી. આસપાસ નજર કરીને એ હળવેથી રસોડામાં સરકી ગયો ને કચીબાઈ પાસે ગોઠણભર બેસીને હળવેથી બોલ્યો: 'બા! ભાઈના ખબર હું આરબને પૂછીને તમને વિગતવાર કહી જઈશ, હો!'

'જટા!' દૂરથી ડોસાનો તરડો અવાજ આવ્યો. ને જટો જાણે કોઈ કે એને ચાબુક માર્યો હોય એમ ફલાંગ મારીને ઊઠ્યો: 'એ આવ્યો કાકા!'

'રસોડામાં બાયડિયું સાથે શું ગુસપુસ કરે છે? આમ આવ.'

ચૂલાની ઝાળ સામે એકીટસે નજર કરી રહેલી માતા સામે છેલ્લી નજર કરીને જટો કુંવરજી પાસે ગયો.

'છોકરાઓ ક્યાં ગયા છે?'

'એક દલભ ઘરમાં છે. મોરભાઈ હાટકેશ્વર ગયા છે અને ગોવિંદભાઈ બજારમાં છે.'

અત્યાર સુધી સાવ ભુલાઈ ગયેલા આરબ અસવાર સામે નજર કરીને કુંવરજીએ કહ્યું: 'આને પાણીબાણી પા.'

'જી નહિ, કોઈ જરૂર નથી.' આરબ અસવારે કહ્યું.

'હવે હાલો ને ચાઊસ!' કહીને જટો ચાઊસને ડેલી પાસે

ચંદનવર્ણી કુમાશ એની હતી. નાગરબાળાઓને જ સહજ અને નાગરબાળાઓને જ ઓપે એવો એનો ગોળ ઘાટીલો ચહેરો હતો.

છતાં જેમ ખાખરાને અમરવેલ વીંટળાય એમ એ કુંવરજીને વીંટળાઈ ગઈ હતી. ઘરરખ્ખુ ને સહનશીલ ગૃહિણી બની રહી હતી. એના રૂપમાં હવે ગંભીરતા આવી હતી. એના ચહેરા ઉપર ગરવાઈ બેઠી હતી. એના શરીર ઉપર અસાંસારિકતા ચડવા માંડી હતી.

'કચીબા! બધા ભાઈઓને કાકા બોલાવે છે. કયાં છે?'

'મોર હાટકેશ્વર ગયો છે, દલભ ભણતો હશે. ને ગોવિંદ... ગોવિંદ બજારે ગયો છે. શું કામ છે?'

'જૂનાગઢથી ભાઈનો કાગળ આવ્યો છે.' જટારામે માહિતી આપી.

'ભાઈનો?' કચીબાઈ જટારામ સામે જોઈ રહી. એના મોઢામાંથી જે સવાલ ન નીકળ્યો તે એની આંખો પૂછી રહી. બિચારા જટાને ખ્યાલ પણ ન હતો કે આ ઘરમાં પોતાના એ 'ડફેર' દીકરાનું નામ પણ લેવાની કુંવરજી કાકાની સાફ મનાઈ હતી.

'એનું નામ સાંભળું છું ને મારી આંખ આગળ જાણે લોહી-માંસનો ઢગલો ખડકાય છે; એનું નામ સાંભળું છું ને મને આતતાયીની યાદ આવે છે. એનું નામ આ ઘરમાં કોઈ લેશો નહિ!'

એનું નામ નહિ સાંભળવાથી કુંવરજીને કાંઈ ખોટ ગઈ ન હતી, એના ભાઈઓને પણ કાંઈ અસર દેખાતી લાગતી ન હતી, ને એની માને કાંઈ અસર થઈ હોય તો એ એણે દેખાવા દીધી ન હતી.

રસોડામાં કુંવરજી ડોસા આવ્યા. 'કેમ જટા! એની બા સાથે તું વાત કરવા માંડચો ને? ભગવાનના દીધેલા ત્રણ ત્રણ રતન જેવ દીકરા છે છતાં કોણ જાણે કેમ એને હજી પેલા હત્યારાનું નામ

સાંભળવું ગમે છે!'

દિલમાં વેદના હોય ને ચહેરા ઉપર નિર્લેપતા દેખાય એવું કેવળ કુંવરજીઓની કચીબાઈઓને જ સહજ છે. એ સહેજ હસી.

'નહાવાનું પાણી તૈયાર છે હો!' એણે વાત વાળી.

'મારે આજ નહાવાનું છે કે "સનાન" કરવાનું છે. એની ખબર પડશે ત્યારે વાત. હમણાં પાણી રાખી મૂકો.'

ડોસાની કડવી વાણી જટાનાં હાડેહાડ ધ્રુજાવી રહી.

ડોસો આવ્યો હતો તેમ જ ચાલ્યો ગયો. જટાને આ ઘરની રસમની કાંઈક સૂઝસમજ પડવા માંડી હતી. આસપાસ નજર કરીને એ હળવેથી રસોડામાં સરકી ગયો ને કચીબાઈ પાસે ગોઠણભર બેસીને હળવેથી બોલ્યો: 'બા! ભાઈના ખબર હું આરબને પૂછીને તમને વિગતવાર કહી જઈશ, હોં!'

'જટા!' દૂરથી ડોસાનો તરડો અવાજ આવ્યો. ને જટો જાણે કોઈ કે એને ચાબુક માર્યો હોય એમ ફલાંગ મારીને ઊઠ્યો: 'એ આવ્યો કાકા!'

'રસોડામાં બાયડિયું સાથે શું ગુસપુસ કરે છે? આમ આવ.'

ચૂલાની ઝાળ સામે એકીટસે નજર કરી રહેલી માતા સામે છેલ્લી નજર કરીને જટો કુંવરજી પાસે ગયો.

'છોકરાઓ ક્યાં ગયા છે?'

'એક દલભ ઘરમાં છે. મોરભાઈ હાટકેશ્વર ગયા છે અને ગોવિંદભાઈ બજારમાં છે.'

અત્યાર સુધી સાવ ભુલાઈ ગયેલા આરબ અસવાર સામે નજર કરીને કુંવરજીએ કહ્યું: 'આને પાણીબાણી પા.'

'જી નહિ, કોઈ જરૂર નથી.' આરબ અસવારે કહ્યું.

'હવે હાલો ને ચાિસ!' કહીને જટો ચાિસને ડેલી પાસે

ઘસડી ગયો. ત્યાં ડેલીનું બારણું ચાઊસ ને કુંવરજી વચ્ચે આવતું હતું.

જટાએ કહ્યું: 'ચાઊસ! પાણી પીવું હોય તો પી, ને ન પીવું હોય તો ન પી. પણ અમરૂભાના વાવડ તો દે?'

ચાઊસે જટા સામે જોયું: 'અમરૂભા કોણ?'

'અરે વાહ! અમરજીભાઈ.'

'તો એમ કહો ને કે દીવાન સાહેબ અમરજી નાણાવટી!'

'લે ભાઈ તું રાજી થા! દીવાન સાહેબ અમરજી નાણાંવટી સાહેબ, મહેરબાન, વાલાશાન......હજી વધારે ઇલ્કાબ લગાડું? જણ તો વરતાણો ને હવે?'

'જણ? એ કાંઈ જણ નથી; એ કોઈ આદમી નથી; એ તો આફતાબ છે; એ તો સિંહ છે; એ તો......'

'એ બધું ય છે, પણ મુદ્દાની વાત કર ને?'

'સારી દુનિયા જેને જુએ છે એના ખબર તે તમને હું શું આપું? નવાબ સાહેબ જેની હથેળીમાં છે, લશ્કર જેના પગમાં છે, રૈયત જેના કદમમાં છે, ફત્તેહ જેના હાથમાં છે......'

'બસ, ભાઈ! બસ. એની માને એ સમાચાર નથી જોઈતા ને એના બાપને એ સમાચાર નથી સાંભળવા. હું પૂછું એના જ જવાબ દે, ભાઈ, હવે તો તું.'

'પૂછો.'

'પગાર તો સારો છે ને એમને?'

'અરે સા'બ! પગારનું શું પૂછવું? ઘેર રજવાડું છે.'

'પગાર ઉપરાંત કંઈ બીજું મળતું હશે?'

જવાબમાં ચાઊસ હસ્યો. જૂનાગઢનો ધણી! ફોજનો હાકેમ! જેના ઘોડાની ખરી ઉપર રાજના સિમાડા... એના પગારનું આ માણસ પૂછે છે?

'તબિયત સારી છે?'

'હા.'

'વરવહુ છે તો મજામાં ને?'

ચાઉસે માથું ખંજવાળ્યું. આ સવાલ ન સમજાયો.

'અરે ચાઉસ! આ તમારા દીવાન સાહેબની...સાહેબની શું... બેગમ? તમે શું કહો...શું કહો...એની...એની વહુ...ખુશાલબાઈ...'

ચાઉસ હસ્યો: 'સમજ ગયા. બેય માણુસ મજામાં છે. બેયની તબિયત સારી છે. બેયને અમનચમન છે. ગાડીઘોડા, નોકરચાકર, વગેરે બધું છે. બચ્ચું પણ મજામાં છે!'

'બચ્ચું? છોકરી છે કે છોકરો?'

'લડકા હે. જેસા ચાંદકા ટુકડા. તમને માલૂમ નથી? દીવાન સાહેબને એક ફરજંદ થયું.'

"વાહ, બહુ મજાનું. ચાઉસ! તું પાછો જા ત્યારે કહેજે કે તમારા લંગોટિયા ભાઈબંધ જટારામે તમને ઘણા કરીને રામ રામ કહેવરાવ્યા છે.'

આટલી વાત જટાએ ચાઉસ સાથે કરી ત્યાં હાટકેશ્વરનાં 'નિર્માલ' લઈને મોર મહારાજ દેખાયો ને બજારમાંથી શાક લઈને ગોવિંદ પણ દેખાયો.

થોડી વારમાં ત્રણે ભાઈઓ વિનયસર પોતાના બાપની સામે આવીને બેઠા.

રસોડામાં જે વાત થઈ હતી, ચાઉસ સાથે જે વાત થઈ હતી એના સ્વરૂપમાં જટારામે ત્રણે ભાઈઓ સામે નવી આંખે જોયું. આ ત્રણે ભાઈઓની આસપાસ એક જબરી ખેંચતાણ થવાની હતી. સનાતન મુરબ્બીવટ અને કુલપરંપરાના રૂક્ષ અવતાર શો કુંવરજી ખાટે બેઠો હતો, પોતાના પગ નીચે રાખીને. પોતાની

તલવાર બાજુએ રાખીને નવી દિશાના પેગામચી જેવો આરબ પરસાળની કિનાર ઉપર બેઠો હતો.

ને વચમાં બેઠા હતા ત્રણ ભાઈઓ—વધેલી હજામત ઉપર હાથ ફેરવતો મોર ઉર્ફે મોરારજી, પોથીના પાઠના હજી યે હોઠ ફફડાવતો દલભ ઉર્ફે દુર્લભજી ને કશા જ વિચાર વગરના ચહેરાવાળો ગોવિંદ ઉર્ફે ગોવિંદજી.

‘છોકરાઓ! એનો કાગળ આવ્યો છે તમારા ઉપર!’

‘કોનો?’ ગોવિંદજીએ પૂછ્યું.

જટાએ પાછળ નજર કરી. રસોડાનાં બારણાંને ટેકવીને માતા વાત સાંભળતી ઊભી હતી. કોણ જાણે કેમ પણ જટાને લાગ્યું કે એ દેખાવ એનાથી જોઈ શકાય એમ નથી. એણે આંખ ફેરવી. એ આંખો કુંવરજી ઉપર ચોંટી ને જાણે જાદુ હોય એમ ત્યાં જ ચોંટેલી રહી. ગોવિંદજીના સવાલનો જવાબ આપ્યા વગર ડોસાએ આગળ કહ્યું: ‘તમારા ઉપર એનો કાગળ છે. એનો જવાબ તમારે દેવાનો છે. ચાઊસ! કાગળ લાવ.’

ચાઊસે પોતાના બગલથેલામાંથી ત્રણ કાગળો કાઢ્યા.

‘એમ? દરેક ઉપર જુદો જુદો છે? જટા! દરેક કાગળ વારાફરતી મોટેથી વાંચ.’

‘પણ……’

‘પણ નહિ. અમારે કાંઈ ખાનગી રાખવાનું જ નથી. હું કહું છું કે એ કાગળો તું મોટેથી વાંચ.’

ડોસાના ચહેરા ઉપર અત્યારે પ્રતાપ હતો. એના અવાજમાં જટાએ આજ પહેલાં કદી નહિ સાંભળેલી સત્તાવાહકતા હતી. મૂંગે મોઢે એણે સૌથી ઉપરનો કાગળ લીધો ને વાંચવા માંડ્યો—

**મુ. વડીલ ભાઈશ્રી મોરારજી,**

જૂનાગઢથી લિ૦ અમરજીના દંડવત પ્રણામ વાંચશો.

હું અહીં બે વરસથી છું ને વડીલોના આશીર્વાદથી ખુશી-
મજામાં છું. બાપુજી ને બાને મારા પ્રણામ કહેશો ને મારા વતી
આશિષ માગજો. વડીલોની જાહોજલાલી ફરીને વસાવવી અને કુટું-
બનો મોભો ફરીને જાગતો કરવો એ તો તમારો મનોરથ હશે.
માંગરોળમાં તમે શું કરો છો? કાંઈ ખરખબર કેમ લખતા નથી?
ત્યાં નાતજાતમાં રસોઈ કરવા સિવાય બીજું કાંઈ રોકાણ ન હોય
તો અહીં આવો. અહીં તમારે લાયક મારે ઘણું કામ છે.

મારે રાતદિવસ લશ્કર સાથે કામ રહ્યું. એટલે લશ્કર ઉપર
દેખભાળ કરનારો કોઈ સારો ને લાયક માણસ જોઈએ છે. મને
થયું કે બીજા કોઈને બેસાડવું એના કરતાં મારો ભાઈ શા ખોટો
છે? ને મોરારજીભાઈને તો ગમે એવું આ કામ છે. જૂનાગઢ રાજ્યના
લશ્કરના ખજાનચી તરીકે તમારે આવવાનો વિચાર હોય તો તરત
ચાલી નીકળજો. કડછી મૂકીને કલમ લેવી હોય તો આવો. તમે
મોટા ભાઈ છો. વિશેષ શું લખું? પણ બેઠા કરતાં બેગાર ભલા તે
સાત ભલા. તમારે કોઈ ભાઈબંધને લાવવો હોય તો સાથે લાવજો.

તમારે વણથલીમાં રહેવાનું. વણથલીના કિલ્લેદાર પણ તમે,
એટલે સીમાડાનાં ધિંગાણાં પણ તમને જોવા મળશે.

તમારે આવવું હોય તો માંગરોળના શેખ શેખમિયાંને કહેજો
એટલે મુસાફરીનો બંદોબસ્ત કરી દેશે. અત્રે સર્વ કુશળ, ત્યાંના
લખશો. બાને મારા ખાસ કરીને પ્રણામ કહેશો.

લિ૦ છોરુ **અમરજી**ના દંડવત પ્રણામ.

જરાએ જોયું કે મોરારજી એકીટસે કુંવરજી સામે જોઈ રહ્યો

હતો; કુંવરજી એકીટસે પોતાની સામે તાકી રહ્યો હતો. કાંઈ બોલ્યા વગર એણે બીજો કાગળ લીધો.

**સુરબ્બી વડીલ ભાઈશ્રી દુર્લભજી,**

જત વડાળ (તાબે જૂનાગઢ)થી લિખિતંગ છોરુ અમરજીના દંડવત.

કેટલાક તોફાની માણસોથી રૈયતને રંજાડ થવાના સમાચાર સાંભળીને હું એમની સામે ચડી જઉં છું એટલે આ કાગળમાં અવિનય કે ઉતાવળ લાગે તો માફ કરજો.

બીજું ગોંડળના ભા કુંભાજીએ કાઠી, ખાંટ ને કાનફટાની રંજાડ દૂર કરી શકે એવા એક વિશ્વાસુ માણસની મારી પાસે માગણી કરી છે. મને એમ લાગે છે કે તમે ત્યાં માંગરોળમાં હાટકેશ્વરના ઓટલા ઉપર બેસીને વેદની પોથીનાં રીંગણાં જોખવાનું કામ કરો છો એ જો મૂકો ને નાગરના દીકરાના હાથમાં શોભે એવી કલમ, કડછી ને બરછીમાંથી બરછી લેવાનું નક્કી કરો, તો તરત આવીને જૂનાગઢ રોકાજો. ગીરમાં દલખાણિયાનો કિલ્લો છે ને એમાં કાનફટો આવા માણસોને આશરો આપે છે. પરિણામે રૈયત જંપીને બેસી શકતી નથી, ધંધોધાપો થઈ શકતો નથી. મારો વિચાર દલખાણિયાના કાનફટા ઉપર તમને મોકલવાનો છે.

તમારે સુત્રાપાડાના કિલ્લામાં રહેવાનું. પાંચ હજાર આરબ તમારા હાથ નીચે રહેશે. ને ગીરનાં જંગલમાં ને દરિયાકાંઠા ઉપર ચોરી-લૂંટ ન થાય એનો જાપ્તો રાખવાનો. તમારી સાથે તમારે કોઈ ભાઈબંધ લાવવો હોય તો લાવી શકશો. અત્રે સર્વ કુશળ. બાને મારા ખાસ પાયલાગણ કહેશો.

લિ૦ છોરુ **અમરજીના** દંડવત પ્રણામ.

કોઈ કાંઈ બોલ્યું નહિ, ને જદાએ ત્રીજો કાગળ ઊઘાડ્યો.

ચિરંજીવી ભાઈ ગોવિંદ,

જત જેતપુરથી લિ૦ અમરજીના આશિષ.

તારી ભાભી મજામાં છે. તારો ભત્રીજો પણ ખુશમજામાં છે. એનું નામ હજી પાડયું નથી. બાને પૂછી જોજે એટલે નામ પાડશું.

માંગરોળનું આપણું ઘર સમારવાને, ઠીક કરવાને મેં બાપુજીને એકબે વાર લખ્યું હતું પણ એનો કાંઈ જવાબ નથી.

તારી ભાભી જ્યારે આવી ત્યારે મને ખબર પડી કે બાપુજી મારાથી નારાજ છે. એને મારી રીતભાત ગમતી નથી. ઇચ્છું છું કે એક વાર બાપુજીને મારી વાત સમજાશે ને એમ પણ ઇચ્છું છું કે બાપુજીની વાત હું સમજી શકું.

વાત એમ છે કે મેં આદરેલી નાની વાતો મોટી ને વધારે મોટી થતી જાય છે. નાનાં તોફાનોનાં મૂળ ઊંડાં છે ને આઘે છે. જ્યાં સુધી ગાયકવાડ ને એનાં દર વર્ષે ચોથ ઉઘરાવતાં ટોળાંને મહાત કરવામાં ન આવે ત્યાં સુધી કાઠિયાવાડમાં શાંતિ સ્થપાશે નહિ, ને ત્યાં સુધી ખેડુ, વાણિયા, બ્રાહ્મણ નિરાંતનો રોટલો ખાશે પણ નહિ. ત્યાં સુધી વહુદીકરીઓની સલામતી પણ રહેશે નહિ.

બાપુજીને મન આ કામ બ્રાહ્મણનું નથી, કોઈ રાજાનું છે. અશાંત, ઉદ્વેગના કાળમાં બાપુજીને મન બ્રાહ્મણે મોહમાયા એવાં તજી દેવાં કે એને રંજાડવાનું, લૂંટવાનું કોઈને સૂઝે જ નહિ; ને બ્રાહ્મણે માત્ર વેદપાઠ જાળવી રાખવા કેમકે વેદની વિદ્યા એ જ બ્રાહ્મણત્વ છે. ચોર લૂંટારા ડફેરોને કબજે રાખવા, લડાઈઓ કરવી, વેપાર-ધંધા વધારવા વગેરે કામ રાજાનું છે. કેમકે એમાં રાજાનું કલ્યાણ છે. રાજાનું જેમાં કલ્યાણ છે એ કામ રાજા કરે, બ્રાહ્મણનું જેમાં કલ્યાણ છે, એ કામ બ્રાહ્મણોએ કરવું. આવો છે વર્ણાશ્રમનો બાપુજીનો મત.

હું તો કહું છું કે જે કરે એવું એ કામ. આજ હું આ કરું છું માટે મારું આ કામ.

આ કામમાં તારે મને સાથ આપવો છે? મારો વિચાર એક સાહસિક કામ ઉપાડવાનો છે. અમરેલીનો ગાયકવાડી કિલ્લો ભાંગવો છે. એ કિલ્લો જે ભાંગશે તેનું નામ અમર રહી જશે—કાઠિયાવાડમાં શાંતિ સ્થાપવાના કામમાં.

એ કિલ્લાનો વિજય એક મહત્ત્વનું કાર્ય ગણાશે. એ કિલ્લો ભાંગવાથી અત્યારે સૂતેલી ને ચોરીછૂપી ને ફગાફટકાથી ઘા કરતી ભૂતાવળ જાગતી થશે ને ઈશ્વર જો યારી આપશે તો કાઠિયાવાડ ઉપર ચાલીશ વર્ષથી છવાયેલો ઓથાર એક રાતમાં દૂર થઈ જશે.

અને ગોવિંદ! અમરેલીનો કિલ્લો ભાંગવાને મેં જે ચૂનંદી ફોજ મારા ચૂનંદા જમાદાર સાલમીનની શીળંદી નીચે તૈયાર કરી છે, એના ફોજદાર તરીકે હું તને મૂકવા માગું છું. ને મનમાં માગું છું કે મારો ગોવિંદ—મારો નાનો ભાઈ ગોવિંદજી સવાઈ અમરજી બને.

બાને મારા ખાસ પાયલાગણ. બાને ખાસ કહેજે કે 'આ મારા છેલ્લાવહેલા પાયલાગણ છે. અમરેલીથી જો હું જીવતો આવીશ તો અમરજી સાચે અમરજી બનશે. ત્યારે તારા પગમાં મને અભિમાન નહિ થાય. જો હું ત્યાં કામ આવીશ તો માનજે કે ટૂંકા સાધનથી મોટું કામ કરવાની બાથ ભીડવાની મારા દીકરાએ હિંમત તો ભીડી! ને એનો રંજ ન કરજે!

તો ગોવિંદ તું આવતો રહે. તારી સાથે તારા કોઈ ભાઈબંધને લાવવા હોય તો લાવજે!

લિ૦ **અમરજીના** આશિષ.

કાગળો વંચાઈ રહ્યા. ક્ષણભર કોઈ કાંઈ ન બોલ્યું.

કુંવરજીએ પોતાની નજર પોતાના ત્રણે પુત્રો ઉપર ફેરવી જોઈ. ત્રણે છોકરાઓના ચહેરા ઉપર એણે જવાબ તો વાંચી લીધા. પણ જખમનું ખંજર હુલાવવાની ઢબે એણે પૂછ્યું :

'કેમ ?'

'બાપુ ! તમે રજા આપો ત્યારે...' દુર્લભજીએ કહ્યું.

'કાલે જઉં બાપુ, કે પરમ ?' મોરારજીએ પોતાના બાપનો મત પૂછ્યો.

'હું તો આજે જ જઈશ.' પોતાના પિતાની પોતાના ઉપર આંખ ફરતી જોઈને ગોવિંદજીએ નાગરમાં નાનાનો પોતાનો મત વડીલો સમક્ષ જાહેર કરવાનો અધિકાર વાપર્યો.

એક અક્ષર બોલ્યા વગર ડોસો ઊભો થયો.

પોતાની પત્ની સામે જઈને કુંવરજીએ આભમાં ચિરાડા પડતા હોય એવા અવાજે સવાલ પૂછ્યો : 'વહુ ! આ છોકરા કોના સેવ્યા ?'

'બાપુ—'

સૌથી મોટા પુત્રના અધિકારે દુર્લભજી બોલવા જતો હતો એને ચૂપ કરીને કુંવરજી દોડ્યો. અંદરથી દુર્લભજીની વેદપોથી લાવ્યો, મોરારજીની પૂજા લાવ્યો.

હોઠ પીસીને વેદપોથીના એણે ચીરા કર્યા ને એ ભોજપત્રના ચીરા એણે દુર્લભજીના મોઢા પર માર્યા; પૂજાનો એણે મોરારજી ઉપર ઘા કર્યો.

'મારા બ્રાહ્મણના ઘરમાંથી હવે દેવ ગયા છે; વેદ પણ પરવાર્યા છે. વહુ ! તારો દીકરો અમરજી કેવળ મારા પૂર્વજોનો ચોર નથી પણ મારા દીકરાઓનો પણ ચોર છે. હું જ એની પાસે જઉં છું.'

અને એક પણ શબ્દ વિશેષ બોલ્યા વગર કુંવરજી એ ઘરમાંથી બહાર નીકળી પડ્યો.

# પ્રકરણ ત્રીજું

## ચંદરમા સામે બચાડી શિયાળ તે કેટલાં વડચકાં ભરશે, હેં!

ગઢમાં પણ ગઢ હોય એવી ગાયકવાડની હવેલી અમરેલીમાં પહોળે પથારે પડી હતી. હવેલીના મોટા ચોગાનમાં મરાઠાની સેનાના સિપાઈઓ ખાટલા ઢાળીને પડ્યા પાથર્યા રહેતા હતા. એ બધા હતા મરાઠાના અમરેલી ગઢના કિલ્લેદારો.

એ હતા તો મરાઠા સિપાઈઓ, પણ એ બધા જાતે મરાઠા હતા એમ માનવાનું કાંઈ કાર[illegible]ની. એમાં અફઘાનિસ્તાનના અફઘાનો પણ હતા ને મકરાણના મકરાણીઓ પણ હતા. એમાં કરબલા ને મોસલના આરબો પણ હતા ને મહીકાંઠાના કોળીઓ પણ હતા. એમાં ગીરના ખાંટો પણ હતા ને હબસીઓ પણ હતા. જુદી જુદી જાત ભાતના સિપાઈઓ હતા, ને દરેક જાત પોતાની જાતના જમાદાર નીચે હતી.

આ હતી કાઠિયાવાડ ઉપરની ગાયકવાડની મેખ. દર વર્ષે કાઠિયાવાડમાં ગાયકવાડ સરકાર ચોથ ઉઘરાવતા. એ ચોથની ઉઘરાણી વસૂલ થતી અમરેલીમાં—સિવાય કે જ્યારે કોઈ માથાભારે રાજ-રજવાડા ઉપર ચોથ માટે ચડાઈ કરવી પડતી ત્યારે અમરેલીમાંથી તીડનાં ટોળાંની જેમ મરાઠાનાં દળકટક ચાલી નીકળતાં. ગામો બાળતાં, ખેતરો ખૂંદતાં, અસ્મત લૂટતાં, મરાઠાનાં કટક ચાલ્યાં જતાં

ને એમને ના પાડવાની કોઈની હામ ન હતી.

હવેલીના ચોકમાં વચમાં થોડી રાવટીઓ પડી હતી. આ રાવટીઓ ફરતા પાકા પહેરા હતા. માંડ એક માણસનો સમાવેશ થાય એવી એ રાવટીઓ હતી. ને એક એક રાવટીમાં એક એક ઠાકોરને ને એક એક દરબારને એની ચોથ પગાર થાય નહિ ત્યાં સુધીની મુદતને માટે બેસાડી રાખવામાં આવ્યો હતો.

એમાં ભાવનગરના અભેરાજજી પણ હતા ને લીંબડીના હરભમજી પણ હતા. પાલીતાણાના સરતાનજી પણ હતા ને ધ્રાંગધ્રાનાં જીજીબાઈ પણ હતાં. એમાં ધ્રોળ, થાન, ભડલી, મીતિયાળાના ઠાકર ઠકરાતો પણ હતા ને નવાનગર, ગોંડળ ને મોરબીના બક્ષીઓ પણ હતા. એમાં માંગરોળ ને રાધનપુર, પોરબંદર અને લાઠીના દરબારોના વકીલો પણ હતા. પોણા ઉપરાંત કાઠિયાવાડના જેઓ ધણી કહેવરાવતા ને વરસોવરસ ધણીપણાનાં છોગાં બાંધીને ફરતા હતા, એવા નાના મોટા કંઈ કંઈ રાજારજવાડા, એમના બક્ષીઓ ને વકીલો એમાં હતા.

ને ચોથ ઉઘરાવવાનો ગાયકવાડી નિયમ ઘણો સીધો હતો. ગાયકવાડના સૂબાનું આમંત્રણ એટલે આખરીનામું. એ પાછું ઠેલવાનું કોઈનું ગજું નહિ. એ આમંત્રણ જેના નામનું હોય એણે જવું જોઈએ.

ને જે જાય એને રાવટીમાં બેસાડી દેવાતો. ચોથની રકમની પતાવટ થાય પછી જ એ રાવટીમાંથી બહાર નીકળી શકે; એ પહેલાં નહિ.

પહેલાં તો આમ ચોથ નહોતી વસૂલ થતી. વડોદરાથી ચોથની ઉઘરાણીએ લશ્કર નીકળે. રાજરાજને સીમાડે જાય, લૂંટ કરે, આગ લગાડે, ગામ બાળે, ઓરતોનાં અસ્મતો લૂંટે; બધું જ કરે ને વરસોવરસ કરે.

જીવાજી શામરાજ નામના ફત્તેહસિંહરાવ ગાયકવાડના ખાસ

ભરોંસાના માણસે ચોથ ઉઘરાવવાનો એક નવો રસ્તો કાઢ્યો. ગીરના જંગલની કોર ઉપર કાઠિયાવાડનાં ઘણાંખરાં માથાભારે રજવાડાંઓનાં સીમાડા ઉપર જવાના રસ્તાઓ જ્યાંથી નજીક પડે એવા અમરેલી ગામમાં એણે કાયમી થાણું નાખ્યું. અમરેલીનો ગઢ બાંધ્યો ને હવેલી યે ઊભી કરી. ત્યાં આવીને જે પોતાની ચોથ ભરી જાય એના ઉપર સેના ચડે નહિ.

અમરેલીમાં બજારો જામી. રાજા રજવાડાઓને ધીરધાર કરનારાઓની પેઢીઓ જામી. વસતી વધી. અમરેલી કાઠિયાવાડમાં જોતજોતામાં માતબર ને મોટું શહેર બની બેઠું. જંગલનાં પશુઓની એક આંખ જેમ વાઘની બોડ તરફ હોય તેમ આખા કાઠિયાવાડની એક આંખ અમરેલી તરફ રહેતી.

હવેલીમાં અમરેલીનો ગાયકવાડી સૂબો જીવાજી શામરાજ બેઠો હતો. બહારથી એ જેટલો સુરત દેખાતો એટલો એ અંદરથી કઠોર હતો. નજરકેદમાં રખાયેલાઓ માટે રોજ સવારમાં એના હુકમ છૂટતા. આજનો હુકમ એ હતો કે 'હવે આજે તો દરેકેદરેક રાજે ને જાગીરે ને બધાએ ચોથના હિસાબના ફેંસલા કરવા જ પડશે. માવજીભાઈને કહી દેજો કે આજે ચોપડા ચોખ્ખા કરવાના જ છે; ને જેના ચોપડા ચોખ્ખા ન થાય એને આજથી રાવટી બહાર નીકળવા નહિ દેવો.'

માવજીભાઈ મૂળ બગસરાના વાણિયા. ધર્મે જૈન. નામું પાકું ને અક્ષર મોતીના દાણા જેવા લખે. એને આ હુકમ સમજાયો નહિ ને વધારે સમજવા એ જાતે જીવાજી પાસે આવ્યો.

'આપે આ બધાને રાવટી બહાર નીકળવાની મનાઈ ફરમાવી છે. પણ...'

'શું પણ?' જીવાજીએ પાન બનાવતાં કહ્યું. જીવાજી શામ-

રાજને પાનનો શોખ ભારે. ભગવાન સોમનાથ માટે ગંગાજળ રોજ રોજ ઠેઠ કાશીથી આવતું, એના કરતાં પણ વધારે ચીવટ અને વ્યવસ્થાપૂર્વક એને માટે રોજેરોજ પુનાથી પાન આવતાં.

'પણ શું?'

'કુદરતી હાજત...'

'કાં તો ચોથ સાથે પોતાને ગામ મૂકતા આવે, ને કાં ચોથની સાથે અમરેલીમાં સાથે લાવે. પણ ચોથ પોતાને ગામ ને હાજત અહીં એ કેમ બને? રાવટીમાં એને કોણ ના પાડે છે? ને ના પડાય પણ કેમ? એ તો કાઠિયાવાડના ધણી છે, ધણી!'

માવજીભાઈ ચિઠ્ઠીનો ચાકર. એ ગયો. જીવાજી શામરાજે પોતાની સામે બેઠેલા અબૂરાયને કહ્યું: 'કેમ ખરું ને? મદારી જેમ સળીથી સાપ મંત્રે એમ હું આ અમરેલીની મેખથી કાઠિયા-વાડનાં રજવાડાં મંત્રું છું. લો પાન ખાઓ!'

અબૂરાયને પાન વસાવવાનો શોખ ન હતો પણ ખાવાનો તો હતો. જીવાજી શામરાજે અબૂરાયને અર્ધું પાન આપ્યું.

અબૂરાયે પાન બનાવતાં કહ્યું: 'આ વરસે ક્યાંય સેના શણગા-રાય એવું નથી લાગતું.'

જીવાજી બોલ્યો નહિ, પણ એની છ હાથ ઊંચી ને મુક્કી કાયા આત્મગૌરવથી ટટાર થઈ ગઈ હતી ખરી. જીવાજી નાની દાઢી ને થોભિયાં રાખતો. લાંબી મૂછ રાખતો. મૂછ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં એ બોલ્યો: 'લૂંટાયેલા રાજ કરતાં લૂંટાયેલો રાજા સાત સારો એમ હવે બધાને સમજાવા માંડ્યું છે.'

'જૂનાગઢ નથી આવ્યું ને?' અબૂરાય લશ્કરનો સરદાર હતો. એને લડાઈ, તોફાન, દંગા, ફિસાદ વગરની શાંતિ એ શાંતિ લાગતી જ ન હતી. જૂનાગઢમાં એની મુલકગીરીની ભૂખ શમે એવા જોગ

દેખાતા હતા.

'જૂનાગઢ?' જૂનાગઢ માટે જીવાજીએ પોતાનો તિરસ્કાર જાહેર કરતા અવાજે કહ્યું. 'બિચારી શિયાળ ચંદરમા સામે તે કેટલાં વડચકાં નાખશે, હેં?'

એવામાં એક કાસદ આવ્યો. જાતનો એ આરબ હતો. ભવિષ્યમાં પોતે એ આરબને કેવા સંયોગમાં ને ક્યારે મળવાનો છે એનો જીવાજીને ખ્યાલ ન હતો. એ ખ્યાલ એને હોત તો? માણસના પછાડા જોઈને વિધિ કોઈ કોઈ વાર પેટ ભરીને હસી તો નહિ લેતો હોય ને?

કાસદના હાથમાંથી અબૂરાયે ખરીતો લીધો ને જીવાજીના હાથમાં આપ્યો. ઘેરાવદાર ભમ્મર નીચેની ગોળ આંખો ક્ષણભર કાસદ સામે તાકી રહી. પણ અલી ચાઊસ મૂંગો જ રહ્યો. જીવાજીએ ખરીતો ફોડીને વાંચ્યો; વાંચીને એ ક્રૂરનાભર્યું હસ્યો. એના નઠોર હૃદયના ભણકારા અબૂરાયને પોતાને તમાચા જેવા લાગ્યા.

'સવારના પહોરમાં આજ સારું પાન મળ્યું નથી લાગતું, અબૂરાય!' જીવાજીએ કહ્યું. 'શુકન વધતાં નથી તમને.'

'કેમ?'

'જૂનાગઢ પણ આવે છે!'

'આવે છે?' અબૂરાયે નિરાશ થતા અવાજે કહ્યું. 'તો પછી આવી આવીને મોડું કેમ ટળ્યું? નકામું મોંમાં પાણી આણ્યું!'

અબૂરાયને જીવાજી ઉપર એક ચીડ બહુ મોટી હતી. બીજી બધી રીતે બેઉ ભાઈબંધ પણ એક વાતમાં એક આંખે નહિ જોનારા. એક જગ્યાએ થાણું નાખીને રાજારજવાડાને બોલાવી બોલાવી એમની પરોણાગત—જીવાજીની હમજીની—અહીં કરીને ઠંડે કલેજે વાણિયો જેમ લેણું વસૂલ કરે એમ ચોથ ઉઘરાવવી એ ખરેખર એક જોદ્ધાને

છાજે નહિ એવી વાત હતી. અબૂરાયનો સિદ્ધાંત હતો કે ચોથ તો રાજરજવાડાના પાદરમાં જ લેવી જોઈએ. એ ફૂચો, એ લૂંટો, એ મસ્તી, એ મજા તો ગયાં. એક યુગ આખો વહી ગયો! એ રસમ આખી ગે પલટાઈ ગઈ. ને અબૂરાય વહી ગયેલા યુગનો પૂજારી હતો.

'જૂનાગઢનો ખુલાસો પૂછવો જોઈએ કે એ આટલું મોડું કેમ આવ્યું? કોણ આવે છે જૂનાગઢ તરફથી?'

'કોઈક અમરજી નામનો નાગરનો છોકરો છે.'

'છોકરો?'

'હાસ્તો?'

'તો પછી એવા છોકરા સાથે જૂનાગઢની ચોથના હિસાબ જ કેમ પતાવાય? ખરી રીતે તો નવાબને અહીં પકડી લાવવો જોઈએ. શું સમજે છે એ એના મનમાં શ્રીમંત સરકારના સૂબા સાહેબની પનાહમાં એક છોકરાને મોકલીને?'

મુલકગીરી નહિ તો નવાબને પકડી લાવવાની, 'ચોટલી તો ચોટલી; લાવ, કાપી લઉં!' જેવી અબૂરાયની દરખાસ્ત ઉપર જીવાજીએ લક્ષ ન આપ્યું. એણે અમરજી સાથે પહેલાં મુલાકાત કરી લેવાનું નક્કી કર્યું. અબૂરાયે નિરાશાથી પાન ખાધું. જીવાજીએ બીજું એક પાન લીધું.

જીવાજી પાન ખાઈને ઊઠ્યો. એના મનમાં એકાએક કોઈ મીઠો વિચાર આવ્યો હોય એમ એનો કરડો ચહેરો જરા કોમળ બન્યો— જીવાજીને કોમળતા સાથે સાત ભવનાં વેરઝેર હતાં. એના ચહેરાની નકોર રેખાઓ કેવળ કઠોર અને એટલી જ એનામાં કોમળતા હતી.

એ ઊઠ્યો. ઊઠીને અંદર ગયો. પરસાળમાં એ બેઠો અને એણે બૂમ પાડી:

'મરીચ?'

પૂરા સાત હાથની ઊંચાઈ, બહાર બે દાંત નાકળેલા, વાંકાડયા વાળ, લબડતા હોઠ અને એક પગ લાકડાના ઘોડાનો : એવા ભયંકર દેખાવનો એક સીદી આવ્યો.

'ચંદનનો ઓરડો ખોલ.'

જવાબ આપ્યા વગર મરીચ ગયો. ભવિષ્યમાં આ માણસ કચ્છનો ધણીરણી બનવાનો હતો. પણ વીસ વર્ષ પછી બનનારી વાતનો મરીચને ખ્યાલ નહોતો. અત્યારે તો તે પોતાની ભવિષ્યની કારકિર્દીમાં ઉપયોગી નીવડે એવા બોધપાઠ પોતાના ક્રૂર માલિક પાસેથી લઈ રહ્યો હતો.

મકાનમાં એના લાકડાના પગના પછડાવાનો અવાજ ગાજી ઊઠયો. થોડી વાર પછી એક બારણાની સાંકળ ખૂલવાનો અવાજ સંભળાયો. જીવાજી એ અવાજ સાંભળીને ઊઠયો.

એ ઓરડામાં એક છોકરી પુરાયેલી હતી. ચંદન એનું નામ હતું. કોઈક વાર નામ એની યથાર્થતાથી સાર્થક બને છે. આ છોકરીનું નામ પણ ચંદન સિવાય બીજું કોઈ હોઈ જ શકે નહિ.

જીવાજીને જોઈને ચંદને પોતાની આંખો ઢાંકી દીધી.

જીવાજીએ આવતાં વેંત પૂછ્યું : 'કેમ છોકરી! હજી ડાહી થઈ કે નહિ?'

છોકરીએ જવાબ ન દીધો.

'તું નાસી જવાનો યત્ન ન કરે તો તને ખાવાપીવાનું મળશે, બહાર હરવા ફરવાનું મળશે.'

છોકરીએ જવાબ ન આપ્યો. જીવાજીએ જવાબને માટે થોડી વાર રાહ જોઈને આગળ ચલાવ્યું : 'છોકરી! તને અહીં શું દુઃખ છે? તળાજાના કોળીના કિલ્લામાં ભૂત જેવી પડી રહેતી હતી એના કરતાં અમરેલીનો ગઢ શો ખોટો છે?'

હજી યે છોકરીએ જવાબ ન દીધો.

'તું મને વચન આપે તો બસ છે. તારું વચન તું પાળશે એવી મને ખાતરી છે કેમકે તું તારી માનો નમૂનો છે.' જીવાજીએ હોઠ પીસ્યા! અંદરનો કોઈ ઊભરો જાણે એણે પ્રયાસે રોકી રાખ્યો.

'હું તને કેવી લાલનપાલનથી આળપંપાળથી રાખવા ધારું છું, એની તો એક વાર તારા જીવને ઝાંખી થવા દે!'

'મારે ઝાંખી નથી કરવી.'

'નાદાન છોકરી! મરી જઈશ તો ય તારો છુટકારો નથી થવાનો બીજે કોઈ રસ્તે. જીવાજીના હાથમાંથી તારો બીજી રીતે છુટકારો કરાવનાર જણ હજી એની માએ જણવાનો છે.'

'તો હું મરી જઈશ!' ચંદને જવાબ આપ્યો.

'તો જા મર! ને વિચાર ફરે તો મરીચ સાથે કહેવરાવજે!'

જીવાજી પાછો ફરી ગયો ને મરીચે ઓરડાને સાંકળ વાસી દીધી.

જરા દૂર જઈને જીવાજીએ મરીચને ઇશારતથી બોલાવ્યો. ધીમેથી કહ્યું: 'મરીચ! આ છોકરીને ખાવાપીવાનું આપજે, ને જરાક વાર બહાર ફરવા દેજે!'

'હજૂર.'

'પણ જો, મારા તરફથી કે મારા નામથી નહિ, હોં! જાણે તને છોકરી ઉપર લાગણી થતી હોય ને મારા હુકમનો ભંગ કરતો હોય એવી રીતે. સમજ્યો?'

'જી, સમજ્યો; મને આપે વધારે ન કહેવું પડે.' મરીચના શબ્દો તો સાહજિક હતા. પણ એના શ્યામ ચહેરા ઉપર અર્થસૂચક સ્મિત છાયું. એની આંખમાં માલિકની હવસખોરી જાણે ઝિલાતી હોય એવો પડછાયો છાયો.

'સાલા! હરામખોર! કમજાત!' જીવાજીનો ગુસ્સો હાથ ન

રહ્યો. એણે મરીચના સ્મિતથી ખીલેલા ચહેરા ઉપર જોરથી તમાચો માર્યો.

કો ઝવેરી જેમ પોતાના ઝવેરાતનું બાકસ બંધ કરી દે એમ મરીચનું સ્મિત જાણે એના મોંઢામાં સંકેલાઈ ગયું. એના ચહેરા ઉપર લાકડા જેવી જડતા છાઈ ગઈ.

'યાદ રાખજે, એ છોકરી જો ભાગી છૂટી છે તો તારી ચામડી ઉતારી નાખીશ.' કશા પણ કારણ વગરની છેલ્લી ધમકી આપી જીવાજી ત્યાંથી વેગથી ચાલતો થયો.

'ભાગે નહિ, મારા માલિક!' માલિકનો માર ખાધેલા કૂતરાના કણુસવા જેવા અવાજે મરીચનો જવાબ પાછળથી આવ્યો.

એકાએક હવેલીના અંદરના ચોકમાં કંઈક પડ્યું-ફાટ્યું.

ને એની વાંસોવાંસ દૂરથી હાથિયો ગડગડતો હોય એવો અવાજ સંભળાયો.

દોડતો દોડતો એક માણસ આવ્યો. જીવાજીને જોઈને બોલ્યો: 'હજૂર!'

'શું છે? આ બધું શું છે?' જીવાજીએ પૂછ્યું.

'આ કાગળ હમણાં આવ્યો છે!'

જીવાજીએ કાગળ ફોડ્યો. વાંચ્યો:

"હું આવી પહોંચ્યો છું ને કિલ્લાની બહાર
મુલાકાતની રાહ જોઉં છું. —**અમરજી.**"

'એમ!' જીવાજીએ રોષથી કાગળ ફાડી નાખ્યો. 'મારે પણ મુલાકાત કરવી છે. અબૂરાયને બોલાવો!'

અબૂરાય દોડતો આવતો હતો.

'જીવાજી!' અબૂરાયે ઉતાવળે અવાજે કહ્યું, 'કિલ્લો ઘેરાઈ ગયો છે. બહાર નીકળાય એમ નથી.'

'કાંઈ વાંધો નહિ. જૂનાગઢનું મોત ભમે છે. એ અમરજીનું ય મોત ભમે છે. ચંદરમા સામે એ બચાડી શિયાળ શું વડચકાં ભરશે? કિલ્લો તૂટે એમ નથી. કિલ્લાને તોડતા પહેલાં જૂનાગઢ તૂટી જશે. શેષનાગના માથા ઉપર મેં તો મેખ મારી છે!'

ફરીને બીજો ગડગડાટ સંભળાયો. ચમકેલા માણસોની ચીસ ને કોલાહલ સંભળાયાં.

'આ શું?' જીવાજીએ પૂછ્યું.

'તોપના ગોળા લાગે છે.'

'તોપ! તોપ આટલે સુધી માર કરી જ શકે નહિ.'

પરંતુ જીવાજીને ખબર નહોતી એ અમરજીને ખબર હતી, કે લડાઈમાં અણધાર્યા હલ્લા ને અણકલ્પ્યાં હથિયાર જ કારગત નીવડે છે.

ફરીને ગડગડાટ થયો; ફરીને કોલાહલ થયો; કાંઈક નાસભાગ થતી સંભળાઈ. જીવાજી વેગથી બહાર તપાસ કરવાને નીકળ્યો. 'કિલ્લાની અંદર ગોળા ફેંકે એવી તોપો વળી કેવી?'

અમરેલીના ઘેરાનો આરંભ થયો હતો. જીવાજીએ શેષનાગના માથા ઉપર મેખ ભલે મારી હોય; પણ એ શેષનાગ પોતે જ હવે સળવળવા માંડ્યો હતો.

ને બંધ ઓરડાની અંદર એક જુવાન છોકરી વાસેલાં બારણાંની પાછળ ભગવાન પાસે હાથ જોડીને માગતી હતી: 'હે ભગવાન! હે દયામય! આ પાપાગારમાંથી મને કાં તો જીવતી જાગતી છોડાવ, ને કાં તો આણફેર મરવાની હામ દે!'

## પ્રકરણ ચોથું

### ભીલમ-ઢીલમના વાયરા વાયા ને વાયરે ડોલ્યા શેષ

અમરેલીના ગઢ ઉપર ચડીને જીવાજીએ એક નજર નાખી જોઈ. સપાટ મેદાનમાં લગભગ એક–સવા કોસ દૂર નવાબી છાવણીના પડાવ કળાતા હતા. સવારના સૂર્યનો ચડતો પ્રકાશ એ પડાવના સિપાઈઓનાં હથિયારો ઉપર ચમકતો હતો. સવા કોસ દૂરથી અમરજી અમરેલી ઉપર ગોળા શેના ફેંકે છે? શી રીતે ફેંકે છે?

દૂર દૂર રૂનાં પૂમડાં જેવો ગોટો ઊઠ્યો. ને જાણે સંધાયેલી હોય એમ જીવાજીની આંખ એના ઉપર થીજી રહી. થોડી વાર પછી હવામાં દોડતો હોય એવો હુડુડુ હુડુડુ અવાજ સંભળાયો–ગગનમાં હાથિયો ગાજતો હોય એવો.

એ અવાજનું પૂંછડું જ હોય એવો સૂસવતો એક અવાજ સાપની જેમ ફૂંફાડા મારતો જીવાજીએ સાંભળ્યો.

આકાશમાંથી ગ્રહણગ્રસ્ત બનેલો લાલ સૂરજનો જાણે ગોળો હોય એવો ગોળો દૂરથી ઉપર ચડતો અને પછી અર્ધચંદ્રાકારે નીચે ઊતરતો જીવાજીએ જોયો! જીવાજીથી ચાર હાથ દૂર એ ગોળો પડ્યો ને પડતાંવેંત જ ગઢની રાંગનો ઉપરનો ભાગ જમીન ઉપર ઢગલો થઈને પડ્યો.

અને જીવાજી ત્યાંથી એકદમ પાછો ફરી ગયો. એના હૈયામાં ન સમજાય એવી અકળામણ હતી. એ અકળામણની ભીતરમાં રોષ,

નિરાશા, તરફડાટ હતાં.

આટલે દૂરથી તોપના જો ઘા થઈ શકતા હોય, આટલે દૂરથી ગઢની રાંગ જો તૂટી શકતી હોય, તો...તો...તો શું? જીવાજીની બુદ્ધિએ આગળ વિચાર કરવાની ના પાડી. જીવાજીને સનાતન સત્યનો પહેલી જ વાર પૂરો ખ્યાલ આવ્યો કે યુદ્ધ માણસો જીતતાં નથી, ઘણુંકરીને શસ્ત્ર જ જીતે છે. અને દોઢ કોશ સુધી નિશાનના માર કરી શકે એવી તોપ વિષે કેવળ જીવાજીને એકને જ માહિતી ન હતી એમ નહિ; કંપની સરકારની લડાઈઓ લડતા સિપાઈઓ અને સિપાહસાલારોને પણ હજી તો એનો ખ્યાલ ન હતો.

હવે તો જાણે શેષનાગ હજાર જીભે ફૂંફાડા મારતા હોય એમ ગોળાના વિનાશક ફૂંફાડા સંભળાવા લાગ્યા. કિલ્લાની રાંગ ઉપર જ ગોળા પડતા હતા. અવારનવાર એકાદ ગોળો ગઢની અંદરના ગામ ઉપર પણ પડતો હતો.

અમરેલીનો ગઢ કાઠિયાવાડમાં બારે જોરાવર ગણાય. સિંધિયા સરકારની નોકરીમાંથી શિંદે ગાયકવાડ સરકારની નોકરીમાં મુલક-ગીરીના સરદાર તરીકે આવેલો ભગવંતરાય પણ કહેતો હતો: 'ભરતપુરના કિલ્લાથી યે વધારે મજબૂત અમરેલીનો ગઢ છે. એ ગઢ નથી, પણ શેષને માથે ખોડાયેલી ગાયકવાડી ખાંભી છે.'

પરંતુ ભગવંતરાયને અમરજીની નીલમ-લીલમનો જરા યે પરિચય ન હતો, કે નહોતો પરિચય પ્લાસીની લડાઈમાં બંગાળાના નવાબના તોપચી ચોઈ ફીરંગીનો.

નીલમ-લીલમ બે બહેનો હતી, ને એમના દેહ લોઢાના હતા. જીભ લાંબી હતી ને રાડ મોટી હતી. અમરજીની લડાઈઓમાં પહેલેથી છેલ્લે સુધી એ સંગાથી હતી. આજ પણ એ બે બહેનો ઉપરકોટના ગઢની રાંગ ઉપરથી પોતાના ચઢી ગયેલા ભાઈ ઉપર ગિ ર.

અફસોસ ગુજારે છે.

રાન ગામમાં લોઢાની ખાણ હતી પણ એની કોઈને ખબર ન હતી. એવામાં એકદા એક વાઘેર ભટકતો ભટકતો જૂનાગઢ આવ્યો. એ વાઘેર કોઈ મોટા માણસનો આશરો શોધતો હતો. એની પાસે એક મોટી ને અજાયબી ઉપજાવે એવી વાત હતી.

ઘણાખરાએ એની વાત હસી કાઢી હતી. કચ્છના રાયધણે હસી કાઢી હતી ને પોરબંદરના સરતાનજીએ હસી કાઢી હતી; વડોદરાના ફતેહસિંહે હસી કાઢી હતી ને નગરના જામે હસી કાઢી હતી. એક અમરજીએ એની વાત સાંભળી. ને જોતજોતામાં રાન ગામની સીમની ધરામાં વીસ વીસ પચીસ પચીસ વામના ખાડા ખોદાવા માંડચા. ઊબેણ નદી આડા ભારે મોટા બંધો બંધાવા માંડચા. બંધેજ પાણીના ધોધ વહેવા લાગ્યા. ધીકતા ચોગટ ભઠ્ઠાઓ સળગવા લાગ્યા. એક સાથે પાંસઠ પાંસઠ મણના તવાઓ ઊકળવા લાગ્યા. એ તવામાંથી આગની ધારો ભીની માટીના બાંધેલા ધોરિયામાં વહેવા લાગી.

અને ઊબેણ નદીને કાંઠે નીલમ અને લીલમના જોટા ખડા થવા માંડચા. ને કોશ કોશ દૂરથી ઘેરાયેલા ને રક્ષાયેલા ગઢોની અંદર આકાશમાર્ગે ઊડતા સાપ જેવા ફૂંફાડા મારતા પહોંચીને નીલમ-લીલમના ગોળાઓ દુશ્મનો સાથે વાતો કરવા લાગ્યા.

બિચારો જીવાજી શામરાજ! એને ખબર પણ ન હતી કે જે વાઘેરને એણે છ મહિના પહેલાં પોતાને આંગણેથી ધક્કો મારીને કાઢ્યો હતો એ આજ એની સાથે વાત કરતો હતો.

રામસિંહ માલમનું રાણપુરનું લોઢાની તોપો બનાવવાનું કારખાનું પોર્ટ ફેરંગી વગર નકામું બનત.

ફિરંગીઓની સાથે ઊછરેલો; ફિરંગીઓ પાસેથી સારા યે કાઠિયાવાડને તોબાહ પોકરાવનાર ગોલંદાજની એ તાલીમ પામેલો.

જાતનો ભોઈ; નામે પોઈ; ફેરંચીના ઉપનામથી ઓળખાય. પ્લાસીની લડાઈમાં એ હતો. આધાર વગરની લોકવાયકા પ્રમાણે તો પાણીપતની લડાઈમાં પણ એ હતો. પાણીપતની લડાઈમાં એ હોય ન હોય, પણ પ્લાસીની લડાઈમાં તો એ હતો જ. આ પોઈ ફેરંચી અમરજીના મૃત્યુ બાદ તો ઘણો મોટો માણસ બન્યો હતો. જૂનાગઢનો દીવાન પણ થયેલો. પોરબંદરનો દીવાન પણ થયેલો. અમરજીના કાળમાં એ અમરજીનો જમણો હાથ, નીલમ-લીલમનો રખેવાળ ને ગોલંદાજ. રજવાડી લડાઈઓમાં સૌથી પહેલાં 'ગરભછાંટ'ના ગોળા એણે વાપર્યા હતા. નીલમ અને લીલમના 'ગરભછાંટ'ના ગોળા એટલે શું? ગોળો જમીન ઉપર પડ્યો—ન પડ્યો ને ફાટે; ને એમાંથી ચોપાસ લોઢાંના નાના મોટા છરાઓ વેરાય. ચોપાસ એનો 'ગરભ' છંટાય એટલે એ ગોળા ગરભછાંટના કહેવાય.

જીવાજી કિલ્લાની રાંગ ઉપરથી અંદર ચાલ્યો, ને શેષનાગના માથા ઉપર ખોડાયેલી આ ગાયકવાડી ખાંભીની અવિચ્છિન્ન અવિચળતાં ઉપર એને એકદમ અવિશ્વાસ આવી ગયો. એણે નીલમ-લીલમની તો કાંઈ ગણતરી જ કરી ન હતી!

અમરેલીની બજાર કાંઈ આવી ગણતરી વગરની ન હતી. જેવી અમરેલીના લોકોને ખબર પડી કે દુશ્મન દોઢ કોશ દૂરથી વછોડેલી તોપોમાંથી છેક અમરેલીની અંદર ગરભછાંટના ગોળા ફેંકી શકે છે, ને દોઢ કોશ દૂરથી ધારેલાં નિશાન લઈને અમરેલીના જાજરમાન કિલ્લાની ધીંગી રાંગને જમીનદોસ્ત કરે છે, ત્યારે એની ગણતરીઓ બધી આકાશમાં ઊડવા લાગી.

મનજી મેરાઈ વૃદ્ધ માણસ: અવસ્થા બુઝુર્ગની ને જિજ્ઞાસા બાળકની. એના ભોળા કરચલીવાળા ચહેરામાં નવી વાતો બીજાને કહેવાની પ્યાસ ચળકતી હતી.

'આવી તોપ્યું, બાપા!' મેરાઈ પોતાની દુકાનમાં ભરાઈ બેઠેલા ચારપાંચ માણસોને ન જોયેલી ન કલ્પેલી નીલમ-લીલમની તારીફ સંભળાવવા લાગ્યા. 'તોપ્યું એટલે શું? મોટી બંધૂક કે બીજું કાંઈ? એ તોપ્યું ને વછોડવાના ધોડા એવા તો જબરા હોય કે એને વરત જોડવાં પડે. બે બળદ વરત તાણે તંઈ એ ધોડા પડે; ને ધોડા પડે એટલે ધનન કરતી'ક ને તોપ વછૂટે. આ તમે આંખ મીંચો ન મીંચો ત્યાં તો હાંઉ કે મારા બાપલા, ઈ ગોળો ચાર જોજન દૂર જઈને પડે!'

પરંતુ મેરાઈનું પારાયણ સાંભળવાની જીવાજીને ફુરસદ ન હતી. નીલમ અને લીલમને ચૂપ જ કરવી જોઈએ.

પોતાના મકાનમાં પહોંચીને એણે મરીચને બોલાવ્યો. પોતે સામે ચડી જાય ત્યારે પોતાની ગેરહાજરી દરમિયાન ચંદનની ભાળ એણે એને ભળાવી. લક્કડપગા મરીચે પોતાના બે ઉઘાડા દાંતો વડે હોઠ દાબીને ભલામણ સ્વીકારી.

જીવાજી શામરાજે લશ્કરને શણગારવાનો હુકમ આપ્યો અને અનેક કડવા વિચારો વાગોળતો જીવાજી પાન ખાવા બેઠો. લશ્કર શણગારાઈ રહ્યું પણ જીવાજીનું પાન હજી જામ્યું ન હતું.

પાનબાન ખાઈને જીવાજી જ્યારે બહાર નીકળ્યો ત્યારે એને નાસભાગ કરતાં માણસો દેખાયાં. આમાંથી કોઈને ઘડીભર રોકાવાની ફુરસદ પણ ન હતી.

અને થોડી વાર પછી તો એ નાસભાગનું કારણ કોઈને પૂછવા જેવું યે ન રહ્યું. દોડતાં ઘોડાંઓની ખરીઓના પડઘા હવે વધારે ને વધારે વેગથી સંભળાયા ને એની તિખાશ, તરવરાટ અને એકરાગીપણાથી ભયંકર લાગે એવો અવાજ જાણે તોપના ગોળા જેમ ગગડતો એની સામે આવ્યો. 'હુગ બોલો! સબ બોલો! હુગ

I smile



બોલો! સબ બોલો!'

જમૈયા ઉછાળીને દુશ્મનના કટક ઉપર ઝનૂની હૂમલા કરતી આરબ શીંબદીની એ રણખૂમ!

અમરેલીના કિલ્લામાં પડેલાં ગાબડાંઓમાંથી જૂનાગઢની ઘોડેસ્વાર સેના અંદર વેગથી ઠલવાઈ રહી હતી!

અને ખુદ ગાયકવાડની હવેલી ઉપર હવે પોર્ઈ ફેરંચીએ નીલમ-લીલમના સંદેશા મોકલવા માંડ્યા.

ધસી પડતી દીવાલ, તૂટતાં છાપરાં, ઘવાયેલાઓની ચીસો ને બીધેલાઓના કસકમાટ, ગાયકવાડની હવેલીને એક ભારે ભયથી ભરી દેવા લાગ્યાં.

કિલ્લાની રાંગની આસપાસ તૂટેલી દીવાલોની બે ય બાજુએ ખૂનખાર ઝપાઝપીઓ શરૂ થઈ હતી, ને એના કાળજું કંપાવે એવા ચિત્કારો સંધ્યાકાળે વાસોભૂલ્યાં પંખીઓના કોલાહલ સમા સંભળાતા હતા.

ને ખંડેર થતી હવેલીમાંથી ચંદનને લઈ ને મરીચ ભાગ્યો.

એક કદાવર ઘોડાને લઈને મરીચ એના ઉપર બેઠો ને એણે પોતાની આગળ ચંદનને ઉઠાવી. લડાઈનો કોલાહલ ઘડીમાં દૂર ને ઘડીમાં નજીક હીંચોળાતો હતો અને અવારનવાર પહોળા ને વધારે પહોળા થતા વિસ્તારમાં નીલમ-લીલમના ગોલંદાજી વાયરા ફાટતા હતા.

દુકાનો બંધ હતી; ઘર બંધ હતું. બીજા અવાજ સર્વ બંધ હતા.

અને મરીચ ભાગ્યો. મરીચનો ઘોડો જાણે પાંખાળો બન્યો. લક્કડપગા સીદીની ઘોડેસ્વારી અફલાતૂન હતી. ઘોડાની લગામ ગરદન ઉપર નાખી દઈને મરીચ બે હાથે ચંદનને જ વળગી રહ્યો હતો.

અને ચંદન જાણે નિષ્પ્રાણ બની હતી. એ હાલતી નહોતી,

ચાલતી નહોતી, બોલતી ન હતી. એ જીવતું માણુસ છે કે મરેલું મુડદું છે એની પણ મરીચને ખબર પડે એવું કાંઈ એ કરતી ન હતી.

દૂર અને દૂર લડાઈનો કોલાહલ આછો ને વધારે આછો થતો ગયો. દૂર અને દૂર અમરેલીનો કિલ્લો નાનો ને વધારે નાનો થતો ગયો.

અને આખરે સદંતર નિર્જન એવી વનરાઈઓની વચ્ચેથી ઘોડો હાંફતો ને વધારે હાંફતો, ઠોકરો ખાતો ને વધારે ઠોકરો ખાતો જાણે જીવ ઉપર આવીને દોડયો ગયો.

એક નદી આવી ને મરીચ થાક ખાવા નીચે ઊતર્યો. ચંદનને એણે નીચે ઉતારી, ને ઉતારીને જ્યાં મૂકી ત્યાં જ ચંદન જેમ એણે મૂકી હતી તેમ બેઠી રહી.

ઘોડાએ પાણી પી લીધું હતું; પોતે પાણી પી લીધું હતું; ચંદને પાણી પીવા માટે કાંઈ ઇચ્છા કે વૃત્તિ બતાવ્યાં ન હતાં. ખાવામાં તો થાક સિવાય બીજું કાંઈ ન હતું. અમરેલી ઘણું દૂર હતું.

ઘોડાને છૂટો મૂકીને એક ઝાડને અઢેલીને મરીચ થાક ખાવા બેઠો. ને એની આંખો ચંદન ઉપર જડાઈ રહી.

અને આંખોને જડાવું ગમે એવી એ છોકરી હતી.

થાકથી મરીચની આંખ ઘેરાતી હતી, પરંતુ રૂપ એની આંખોને બંધ થવાની ના પાડતું હતું.

અણધાર્યો સંયોગે, એને શીદાને એક સુંદરી સાંપડી હતી! હવે શું?

જીવાજી શામરાજ આ છોકરીની પાકી ચોકી કરતો હતો! એને એ તાળામાં પૂરી રાખતો હતો. નક્કી એ કઠોર દિલના ને કઠોર જીભના મરાઠાનું દિલ આ ચંદનપૂતળી ઉપર ઠર્યું હતું! પોતે અત્યાર સુધી એના ઉપર નજર સરખી યે કરી ન હતી. ને હજી યે નજર કરવાનો એનો ધર્મ પણ ન હતો! ગમે તેમ તો ય એ એના માલિ-

કની અનામત હતી ! એ માલિકનું શું થયું હશે? શું થશે?

મરીચની આંખમાં વિકાર ન હતો. કદર તો હતી, પણ કદર કદરદાનીના સીમાડા વટાવતી નહોતી. ચંદન એના માલિકની થાપણ છે એટલું મરીચને માટે બસ હતું. એ પછી એની વૃત્તિઓ જરા યે થનગનાટ કરવા કે આગળ વધવાને સાફ ના પાડતી હતી.

મરીચની આંખો ચંદન ઉપર હતી પણ એના વિચારો બધા અમરેલી ઉપર હતા. શું અમરેલી જેવો જોરાવર ગઢ પડચો હશે? ને પડચો હોય તો એના માલિકનું શું થયું હશે? એનાથી જરા પણ વધારે લાંબો વિચાર કરવાની મરીચની ગુંજાશ પણ ન હતી, ઇચ્છા પણ ન હતી.

ઘોડાની આંખ ઘાસ ઉપર હતી; મરીચની આંખ ચંદન ઉપર હતી; ચંદનની આંખ જમીન ઉપર હતી.

એવામાં દૂરનો પ્રવાસ કરીને આટલે સુધી આવ્યા હોય અને હજી વધારે દૂર પ્રવાસ કરવો હોય એવા લાગતા બે જણા વનરાઈમાં છૂપાયેલી પગદંડી ઉપરથી નજીક આવ્યા ને નીચે બેઠા.

'આપણે અહીં થાક ખાઈ લઈએ, કુંવરજીકાકા! નદી છે; છાંયો છે. જગ્યા રળિયામણી છે.'

'હા! પહોરો ખાઈને કોઈ ગામ શોધીએ. અમરેલી હવે દૂર ન હોવું ઘટે, કેમ જટા?'

'જી!'

માંગરોળથી અમરજી પાસે જવા કુંવરજી પંડચા અમરેલી તરફ ચાલી નીકળ્યા હતા; ને તેની સાથે જટો પણ ચાલી નીકળ્યો હતો. બેઠા કરતાં બેગાર ભલા. કાકાને સથવારો થશે, કંઈક નવું જોવાશે, અમરજીનો ભેટો થશે...ને એ ભેટામાંથી કાંઈક થઈ પણ જાય! ને આગે ય માંગરોળમાં એને રોજગાર પણ શો હતો?

એઓ બેઠા. નદીમાં એમણે સ્નાન કર્યું ને વસ્ત્ર ધોયાં. નદીના કાંઠા ઉપર એક સાલના ઝાડ નીચે એમણે નાસ્તો કર્યો.

મરીચ પાસે નાસ્તો ન હતો અને એને ભૂખ તો હતી. બીજાને નાસ્તા કરતા જોઈને એની ભૂખ એને સતાવી રહી હતી.

એ થોડી વાર જોઈ રહ્યો: પછી ઊભો થયો. કુંવરજી અને જટારામ બે ય નાસ્તો કરતા હતા ત્યાં જઈને એ ઊભો. કાંઈ પણ બોલ્યા વગર જ એ ઊભો.

એકાએક એ નીચે નમ્યો. એક હાથથી એણે કુંવરજી પંડ્યાને નીચે પાડ્યો, બીજા હાથથી જટાને આડો પાડ્યો, અને પછી ઠંડે કલેજે બેની વચ્ચેથી એણે ખાવાનું ઉપાડ્યું.

થોડી વાર એ પોતાની ભૂખ સાથે લડાઈ કરતો ઊભો હોય એમ ઊભો રહ્યો.

અને પછી એણે ખાવાનું લઈને ચંદન સામે મૂક્યું. 'ખાઈ લે.' એટલું કહીને મરીચ પ્રયાસે ઘોડાની પાસે જઈને એની બિનજરૂરી મિજાજ–પૂરછી કરવા લાગ્યો.

ચંદને મરીચનું રોકાણ જોયું. ખાવાનું લઈને એ ઊઠી. આશ્ચર્યથી સ્તબ્ધ બનીને મૌન સેવી રહેલા પેલા બે પ્રવાસીઓ પાસે એ આવી, ને બોલ્યા ચાલ્યા વગર એણે ખાવાનો ડબરો પાછો બેની વચમાં મૂકી દીધો.

'હવે એ ઉચ્છિષ્ટ થયું; અમારે ઉપયોગનું નથી રહ્યું.' કુંવરજી પંડ્યાએ કહ્યું.

મરીચ ચંદનની હીલચાલ જોઈને ઘોડા પાસેથી ઉતાવળો ઉતાવળો આવ્યો.

જટાએ મરીચ સામે જોઈને રોષ ને ચીડથી કહ્યું: 'એણે જો સાલસતાથી માગ્યું હોત તો અમે ન આપત? પણ આવી

દાંડાઈ? માણસ સાવ જંગલી જેવો લાગે છે!'

જટાની ટીકા તરફ ઉપેક્ષા કરીને મરીચે ચંદનનો હાથ પકડ્યો:

'ખાવું હોય તો ખા, ન ખાવું હોય તો ન ખા. હવે ચાલો!'

ચંદને મરીચનો હાથ તરછોડવાનો પ્રયાસ કર્યો, પરંતુ મરીચની પકડ એક છોકરી સહેલાઈથી છોડાવી શકે એવી નરમ ન હતી.

ચંદને જુવાન જટા ને બુઝુર્ગ કુંવરજી સામે જોયું.

અને આખરે પોતાનો છેલ્લો દાવ નાખતી હોય એમ ચંદને કહ્યું: 'કાકા! મને તમારી દીકરી જેવી માનજો. મને આ બદમાશના હાથમાંથી છોડાવો.'

# પ્રકરણ પાંચમું

## જેમાં જટારામને સૂઝ પડતી નથી કે કોણું ખોટું છે.

સીદી મરીચની આંખમાં જટારામે મોત વાંચ્યું. વાઘ જેવા ઘૂરકતા રોષથી એના હોઠ ખેંચાયા. અને એના બત્રીશે દાંત લોહી-તરસ્યા નિરધારના કાંટા જેવા ઝબકી ઊઠયા. મરીચનો જમણો હાથ એના જમૈયા ઉપર પડ્યો. એનો આખો ઉઠાવ એમ કહી આપતો હતો કે અજાણ્યા મુસાફરોને પોતાના અંગત માનેલા સવાલમાં રસ લેતા જોઈ રહેવાને બદલે એ મારવા અને મરવાને તૈયાર હતો.

માણસજાત પોતાને હરહંમેશ કુદરતથી વધારે શાણી માનતી આવી છે. એટલે કુદરત પણ કોઈક કોઈક વાર માણસજાતની ઠંડે કલેજે ભયંકર મશ્કરી કરી લે છે. એવી મશ્કરી સમો આ સીદી તો. કથાકાળથી ત્રેવીશ વર્ષ પછી આ સીદી કચ્છની જાડેજા રયાસતનો સદર હાકેમ થવાનો હતો; ત્યારે રજપૂતની રાજલક્ષ્મી આ કદરૂપા લકકડપગા માણસના પગમાં આળોટવાની હતી; ત્યારે... ત્યારે......

પરંતુ ભવિષ્યના એ વિપર્યાસનો અત્યારે તો કોઈને ય ખ્યાલ ન હતો. અત્યારે તો આ નઠોર દેખાવનો સીદી એક છોકરીને ઉઠાવીને ભાગતો હતો, અને એ છોકરી એ મુસાફરોનું રક્ષણ માગતી હતી.

અને છોકરી પણ કેવી હતી! જટારામ તો એ છોકરી સામે કેવળ તાકી જ રહ્યો. એણે આવી સુંદર છોકરી આજ પૂર્વે કદી જોઈ ન હતી.

જટારામે એની બાળવયમાં જોયું તો ઠીકઠીક હતું.

માંગરોળના શેખ મિયાંના દરબારમાં એણે મશહૂર હસમતને ગાતાં જોઈ હતી. દિલ્હીના દરબારમાં જેના રૂપ ઉપર ઈરાનનો શાહ નાદીરશાહ મુગ્ધ બન્યો હતો અને જેણે નાદીરશાહને દિલ્હીની એની કત્લેઆમનો હૂબહૂ નાચ બતાવીને નાદીરશાહને ભયંકર નિરધારથી પોતા વિષે ભયંકર સત્ય બતાવ્યું હતું, એ હસમત...ચાલીસ પિસ્તાલીસ વર્ષની, પરંતુ હજી અઢાર વર્ષ જેવી લાગતી...ને પચીસ વર્ષથી કાઠિયાવાડમાં આશરો લઈ બેઠેલી હસમત...

...કવિઓના શબ્દોમાં આકાશની હુરીઓ પણ જેની પાસે રૂપવિધાનના પાઠ શીખવા આવતી હતી તે હસમત...પરવાનાઓને જલીને ખાક થવા માટેની કો જાજરમાન શમા સમી હસમત...જે માટે એમ કહેવાયું છે કે એને એકને ઘડ્યા પછી સો વરસ સુધી બીજી રૂપસુંદરી ઘડવાની ખુદ કિરતાર પાસે કશી જોગવાઈ રહી નહિ, એવી હસમતને જટારામે જોઈ હતી.

અને આકાશમાંથી જાણે ગંગા જમીન ઉપર સરતી હોય એવી મેર કન્યાઓ એણે જોઈ હતી.

સરોવરમાંથી જળસુંદરી ખડી થઈ હોય એવી નાગરબાળાઓ એણે જોઈ હતી.

છતાં આ કન્યા—આ છોકરી જેવી છોકરી એણે ક્યાંય જોઈ ન હતી. રૂપમાં જ્વાલા હોય, રૂપમાં દાહ હોય, રૂપમાં ભભક હોય, રૂપમાં મસ્તી હોય, રૂપમાં અભિમાન હોય; પણ રૂપમાં આટલી આરજુ હોઈ શકે એનો, આ મૂછનો દોરો પણ હજી માંડમાંડ ફૂટતો

હતો એવા જટાને ખ્યાલ ન હતો.

આરબના હોઠ ઘૂરકતા વરુ જેવા ઉઘાડા હતા; એનો હાથ જમૈયા ઉપર હતો. છોકરી કુંવરજી ડોસાના પગમાં પડી હતી; કુંવરજી ડોસા અનિમેષ છોકરી સામે તાકી રહ્યા હતા.

ધીમે પગલે લાકડાના પગનો ઠબકતો અવાજ કરતો સીદી આગળ આવ્યો.

મુગ્ધ આંખે જટો એની પ્રગતિ માત્ર જોઈ રહ્યો. એક હાથમાં સીદીએ જમૈયો બહાર કાઢ્યો, બીજા હાથે એણે ભોંયે પડેલી છોકરીનું કાંડું પકડ્યું. જટાને આંખે કમકમાં આવ્યાં. અરે, આ રાક્ષસની ભાન વગરની ભીંસમાં આ ગુલાબની પાંદડી જેવો હાથ ભાંગી જશે!

'કાકા! કાકા!' આ સીદીના જોરાવર ઉપાડ સામે પોતાના સમગ્ર બળનો સામો ઝોક આપતી ચંદને આર્જવ અવાજે ચીસ પાડી: 'કાકા! કસાઈના હાથમાંથી મારો ઉગાર નહિ કરો?'

કો ઘેરા વિચારમાંથી ઝબકીને જાગ્યો હોય એમ કુંવરજીએ ચોપાસ ચમકેલી આંખે નજર ફેરવી. આખરે એ નજર સીદી ઉપર સ્થિર થઈ.

'એ હાથ છોડી દે!' ડોસાએ કહ્યું.

જવાબમાં સીદી ક્રૂર હસ્યો; એની શણના ગાંઠા જેવી આંગળી જમૈયાની ધાર ઉપર રમી રહી.

'તમે તમારે માર્ગે ચાલ્યા જાઓ, કાકા!' સીદીએ બેપરવાઈથી કહ્યું; અને કહેતાની સાથે ચંદનને એણે એક હાથે ઘસડવા માંડી. 'નાહકના અધવચમાં રહી જશો!'

જટારામ છોકરી સામે જોઈ રહ્યો. છોકરી કુંવરજી સામે જોઈ રહી. કુંવરજી અમિનેષ નયને ધરતી સામે જોઈ રહ્યો.

'ચાલ ચંદન, છાનીમાની ચાલી આવ!' સીદીએ કઠોર અવાજે કહ્યું; 'સહુને પોતાના જીવની મોટી ફિકર પડી છે.'

ધૂળ ખંખેરી ચંદન ઊભી થઈ. એણે એક નજર પણ જટા તરફ નાખી નહિ. 'મારો હાથ છોડી દે; હું તારી સાથે આવું છું.'

સીદીએ પોતાની તાકાતના મદમાં હસતાં ચંદન સામે નજર કરી. 'તારો હાથ…' સીદી આગળ બોલવા જતો હતો પણ ચંદનના ચહેરા ઉપર, એની આંખમાં એણે એવું કંઈ જોયું કે એનું હાસ્ય એના ચહેરા ઉપર પૂરું ન થયું. એણે ચંદનનો હાથ મૂકી દીધો; એક પણ વધુ શબ્દ બોલ્યા સિવાય એ આગળ ચાલવા માંડ્યો.

'સીદી, ઊભો રહે!'

એમાંથી કોણ બોલ્યું એ જોવાને સીદીએ પાછળ નજર કરી.

અને એણે ચંદન અને પોતાની વચમાં કુંવરજીને અદબ બીડીને ઊભેલો જોયો.

'ડોસા!…'

કુંવરજીએ સ્થિર નયને સીદી સામે જોયું. વેદપાઠી બ્રાહ્મણના મુખ ઉપર સ્વસ્થ એવી તટસ્થતા છવાઈ હતી. 'સાંભળ! હું જીવતો છું ત્યાં સુધી તું આ છોકરીને પકડીને નહિ લઈ જઈ શકે!'

'એમ કે? મરવાનો થયો છે કે?' સીદીએ જમૈયો ઉઠાવ્યો.

'હું વૃદ્ધ છું; ને દિલથી મેં કદી કોઈનું બૂરું વાંચ્છ્યું નથી. સીદી! મરવામાં મને ડર નથી. વનવગડે પરધર્મીને હાથે મારું મોત લખાયું હશે તો તે તું કે હું નથી વારી શકવાના. તારું હથિયાર ચલાવ.'

હોઠ પીસીને સીદી આગળ વધ્યો.

'સીદી! ભવિષ્યમાં એક વાર તને આ કામનો જરૂર પસ્તાવો થવાનો છે. જ્યારે તને એ પસ્તાવો થાય ત્યારે આટલી મારી છેલ્લી

વાત યાદ રાખજે. તારા હાથે મરતાં મરતાં પણ હું તો મારા ભગવાનને એવી પ્રાર્થના કરું છું કે ભગવાન તને સન્મતિ દે; અને આજ જેમ ભગવાન મારું મોત ઉજાળે છે તેમ તારો પણ અંતકાળ કોઈ ધર્મકાર્યમાં સુધારી લે.'

અદબ ભીડીને ડોસો સીદી તરફ આગળ વધ્યો. ને એના કંઠમાંથી મૃત્યુંજયના વેદમંત્રો ઊઠવા લાગ્યા. ક્ષણભર તો આ આખાયે અપરિચિત વાતાવરણથી સીદી ક્ષુબ્ધ બન્યો. જેમ જેમ ડોસો આગળ વધ્યો તેમ તેમ સીદીના પગ પાછા પડવા લાગ્યા.

ક્ષણભર આ અપાર્થિવ નજરબંધી ચાલુ રહી અને પછી કંઠમાંથી ભયંકર ચિત્કાર કરી સીદીએ છલાંગ મારી જમૈયો ઊંચો કર્યો.

એકલા સીદીની નજરબંધી તૂટી ન હતી. એક ચીસ પાડીને ચંદન કુંવરજી ડોસાની આગળ પડી, અને કુંવરજીને મારવા ધારેલો જમૈયો ચમકી ગયેલા સીદીના વારવાના ભગીરથ પ્રયાસની ઉપરવટ થઈ ને ચંદનના પેટમાં પરોવાયો!

અને હોળીના ઘેરૈયા જેવી કિકિયારી કરીને જટારામ છલાંગ મારીને સીદી ઉપર પડ્યો. બે ય જણા બાથંબાથી ઉપર આવ્યા. સીદી માણસ તો જોરાતુ, પણ એ લડતો હતો પોતાની ચીડ ઉતારવા—પોતાના હાથે થઈ ચૂકેલા અપકૃત્યની વરાળ કાઢવા. જટારામનું ચડતું લોહી અને એ લડતો હતો જીવ બચાવવા. બે ય બળિયા ખરી બાથંબાથી ઉપર આવ્યા હતા. ઘડીમાં ઉપર, ઘડીમાં નીચે—જાણે આંકલખૂંટ અને ધણખૂંટ વચ્ચે આકરો સંગ્રામ ચાલ્યો. આસપાસનું બેમાંથી એકેયને ભાનસાન ના રહ્યું. લડતાં લડતાં ખૂંટો જેમ છીંક ખાતા હોય એમ એમના શ્વાસ ગાજતા હતા, એમના પગો પછડાતા હતા ને આસપાસ ધૂળના ગોટા ઊડતા હતા.

કુંવરજીનું ધ્યાન ચંદનને વહી રહેલા લોહીને બંધ કરવા તરફ

હતા...પૂનાની પેશ્વાઈ ને કંપાવવાના હતા...જંગલ વાટે ચોર, લૂંટારા, ડફેર ને બહારવટિયાના કાળા કોડાઓને ભૂકંપ સમા લાગવાના હતા... કાઠિયાવાડની લૂંટાતી, જલતી, બરબાદ બનતી જનતાને અમલચેનનો પયગામ આપવાના હતા...એ અવાજના પડઘા જેની પાંખ ઉપર એક યુગ જન્મવાનો હતો...

દૂરથી એક ઘોડેસ્વાર બેરખ જમૈયા ઉછાળતી 'હક બોલો, સચ બોલો!'નો પુકાર કરતી ધસતી આવી. આરબ શીબંદીની એ બેરખને મોખરે વીસ બાવીસ વર્ષનો જુવાન હતો. પહેલી નજર પડે ત્યારથી જ એની નાતજાત અછતી ન રહે એવો એ જુવાન હતો.

બેરખ પૂરવેગમાં ચાલી જતી હતી. પરંતુ કુસ્તી કરનારાઓને છોડાવવા મથતાં ગડથોલિયાં ખાતો ડોસો...લોહીનાં ખાબોચિયામાં બેભાન પડેલી છોકરી...એ માણસોની જરા યે ગેરસમજૂત ન થાય એવી જીવલેણ કુસ્તી...આવાં દૃશ્યો આવી બેરખોને અપરિચિત તો ન હતાં જ. અનેક વાર એમણે લગભગ આ જ રસમનાં સીમનાં તોફાનો જોયેલાં; પરંતુ આવાં તોફાનો જ્યાં પણ નજરે પડે ત્યાં અટકાવવાના એમને ખાસ ફરમાનો મળેલાં.

જુવાન મોવડીએ હાથનો ઇસારો કર્યો ને આંખના પલકારામાં ઘોડેસ્વારોની બેરખ આ નાનકડા પરંતુ વિચિત્ર મંડળને ઘેરી વળી.

જુવાન મોવડીએ જરા તરંગી હાસ્યથી બેરખનાં એક પહેલવાન આરબ સામે નજર કરી.

'જમાદાર સાલમીન!' એણે કહ્યું.

સાલમીન ઘોડા ઉપરથી નીચે કૂદ્યો. આઠ માણસની તાકાત ને ચાર માણસના શરીરમાંથી ઘડાયેલો લાગતો સાલમીન આગળ વધ્યો.

હાથ ખંખેરીને એણે એક હાથે કેડમાં પહેરેલા ધોતિયામાં આંગળાં ભરાવીને જટાને અદ્ધર ઉપાડ્યો; બીજા હાથે બોચીમાંથી

પકડીને એણે મરીચને ઉપાડચો. બેયને ક્ષણભર તો કળ વળી ગઈ. બેયના ચહેરા ઉપર તાજૂગીનો નવો ભાવ પ્રગટેલો જોઈ સાલ્લભીન હસ્યો—વાંસના જંગલમાંથી જાણે પવન ફૂંકાતો હોય એમ: 'આવા મૂરખાઓને તો લડી લેવા દેવા જોઈએ, પ્રભાશંકરભાઈ!'

બે ય જણા સામે નજર સરખી પણ નાખ્યા વગર પ્રભાશંકરના નામથી સંબોધાયેલો જુવાન કુંવરજી પાસે આવ્યો.

'કાકા!' પ્રભાશંકર બોલવા જતો હતો. પણ બોલતો બંધ રહીને કુંવરજી સામે ધ્યાનથી જોઈ રહ્યો. 'કાકા! તમે નાગર બ્રાહ્મણ તો નથી ને?'

'હું માંગરોળનો નાગર બ્રાહ્મણ છું.'

'માંગરોળના? આપનું નામ?'

'કુંવરજી પંડચા...'

'કુંવરજી પંડચા? માંગરોળના? દીવાનસાહેબના પિતાનું નામ પણ એ જ છે. આપ એમને ઓળખો છો?'

'હું એ અભાગી માણસ છું.'

'આપ...આપ દીવાનસાહેબના પિતાજી? માફ કરજો, સુરબ્બી! મારું નામ પ્રભાશંકર વસાવડા! હું આપને પ્રણામ કરું છું.'

'કોણ પરભો?' જટારામે બૂમ પાડી.

ધૂળમાં રોળાયેલા ને લોહિયાળ બનેલા જટારામ સામે પ્રભાશંકરે નજર નાખી. પોતાના આરંભો સામે પોતાનું થયેલું આ હીણું સંબોધન એને ના ગમ્યું. 'તને ઓળખ્યો નહિ, જુવાન!'

'મને ન ઓળખ્યો? હું જટો...જટો... જટારામ સંપતરામ ...તારો માસીનો દીકરો ભાઈ.'

'કોણ જટિયો! ત્યારે તો અમે ખરા વખતસર આવ્યા ને?'

## પ્રકરણ છઠ્ઠું

# જેમાં જીવાજીને સર્વનાશનો ભણકાર સમજાય છે.

'કેમ, પોર્ઈ! હવે કેટલી વાર છે?' અમરજીએ એક નાની ટેકરી ઉપરથી લડાઈના મેદાન ઉપર એક નજર નાખતાં પોતાની સામે ઊભેલા એક વૃદ્ધ માણસને પૂછ્યું. 'મે તમને પહેલેથી જ કહ્યું હતું કે વડોદરા સમાચાર પહોંચે એ પહેલાં તો અમરેલી આપણે ભાંગી નાખવું જોઈએ.'

'જી!' વૃદ્ધ ફોરંચીએ કુરનસ બજાવી. 'આપના વાયદાની અવગણના નીમક લીમે કદી યે કરી છે?' તોપચી પોતાના સરદારના સખત ચહેરા ને કરડા અવાજ સામે હસ્યો. એ માનતો હતો હસવાનો પૂરો હક્ક છે. 'અમરેલી ભાંગી ગયું છે. એનો નો ટીંબો બની ગયો છે. એ સમાચાર આપને આપવાને ..ાવ્યો હતો.'

..મ? શાબાશ! જાઓ, આરબ શીબંદીને જઈને મારો ..પો કે અમરેલી ઉપર તાબડતોબ હલ્લો કરો.'

..!' પોર્ઈ ફોરંચી સલામ ભરીને વિદાય થયો. અમરજી પોતાના ઘોડાની ગરદન ઉપર હાથ ટેકવીને એ વૃદ્ધ થતા માણસની પીઠ પાછળ જોઈ રહ્યો.

એ વૃદ્ધ માણસનું નામ અમરજીની સાહસગાથાઓમાં અત્યારે

તો એક ચમકતા ધૂમકેતુની જેવું લાગે છે ખરું. પરંતુ હકીકતમાં પોર્ઈ ફેરંગીનું નામ એની મે ઘણું વિશેષ મહત્ત્વનું હતું. પોર્ઈ ફેરંગી અમરજીના, કોઈ તિલસ્મીના પરચા સમી લાગતી સતત વિજય-પરંપરાનો જીવતોજાગતો ખુલાસો હતો.

દેશમાં જ્યારે એક મહાપુરુષ પાકે છે ત્યારે એ મહાપુરુષના જીવનકાર્યનાં મૂળભૂત અંગસમા છોટા મહાપુરુષો સૂર્યને જેમ નક્ષત્રો વીંટળાઈ વળે છે તેમ એની આસપાસ વીંટળાયા હોય છે. આરબ શીબંદીના સૂબેદાર જમાદાર સાલમીન; મકરાણી અને કોળીની પાયદળની જૂનાગઢી સેનાનો સરદાર અલી ગાજીસ; લશ્કરની આગળ-પાછળ પચાસ ગાઉ કાયમ ઘૂમવાની, ખોરાકીપોશાકી પેદા કરવાની, દુશ્મનના દૂતોને રોકવાની અને પીઠ પાછળના નાગરિકોને કાબૂમાં રાખવાની જેની કામગીરી હતી એવી એ 'ગફૂર' સેનાનો ગોરાડી પ્રભાશંકર વસાવડા: આ બધાની સાથે સાથે જૂનાગઢી તોપખાનાનો ઉપરી પોર્ઈ ફેરંગી પણ અમરજીની વિજયગાથાનો હિસ્સેદાર હતો.

જાતનો એ બોર્ઈ અને મૂળ દીવમાં ફિરંગી સરકારની નોકરીમાં હતો. ત્યાં એને એક ફિરંગી સ્ત્રી સાથે પ્રેમ થયો. એ પ્રેમ હાકેમોને દુઃસહ્ય બનતાં એ પોતાની પ્રિયતમાને લઈને દીવમાંથી ભાગ્યો ને ઈસ્ટ ઇન્ડિયા કંપનીના તોપખાનામાં એ નોકર રહ્યો. ત્યાં એને ગોલંદાજીનો સારો અનુભવ મળ્યો. પ્લાસીના યુદ્ધમાં એ ઈસ્ટ ઇન્ડિયા કંપનીની સેનામાં તોપચી તરીકે હતો; હાલ એ અમરજીના તોપખાનાનો ઉપરી હતો. ને પોર્ઈ ફેરંગીએ અમરજીને ખતરનાક આપી દીધું હતું કે 'લડાઈ માણસો હારે છે; તોપ જીતે છે.' ત્યારથી અમરજીની સેનામાં નીલમ-લીલમ મહારાણી જે મરતબો ભોગવતી થઈ હતી.

અમરજીની આંખો અમરેલીના કિલ્લા ઉપર તો હતી.

# પ્રકરણ છઠ્ઠું

## જેમાં જીવાજીને

### બાપદાદાનો સાગ્રામેળ સમજાય છે.

'કેમ, પોઈ! હવે કેટલી વાર છે?' અમરજીએ એક નાની ટેકરી ઉપરથી લડાઈના મેદાન ઉપર એક નજર નાખતાં પોતાની સામે ઊભેલા એક વૃદ્ધ માણસને પૂછ્યું. 'મે તમને પહેલેથી જ કહ્યું હતું કે વડોદરા સમાચાર પહોંચે એ પહેલાં તો અમરેલી આપણે ભાંગી નાખવું જોઈએ.'

'જી!' વૃદ્ધ ફેરંચીએ કુરનસ બજાવી. 'આપના વાયદાની અવગણના નીલમ લીલમે કદી યે કરી છે?' તોપચી પોતાના સરદારના સખત ચહેરા ને કરડા અવાજ સામે હસ્યો. એ માનતો હતો કે એને હસવાનો પૂરો હક્ક છે. 'અમરેલી ભાંગી ગયું છે. એનો ગઢ ધૂળનો ટીંબો બની ગયો છે. એ સમાચાર આપને આપવાને જ હું આવ્યો હતો.'

'એમ? શાબાશ! જાઓ, આરબ શીયંદીને જઈને મારો પેગામ આપો કે અમરેલી ઉપર તાબડતોબ હલ્લો કરો.'

'જી!' પોઈ ફેરંચી સલામ ભરીને વિદાય થયો. અમરજી દીવાન પોતાના ઘોડાની ગરદન ઉપર હાથ ટેકવીને એ વૃદ્ધ થતા જતા માણસની પીઠ પાછળ જોઈ રહ્યો.

એ વૃદ્ધ માણસનું નામ અમરજીની સાહસગાથાઓમાં અત્યારે

એને બહારનું જોવાની પરવા યે ન હોય એમ એ અત્યારે અંદર જોતી હતી. એ આંખો તો અત્યારે એના ચિત્તમાં નજર કરવામાં ગરક થઈ હતી. બે વર્ષથી રાત અને દિવસ, જાગતાં અને સૂતાં એણે સેવેલું સ્વપ્ન આખરે સાકાર બન્યું હતું. શેખચલ્લીના આભ-મિનારા આખરે ધરતી ઉપર ઠર્યા હતા. હવે?

કાઠિયાવાડમાં શાંતિ સ્થાપવી હોય તો સૌથી પહેલું કામ કરવું જોઈએ મરાઠાઓની ચોથ–ચડાઈઓને નાબૂદ કરવાનું. દર વર્ષે તીડનાં ટોળાંની જેમ ગામેગામની સીમમાં સંચરતી ગાયકવાડી સેનાની કૂચ સદંતર અશક્ય બનાવવી જોઈએ. હિંદના રાજરાજનાં ચૂનેલાં લશ્કરોનો ઉતારમાત્ર આવી ચોથ–ચડાઈઓના સિપાઈઓ તરીકે ગાયકવાડ પાસે આવતો. એમાં અફઘાનો પણ હતા અને પઠાણો પણ હતા; આરબો પણ હતા ને કોળીઓ પણ હતા. એની નેમ જે હાથ ચડયું એને લૂંટવાની હતી ને એનો આચાર સીમો ભેળવી દેવાનો, સીમો સળગાવી મૂકવાનો ને એકંદર હાથપડયું હવાલે લઈ લેવાનો હતો. એ વાર્ષિક ત્રાસ નાબૂદ કરવાનો એકમાત્ર રાહ હતો કાઠિયાવાડ ઉપરથી ગાયકવાડી પેશકશીને સદાને માટે નાબૂદ કરવાનો. ને જેના ત્રાસના, જેની લૂંટફાટના અને જેની ચીકાશના ડમરુ બંગાળાથી માંડીને તે છેક મ્હૈસુર સુધી બાજતાં હતાં એવા મરાઠાઓ માટે આવી કલ્પના સરખી પણ કરવી એ તો ધૃષ્ટતા જ કહેવાય! . . .

મરાઠા: જેનો એક વારસદાર વીશ વર્ષ પહેલાં દિલ્હીના શહેનશાહના તખ્ત ઉપર બેઠો હતો, ને જેનો બીજો વારસદાર હિંદુ-પત પાદશાહીના બિરદનો ભગવો ઝંડો ફરકાવતો હતો તે મરાઠા—અને બીજો જેનો એક વારસદાર હજી તો ગઈ કાલે અમદાવાદની બજારમાં ફકીરવેશે ભીખ માંગતો હતો, ને જેનો બીજો વારસદાર

હતી. ને અત્યારે...એના દિદાર તો જુઓ!'

'પોઈ!' અમરજીએ કહ્યું. 'તમે કેટલી લડાઈઓ લડ્યા છો?'

'પાર વગરની!'

'તોપણ તમને એક વાત ન સમજાઈ?'

'જી!'

'હારેલા દુશ્મનની મજાક ન કરવી. જેમ તંદુરસ્ત નારીને પ્રસૂતિની પીડાની જરૂર છે, તેમ લડવૈયાઓને પરાજયની વેદનાની પણ જરૂર છે.'

પોઈ ચૂપ રહ્યો.

અને અમરજી ટેકરીનો ઢાળ ઊતરવા માંડ્યો.

દશ કદમ દૂર આગળ વધીને એણે જીવાજીની સામે જઈને સ્વાગત કર્યું: 'આવો, જીવાજી શામરાજ!'

કરડા દેખાવનો ગાયકવાડનો સૂબો બીજી ગમે તે વાત માટે તૈયાર થઈને આવ્યો હોય તોપણ આવા સ્વાગત માટે તે તૈયાર ન હતો.

એ અમરજી સામે જોઈ રહ્યો; ને એના હૈયામાં ભયંકર કડવાશ સીંચાઈ. એણે, જીવાજી શામરાજે, મરાઠાની વિજયવંત સેના સાથે—સેનાની હરોલમાં, ઢાકાથી માંડીને મ્હૈસૂરનાં પાયતખ્તોમાં વિજયપ્રવેશ કર્યો હતો; એવા જીવાજીએ, જેને હજી મૂછનો દોરો પણ પૂરો ફૂટ્યો ન હતો એવા એક છોકરા—ભાઈડાને હાથે પરાજય વહોર્યો હતો!

કડવા અવાજે એ બોલ્યો: 'આ શી છોકરવાદી રમત માંડી છે, જૂનાગઢે? તોફાન આગળ વધે એ પહેલાં હું જાતે, છોકરા તને, એનો ખુલાસો પૂછવા આવ્યો છું.'

જીવાજીના સવાલનો અમરજીએ કાંઈ જવાબ ન આપ્યો. સંભવ છે કે એણે કદાચ એ સવાલ સાંભળ્યો યે ન હોય. બુઝુર્ગોની મુત્સદ્દી-

જણુ પડે નહિ એમ ન હતું. એ માણસ આવતો હતો અમરેલીના કિલ્લાની ચાવીઓ લઈ ને. કિલ્લો ધૂળનો ટીંબો થયો હોય, દરવાજા તૂટી ગયા હોય, પણ શરણ થતી વેળાએ તો એની ચાવીઓ વિજેતાને સુપ્રત કરવી જોઈએ. પછી ભલે ને એ ચાવીઓનું તાળું પણ મોજૂદ ન હોય!

જુગારનો પડેલો દાવ પોબાર પડ્યો હતો. કાઠિયાવાડ ઉપર છવાયેલા અંધકાર, અરાજકતા, ખૂનરેજી વગેરેને ગીરના કેસરીએ પડકાર આપ્યો હતો! આવતી કાલે વડોદરાના રાજમહેલ ડોલશે. પૂનાના પેશ્વાઈ વાડાઓ કંપશે. મુંબઈ અને કલકત્તાની ગોરી કોઠીઓ પણ મીંટ માંડશે; ને પાંચ હજાર વર્ષ પછી ગિરનારમાંથી ફરીને ઊઠેલો સંતનો સાદ જેને સાંભળવું હશે તેને સંભળાવશે: 'આતતાયીને હણવામાં કોઈ પાપ નથી. લોકસંગ્રહ કરવા માટે લોકરિપુઓનો નાશ કરવામાં અધર્મ નથી. એવા ધર્મયુદ્ધમાં જે જીતે છે એ ધરતી ભોગવે છે, જે ખપે છે તે સ્વર્ગ ભોગવે છે!'

ઘોડાની ગરદન ઉપર હાથ ટેકવીને અમરજી લડાઈના મેદાનમાંથી પોતાના તરફ ચાલ્યા આવતા માણસ સામે એકીટસે જોઈ રહ્યો હતો. એ માણસ નજીક અને વધારે નજીક આવ્યો.

'અરે! આ તો જીવાજી શામરાજ પોતે!' પોઈ ફેરંચીએ આવનારને પિછાનીને આશ્ચર્યભર્યા અવાજે કહ્યું.

'તમારી ભૂલ તો નથી થતી ને?'

'હજૂર! જીવાજીને હું ભૂલું? ત્રણ વર્ષ મેં વડોદરા સરકારની ચાકરી કરી છે, ને જીવાજીને હું ન ઓળખું? શ્રીમંત સરકારનો જમણો હાથ. શ્રીમંતથી સવાયો કાંટો, દાઢો રુઆબ ને બમણું અરમાન.' પોઈએ તિરસ્કારભર્યા અવાજે આગળ ચલાવ્યું. 'બચાડા જૂનાગઢને મગતરાની જેમ ચપટીમાં ચોળવાની એને હૈયે હામ

હતી. ને અત્યારે...એના દિદાર તો જુઓ!'

'પોઈ!' અમરજીએ કહ્યું. 'તમે કેટલી લડાઈઓ લડ્યા છો?'

'પાર વગરની!'

'તોપણ તમને એક વાત ન સમજાઈ?'

'જી!'

'હારેલા દુશ્મનની મજાક ન કરવી. જેમ તંદુરસ્ત નારીને પ્રસૂતિની પીડાની જરૂર છે, તેમ લડવૈયાઓને પરાજયની વેદનાની પણ જરૂર છે.'

પોઈ ચૂપ રહ્યો.

અને અમરજી ટેકરીનો ઢાળ ઊતરવા માંડ્યો.

દશ કદમ દૂર આગળ વધીને એણે જીવાજીની સામે જઈને સ્વાગત કર્યું: 'આવો, જીવાજી શામરાજ!'

કરડા દેખાવનો ગાયકવાડનો સૂબો બીજી ગમે તે વાત માટે તૈયાર થઈને આવ્યો હોય તોપણ આવા સ્વાગત માટે તે તૈયાર ન હતો.

એ અમરજી સામે જોઈ રહ્યો; ને એના હૈયામાં ભયંકર કડવાશ સીંચાઈ. એણે, જીવાજી શામરાજે, મરાઠાની વિજયવંત સેના સાથે—સેનાની હરોળમાં, ઢાકાથી માંડીને મ્હૈસૂરનાં પાયતખ્તોમાં વિજયપ્રવેશ કર્યો હતો; એવા જીવાજીએ, જેને હજી મૂછનો દોરો પણ પૂરો ફૂટ્યો ન હતો એવા એક છોકરા—ભાઈડાને હાથે પરાજય વહોર્યો હતો!

કડવા અવાજે એ બોલ્યો: 'આ શી છોકરવાદી રમત માંડી છે, જૂનાગઢે? તોફાન આગળ વધે એ પહેલાં હું જાતે, છોકરા તને, એનો ખુલાસો પૂછવા આવ્યો છું.'

જીવાજીના સવાલનો અમરજીએ કાંઈ જવાબ ન આપ્યો. સંભવ છે કે એણે કદાચ એ સવાલ સાંભળ્યો યે ન હોય. બુઝુર્ગોની મુત્સદ્દી-

ગીરીથી યે વધારે ગહરું મૌન ઊછરતા જુવાનની આદર્શપરસ્તી દાખવી શકે છે. ને એમ પણ બન્યું હોય કે લૂંટ, ખટપટ, ફરેબ, દગલબાજી, અપકાર, વગેરે કાંટાઓથી ભવિષ્યમાં એનો જે માર્ગ જૂનાગઢથી તે સિંધ સુધી ને દ્વારકાથી તે અમદાવાદ સુધી લંબાવાનો હતો એના ઉપરનાં કેવળ ગુલાબમાત્રની એણે ઝાંખી કરી હોય.

પરંતુ પોઈ ફેરંચી તો જુવાન ન હતો. એણે પણ જીવાજી શામરાજ જેટલાં જાતજાતનાં ધીંગાણા ખેલ્યાં હતાં. જીવાજીનો સવાલ સાંભળીને એનાથી ખડખડાટ હસી પડાયું. તત્કાળ એને ખ્યાલ આવ્યો કે એણે આવે સમયે હસવું ન જોઈએ. પણ ખરેખર જીવાજી જેવા મશહૂર જોદ્ધાનો સવાલ જ હસવું પ્રેરાવે એવો હતો. જૂનાગઢથી અમરેલી સુધીનો ભૈરવજપ શું જીવાજીનો ઠપકો સાંભળવાને માટે દીવાન અમરજીએ ખાધો હતો? સંધ્યાકાળે કોઈ ઘટાદાર ઝાડ ઉપર કાગડા પડે એમ પોઈના મોઢામાંથી હાસ્યનો વેગ છૂટ્યો. પણ બીજી પળે પોઈએ પોતાના મુખ ઉપરનો કાબૂ પાછો મેળવ્યો.

પણ એક ક્ષણ પર્યંત એ મુક્ત હાસ્યનો મોઢામાંથી નીકળી ગયેલો અવાજ હવામાં ધુમરાયો ને જીવાજીના કાનમાં સોયાની જેમ ભોંકાયો. વીંછીએ ડંખ માર્યો હોય એમ જીવાજીએ ચમકીને પોઈ સામે જોયું. એ એક નજરમાં એને પોતાના સવાલનો જવાબ મળી ગયો.

પરંતુ અમરજીના વતી પોઈએ જવાબ આપી દીધો. અમરજીના શબ્દોથી યે જે વાત સાવેસાવ ઉઘાડી ન થઈ હોત એ પોઈના પળભરના હાસ્યે પૂરી ઉઘાડી કરી દીધી. જીવાજીને સત્ય સમજાઈ ગયું કે અમરજીને પરિણામની પરવા નથી, પરાજયની દહેશત નથી, નાના-મોટાનો કોઈ વિવેક નથી. એ અમરજી જો પોતાના પગમાં ખીલો મારવા માગતો હોય તો એને એમ કરવા દેવામાં જીવાજીને

વાંધો ન હતો–વાંધો હોય તો એને અસરકારક બનાવવા માટે જીવાજી પાસે તાકાત ન હતી.

હોઠ પીસીને જીવાજીએ પોઈ ઉપરથી નજર ખેસવી લીધી, ને એણે અમરજીને પૂછ્યું: 'મને લાગે છે કે હવે કોઈ વાતની ચર્ચા કરવી એ ચીંથરાં ફાડવા બરાબર છે; તમે તમારી શરતો મને કહી બતાવો.'

એક આંચકા સાથે અમરજી ધરતી ઉપર ઊતર્યો. જીવાજીના સવાલનો એણે જવાબ આપ્યો: 'મારે તો ઘણું ઘણું જોઈએ છે. એ બધું જ તો તમે મને આપી શકો એમ નથી. પરંતુ એના અલ્પાંશ તરીકે અમરેલીનો ગઢ તમે સુપ્રત કરી દો.'

જીવાજીના કરડા ચહેરા ઉપર આછું હાસ્ય છાયું. જીવાજીને જાણે હજી પોતાના સંપૂર્ણ પરાભવની કાંઈ પતીજ નહોતી થઈ.

'છોકરા! હુજતાઈ ન કરવી એમ માનીને ધારો કે હું તમને આજે ગઢ સોંપી દઉં. પણ આવતી કાલે પછી શ્રીમંત સરકાર પાસે તમારે હાથ જોડીને ય ઊભવાનું ઠેકાણું નહિ રહે, હો!' જીવાજીને મનમાં પોતાના ઉપર ચીડ ચડી. ભલભલા મરાઠા મુત્સદ્દીઓએ જેને મુત્સદ્દી જોદ્ધા તરીકે સત્કાર્યો હતો તે પોતે, આ છોકરા સામે કેવી નાદાન વાતો કરે છે? પોતાના ચહેરામહોરાથી ભલભલાના હાંજા ગડગડી જતા તો આ છોકરો કેમ ધ્રૂજી ઊઠતો નથી? પોતાની બુદ્ધિ–તલવારની ધાર જેવી તીક્ષ્ણ બુદ્ધિ, પાટીએ ચડેલા મોજેર ઘોડાની જેમ ચક્કર ભમે છે?

પણ આ છોકરાની આંખો...પાણી પાયેલા લોખંડ સમી શાનદાર નીલી...રંગે ચડાવેલ બરછી જેવી તીણી...આવી તેજસ્વી આંખો જ એણે આજ પૂર્વે ખરેખર કદી યે જોઈ નથી. એ સ્થિર આંખો જ એને ભુલાવામાં નાખે છે!

અમરજી હસ્યો: 'બસ ત્યારે આપણું કામ પૂરું થયું. હવે આજનો દિવસ આપ અને આપનું લશ્કર અમારા મહેમાન!'

જીવાજી સ્તબ્ધ બન્યો. ઘડીભર તો એને જાણે આંખે અંધારાં આવ્યાં. 'આપણું કામ પૂરું થયું? કયું કામ? ક્યારે પૂરું થયું? મેં તમને શું કહ્યું?'

'આપે મને કહ્યું કે, ગઢ તમને હું સુપ્રત કરી દઈશ. મારે એ ગઢ કોઈ પણ જોખમે લેવો છે, ને આપ મને સુપ્રત કરી દો છો. એટલે આપણી વાત પૂરી જ થઈ ને? વિશેષ ચર્ચા કરવા જેવું રહ્યું ક્યાં?'

'પણ મેં તમને બીજી વાત પણ કરી એનું શું? તમને યાદ છે ને, મેં એમ પણ કહ્યું કે આવતી કાલે શ્રીમંત જાતે સેના શણગારીને આવશે, હો?'

'ગાયકવાડ નહિ આવે.'

'નહિ આવે? તમે એના મુલક ઉપર ચડાઈ કરો ને ફત્તેહસિંહરાવ ગાયકવાડ જેવો વટનો કટકો તમને અમરેલી એમ ને એમ પચવા દેશે? તમે ઊંઘતા તો નથી ને?'

'હું તો જાગું છું. ઊંઘે છે તો આપના ગાયકવાડ. હું તમને ખરું કહું છું, ગાયકવાડ નહિ આવે. ને આવશે તો ખત્તા ખાશે!'

'ખત્તા ખાશે? ફત્તેહસિંહરાવ?'

'હા! હજી છ મહિના સુધી તો ગાયકવાડ સેના શણગારી શકશે નહિ. ને એ છ મહિનામાં એને સત્ય સમજાઈ જશે કે લૂંટફાટ, જોરતલબી અને પેશકશીનો એમનો યુગ પૂરો થઈ ગયો છે. એ સત્ય એમને નહિ સમજાય તો– આપમેળે નહિ સમજાય તો અમે એને સમજાવી દેશું!'

'ગાયકવાડ સરકારની લશ્કરી તાકાતનો તો આપને પૂરો

પરિચય હશે! આપે મકરાણીની બેરખો, બલૂચની ટુકડીઓ, ખુરાસાની જોદ્ધાઓ, અફઘાન અસ્વારો અને મરાઠા માવળાઓનાં નામો તો સાંભળ્યાં હશે!'

'હા, મેં સાંભળ્યાં છે.'

ઠંડે કલેજે પોતાને સાવ ટૂંકા જવાબ દેતા અમરજીની સામે જીવાજી ઘડીભર તાકી રહ્યો. આખરે એ બોલ્યોઃ 'તમે કઈ તાકાતના જોર ઉપર આ ફાળ ભરો છો એ મને સમજાતું નથી.'

'મારી તાકાત? મારી તાકાતનો પરચો ન થાય ત્યાં સુધી કોઈને ય સમજાય એવી નથી, તો તમને સમજાશે? જેનાં જેનાં ઘરો બળ્યાં છે ને બળી શકે છે, જેનાં ખેતરો ભેળાયાં છે ને ભેળાઈ શકે છે, જેની વહુદીકરીની ઇજ્જત બરબાદ થાય છે અને થઈ શકે છે, એ તમામનાં કાંડાંમાં જે તાકાત છે એ મારી તાકાત છે. જેને જેને લૂંટારાઓથી, પરદેશી ચડાઈખોરોથી, અંદર અંદરના ઝઘડાઓથી શાંતિ અને સલામતી જોઈએ છે, એ તમામની ઝંખના એ મારી તાકાત છે. જેને જેને ખેતી કરવી ને ઉદ્યોગ કરવા છે, જેને માણસ તરીકે જીવવું છે ને માણસ તરીકે મરવું છે, જેને પોતાનાં બાળબચ્ચાંઓની રક્ષા કરવી છે ને પોતાની પત્નીઓનાં અસ્મત જાળવવાં છે, જેને દરિયાપાર જહાજો દોડાવવાં છે ને જેને મધરાતે નિરાંતના જંપવું છે એ તમામની ઉમ્મીદ એ મારી તાકાત છે. કહેજો જઈને તમારા એ ગાયકવાડને કે અમરજીની સેના પગારદારોની બનેલી શીબંદી નથી. પોતાના પેટને માટે પારકાંઓનાં ગામો બાળનાર ભાડૂતી સિપાઈઓની નથી બનેલી. એ તો બનેલી છે જેઓ માણસાઈથી રહેવા ને માણસાઈથી જીવવા માગે છે ને માણસાઈથી મરવા માગે છે એવા જોદ્ધાઓની. ને એ સેના ગાયકવાડ આવશે તો એનો જરૂર સત્કાર કરશે.

એક ક્ષણમાં જીવાજીના મગજમાં ઘણા તર્કવિતર્કો દોડી ગયા. આ છોકરો ગાંડો હતો? આ છોકરો બેવકૂફ હતો? આ છોકરો ખરેખર આત્મશ્રદ્ધાવાન હતો? આ છોકરો આખા કાઠિયાવાડની રૈયતના પીઠબળ ઉપર મદાર રાખે છે? રૈયત...છી...રૈયત તો રેંચા જેવી. વસતી કોઈની થઈ નથી ને થવાની યે નથી. જે વસતી ખુદ પોતપોતાના ગામોના હાકેમોને પણ પીઠબળ નથી આપતી તે વસતી શું અમરજી જેવા છોકરાને અનુસરશે?

'તમારે નાદાની કરવી છે પણ મારે નથી કરવી. જે બેપાંચ દિવસ તમારે અહીં કાઢવાના છે એ ભલે અમરેલીમાં ગાળો. જેને ઈરાદાપૂર્વક મરવાનું જ છે એને ભગવાન પણ બચાવી શકતો નથી. આ રહી કિલ્લાની ચાવી! ભવિષ્યમાં આપણે ફરી વાર મળશું તો ખરા ને આ જ ચાવીઓ માટે?'

જીવાજીની આંખમાં રોષનાં, શરમનાં, ચીડનાં આંસુ આવ્યાં. એ એણે અધીરાઈથી પોતાની જમણી હથેલીના પાછલા ભાગથી લૂછી નાખ્યાં. પોતે કોણ? જીવાજી શામરાજ! મરાઠા પેશકશીનો અજોડ જોદ્ધો! હજારો ગામડાંઓ ને શહેરોના ઝાંપાઓ ઉપર આગ અને લોહીના અક્ષરે એના વિજયલેખ કોતરાયેલા પડ્યા હતા. એને આ છોકરાના હાથમાં અમરેલી જેવા કાઠિયાવાડની સોનાની થાળીમાં જડેલી લોઢાની મેખ જેવા કિલ્લાની ચાવીઓ સોંપવી પડતી હતી! એના હૈયામાં આ સમગ્ર વસ્તુસ્થિતિ પર કાળઝાળ કડવાશ ઉભરાઈ.

એ કડવાશ એની જીભ વાટે માર્ગ માગતી હતી. કેમકે જીભ સિવાય તો હવે એને બીજું કોઈ બારણું બહાર નીકળવાનું ન હતું.

પરંતુ એ કાંઈ બોલે એ પહેલાં બાજુની ટેકરી ઉપરથી એક નાનું ઘોડેસ્વાર દળ પૂરવેગથી નીચે ઊતર્યું, ખીણના પટમાં જરા ફેલાયું અને પછી સર્પાકારે ટેકરીના ઢાળ ઉપર ચડ્યું.

'કોણ, પ્રભાશંકર?' અમરજીએ સ્વારોના નાયકને પિછાણ્યો.

'કોણ મરીચ? ચંદન!'

જીવાજીનો ચહેરો ઊજળો પૂણી જેવો બની ગયો–વેશ લીધેલા ભવાયા ઉપર જાણે સવારનાં કિરણોએ ભૂતડાની આરપારના સાચા માણસને બતાવ્યો હોય એવો.

ને અમરજીની નજર પડી કદાવર દેહના જમાદાર સાલમીનના ખોળામાં બેઠેલા વૃદ્ધજન ઉપર. પછી એ દળ માંહેના બીજા કોઈના ઉપર એ નજર અંશમાત્ર પણ ખસી નહિ.

જમાદાર સાલમાને 'બિસ્મિલ્લા' કરીને વૃદ્ધજનને બગલમાંથી ઉપાડીને પોતાના કદાવર ઘોડાની પાસેની જમીન ઉપર જેમ કોઈ ઢીંગલીને બાળક ઊભી રાખે એમ ઊભો રાખી દીધો.

અને અમરજી દોડ્યો: 'બાપુ!'

પુત્રને પ્રણામ કરતાં કુંવરજી પંડ્યાએ વાર્યો: એક હાથ ઊંચો કરીને જાણે કો પુરાણ કાળના ઋષિએ સાંસારિક આવેગની અધીરાઈને થંભાવી દીધી. પોતાના પગ દૂર હટાવીને ડોસાએ કહ્યું: 'હું તારો બાપુ નથી, પરંતુ કેદી છું.'

# પ્રકરણ સાતમું

## જેમાં પુત્ર પિતાનો ઇન્સાફ કરે છે.

'તમે કેદી? તાકાત કોની છે આ સોરઠની ધરા ઉપર જે તમારા વાળ સામે પણ આંગળી ઊંચી કરી શકે?'

એ દુઃસહ આંખો... એ કાલાગ્નિના ફૂંફાડા સમો અવાજ... એ દુર્ધર્ષ બનેલો ચહેરો... એ રુદ્રદર્શન જેણે જોયું એની છાતીનાં પાટિયાં જાણે ભિડાઈ ગયાં.

પ્રભાશંકરે બે કદમ આગળ આવીને ખુલાસો કરવા માંડયો: 'દીવાનજીસાહેબ!

'ચૂપ કરો; અદબ શીખો. મારા બાપુ બોલે તે પહેલાં તમે શા માટે બોલો છો?' અમરજીએ કહ્યું. 'બાપુ! તમને કેદ કરવાની ધૃષ્ટતા કોણે કરી છે?'

'પૂછ આ તારા...તારા...ચાકરને!' કુંવરજીએ પ્રભાશંકર સામે આંગળી ચીંધી.

'પ્રભાશંકર! મારા પિતાને કેદ કરવાની ધૃષ્ટતા શું તમે કરી છે?'

પ્રભાશંકરે જવાબ આપ્યો: 'જી હા! ધૃષ્ટતા મેં કરી છે. એ આપના પિતા છે એમ જાણ્યા છતાં કરી છે, કેમકે એમ કરવાની મને મારી ફરજ સમજાઈ હતી.'

'શી હકીકત છે?'

પ્રભાશંકર ચૂપ રહ્યો. અદબ વાળીને એ કુંવરજી પંડ્યા સામે માત્ર જોઈ રહ્યો.

જટારામ પોતાના લંગોટિયા ભાઈબંધને જોઈ રહ્યો. લડાઈના મેદાનમાં એને ઊભેલો પોતાની સમક્ષ જોયો, અને એનો પ્રતાપ એને દુર્ધર્ષ લાગ્યો. કેદ બનેલા પિતાની સામે એણે એને ઊભેલો જોયો ને એની આંખ એને કાલાગ્નિ સમી દુ:સહ લાગી.

ને જટારામને અંતરના એક ખૂણામાં કાંઈક સંકોચથી ભરેલી ચીડ પણ આવી. એનો લંગોટિયો ભાઈબંધ–ગઈ કાલ સુધી જે પોતાના ભાઈબંધો પાસે રમવાની ચીજવસ્તુઓનાં ભિખારાં માગતો હતો એ–આજ એની સામે એક નજર પણ નથી નાખતો.

પરંતુ એ એક એવા વિચિત્ર પ્રસંગની વચમાં હતો કે એને પોતાના ઉપર કોઈનું ધ્યાન ન ખેંચાય એમ ચુપચાપ જે થાય તે જોઈ રહેવામાં પોતાનું શ્રેય લાગ્યું.

અમરજીએ પ્રભાશંકરને પૂછ્યું : 'કેમ જવાબ નથી દેતા?'

'જી, આપના પિતાને કાંઈ કહેવું હોય તો તે કહી શકે એટલા માટે હું ચૂપ રહ્યો. પરંતુ એ કાંઈ કહેવા માગતા હોય એમ મને નથી લાગતું.'

'પ્રસ્તાવના પૂરી કરીને હવે કથાભાગ ઉપર આવો.'

અમરજીની દેખાઈ આવે એવી અકળામણની સામે પ્રભાશંકરે અવની બીડી: 'મારી વાત નિરાંતે સાંભળવાનો અવકાશ હમણાં ન હોય તો હું પછી કહીશ.'

પ્રભાશંકરના જવાબથી જટો તો જાણે જમીન સાથે જડાઈ ગયો. એણે અમરજીની આંખમાં એ જવાબને ભસ્મીભૂત કરવાને તત્પર બનતો જ્વાળામુખી જાણે પ્રજળતો જોયો. એને લાગ્યું કે એક લશ્કરી હાકેમ પોતાના તાબેદારની આટલી બધી તો ચસમપોશી કરે નહિ. ત્યારે?

બીજી ક્ષણે એણે અમરજીની આંખમાં પ્રજળેલો આતશ એટલ

જ ત્વરાથી સંકેલાતો જોયો. સ્વસ્થ અવાજે અમરજીએ કહ્યું : 'નહિ, પ્રભાશંકર! તમારી વાત હું નહિ સાંભળું તો મને જંપ નહિ વળે.'

'અમરેલીના કિલ્લામાંથી ત્યાંના સૂબેદારનો દૂત વડોદરા તરફ વહેતો થયો છે એમ સાંભળીને એ દૂતને રસ્તામાં જ રોકીને પકડવાને હું પાછળ પડ્યો. એની ભાળ મેળવતા મેળવતા અમે એને પહોંચી ગયા, ત્યારે એ દૂત અને આ જટારામ બેઉ લડતા હતા.'

અમરજીએ જટારામ સામે પહેલી વાર નજર કરી, જટારામને એણે પહેલી જ વાર જોયો. જટારામના ચહેરા ઉપર કો ઊંચા મિનારા ઉપર ઊગતા સૂર્યની પ્રભા પથરાય એમ સ્મિત પથરાવા માંડ્યું. એના ગળાના અંદરના ભાગમાંથી ભગા ભટ્ટની ગામઠી શાળાની પાટી ઉપર એક સાથે બેસીને ધૂળ નાખનારની લંગોટિયા ભાઈબંધની જાહેરાત કરનાર સૂર અને સ્વર ઊઠવા લાગ્યા.

પરંતુ જટારામે અમરજીની આંખમાં કાંઈ પિછાનની રંગત ન જોઈ, કોઈ પુરાણી મહોબ્બતના એકરારની ઝમક ન જોઈ; ને એનું સ્મિત ચિતરામણની ધજાની જેમ એના હોઠ ઉપર થીજી રહ્યું.

અને પ્રભાશંકરની કથાના વહેનમાં પણ જટારામનો કોઈ વિશેષ સ્વીકાર ન આવ્યો. પ્રભાશંકરે આગળ ચલાવ્યું : 'મને મળેલી માહિતી પ્રમાણે એ સીદી જ જીવાજી શામરાજનો દૂત હતો. અને મેં એને ગિરફતાર કર્યો.'

'બહુ સારું કર્યું, પ્રભાશંકર! એ સીદીને હમણાં આપણા હવાલામાં રાખો.' અને અમરજી પોતાના પિતા તરફ વળ્યો. 'બાપુ! જોયું ને? મારો કેદી તો આ સીદી છે. તમને કેદ કરવાની હિંમત સારા ય સોરઠમાં કોણ કરી શકે એમ છે?'

પરંતુ કુંવરજી પંડ્યાના ચહેરા ઉપર પુત્રના સમત્વનો જરા

સરખો ય પડછાયો ન ઊઠ્યો. એના કાનમાં પુત્રના ઉમળકાના કોઈ પડઘા ઊઠ્યા કે ન ઊઠ્યા એ તો એ એક જ જાણી શકે એમ હતું. પરંતુ પિતાના ચહેરા ઉપર પુત્રની બડાશની અવહેલનાનું કપરું સ્મિત તરવર્યું.

'એ હિંમત મેં કરી છે, હજૂર!' પ્રભાશંકરે કહ્યું.

'તમે?'

'જી હા!'

'પણ કદાચ તમને ખબર નહિ હોય કે એ મારા વડીલ થાય છે.'

'જી, મને એ વાતની જાણ ફરી ફરીને કરવામાં આવી હતી.'

'અને છતાં... છતાં તમે... તમે... તમે મારા વડીલ ઉપર હાથ ઉપાડ્યો?'

'જી હા!'

અમરજીની આંખમાં જાણે વડવાનળ ફાટ્યો, ભયાનક કડાકાઓના એના કાનમાં જાણે અનહત અવાજો કરી ઊઠ્યા. કુંવરજી પંડ્યા ગિરફતાર? કુંવરજી પંડ્યા કેદ? અને તે પણ અમરજીના હાથે? શું ધરતી રસાતાળ જતી હતી?

શરીરનું સર્વ લોહી અમરજીના ચહેરા ઉપર તરી આવીને જાણે એની આંખમાંથી ટપકવા માંડ્યું. ઓહ! આ રીતે તો એણે પોતાના પિતાને મળવાની કદી કલ્પના નહોતી કરી. એક માત્ર ઈશ્વર સાક્ષી હતો: પિતૃચરણનાં દર્શન કેવી રીતે કરવાની એની ખેવના હતી!

બે ફલાંગ મારીને અમરજી પ્રભાશંકર પાસે જઈને ઊભો: 'તે તમારે શું બે માથાં છે?' અમરજીનો જમણો હાથ એની તલવાર ઉપર પડ્યો.

'જી, મારે એક જ માથું છે. અને એ માથાને એમ લાગ્યું કે

સાંભળીને જવાબ તો આપો...?'

'એનાથી જો આવું ન થાય તો બીજું શું થાય?' કુંવરજી પંડ્યાનો તીખો અવાજ જાણે સારી યે સભાને આડી અને ઊભી ચીરી રહ્યો. 'આતતાયીઓ જો આતતાયીઓ માટે હવસના, પાશવતાના, પાખંડના, અનાથોને રેંસીને સનાથોનાં ઘર ભરવાના ન્યાયનાં નાટકોના જલસા નહિ માંડે તો કોણ માંડશે? એમને નારીના શરીરની પવિત્રતા સાથે શો સંબંધ છે? એમને પાપ અને પુણ્યના ભેદ સાથે શો સંબંધ છે? એમને......રહેવા દે, જટા! બૂમો પાડીશ નહિ હવે, કેમકે એ બૂમો સંભળાશે નહિ. હત્યારાઓએ કદી યે હણાયેલાઓની ચીસો ઉપર કાન માંડ્યાં છે?'

'બાપુ!' વીંછીના ડંખ જેવા શબ્દોથી ત્રાસીને અમરજી પોતાના પિતા તરફ ફર્યો.

'ચૂપ કર. તું મને બાપુ કહે છે એમાં મારી એોતેર પેઢી થરથરી ઊઠે છે. પણ એક વાત નિશ્ચય લખી રાખજે કે મારા જીવમાં જીવ છે ત્યાં સુધી આ છોકરી કોઈ પાપાગારમાં ધકેલાશે નહિ.'

'એ પાપાગાર છે એ તમે કેમ માની લ્યો છો?'

'છોકરા! એક વાર નીરખી નીરખીને આ છોકરી સામે જોઈ લે; એક વાર આ રક્ત દૈત્ય સામે જોઈ લે; એ દૈત્યની આંખોનાં પાપ તું માપી લે; આ છોકરીની છાતીના થડકાર તું ગણી લે; અને પછી મને કહે.'

'હું જીતેલા દુશ્મનના રણવાસ ઉપર લડાઈ કરતો નથી. ને એ રણવાસના પડદા પાછળ એક નજર સરખી પણ કરવાનો મને અધિકાર નથી. બાપુ! તમે મને મુસ્કેલીમાં કાં નાખો છો?'

જવાબમાં કુંવરજી ડોસાએ અમરજી તરફ પોતાની પીઠ ફેરવી.

જમાદાર સાલમીન આગળ આવ્યો. શકરો જેમ બાજ ઉપર

તરાપ મારે એમ એણે ચંદનને ઝડપી લીધી. બે ફલાંગ મારી એણે જીવાજીના હાથમાં એને સોંપી: 'હવે તમે રવાના થઈ જાઓ!'

પરંતુ જીવાજી કાંઈ સમજે એ પહેલાં જીવાજી શામરાજ ઉપર કાંઈક પડ્યું. જટારામ કૂદ્યો; ઊછળતી લાતે એણે જીવાજીને જમીન ઉપર પછાડ્યો ને જીવાજી ઉપર એ ચડી બેઠો.

'કોઈ મારી તરફ એક કદમ પણ આગળ વધશે તો મારું તો જે થવાનું હશે તે થશે, પણ હું આ માણસનો તો જાન લઈશ!' અને એણે જીવાજીની તલવારને જીવાજીની ગરદન ઉપર ધરી.

બધા સ્તબ્ધ બન્યા. અને જટાએ બુલંદ અવાજે હાક મારી: 'કુંવરજી કાકા! તમે ચંદનને લઈને ચાલવા માંડો. ને જો કોઈ તમારો માર્ગ રોકવાને એક કદમ પણ ધરશે તો અમરેલીની ધરતીમાં આ ગાયકવાડી સૂબો હતો ન હતો થઈ જશે.'

'ચંદન, ચંદન!' જટાએ હાક મારી; 'ચંદન! મારું અંતર સાક્ષી પૂરે છે કે આપણે હવે કદી વિખૂટાં પડવાનાં જ નથી. પણ કદાચ ફરી યે ન મળીએ તો મારા જીવ્યામૂઆના જુહાર હોજો તને.'

એ છોકરીને બંદીવાન તરીકે આટલા બધા માણસોની વચમાં ઊભી રાખવી એ મારું અપમાન છે. ને મને શ્રદ્ધા છે કે જૂનાગઢનો વિજય-વંત દીવાન, હારેલા સૂબાની અંગત વાતમાં સૂબાની બેઇજ્જતી નહિ કરે.'

ચંદન અત્યાર સુધી મૂક અને મૂઢ જેવી ઊભી હતી. જીવાજીની છેલ્લી વાત સાંભળીને એ આગળ વધી, અમરજીના પગ આગળ બેસી ગઈ અને ચીસ પાડતી હોય એવા અવાજે બોલી: 'નહિ, મને એ દૈત્યને ઘેર પાછી ન મોકલશો. મને એ જીવતા નરકાગારમાં પાછી ન ધકેલશો. તમારી ઇચ્છા હોય તો આ તમારી તલવાર વતી મને મારી નાખો અગર તો...અગર તો...મને આ...આ બુઝુર્ગ માણસની હવાલતમાં સોંપો.'

જીવાજી શામરાજ છંછેડાયેલા ગેંડા જેવો ફુત્કાર કરતો ચંદન પાસે ધસી આવ્યો: 'બેઇમાન, બેમરજાદ, બેકદર છોકરી! તારે મારે ઘરે જ આવવું પડશે. મારા ઘર સિવાય તારે માટે જગતમાં અન્ય કોઈ સ્થાન નથી અને મારી હયાતી દરમિયાન થઈ પણ શકશે નહિ.'

ચંદને જીવાજીના ચહેરા સામે જોયું અને એણે એ ચહેરા ઉપર ભયંકર નિરધાર જોયો; ચંદને અમરજીના ચહેરા સામે જોયું ને ત્યાં કાંઈ એ ન વાંચ્યું; એણે કુંવરજી સામે જોયું ને એની આંખમાં કાંઈક જોયું. ચંદન દોડી, કુંવરજીના પગને બાઝી પડી. 'કાકા! દાદા! મને...મને તમારી સાથે રાખો. હું તમારું કામ કરીશ ને તમારી ચાકરી કરીશ. હું તમારી સેવા કરીશ ને તમારી ગુલામી કરીશ. તમે મને એ દૈત્યના પંજામાંથી ઉગારો. એક નમાઈ ને નબાપી છોકરીની આશિષ સદા ને સર્વદા તમારી પાસે રહેશે.'

કુંવરજીએ ચંદનને ઊભી કરી. 'છોકરી! તું નચિંત રહે.

તારું કોઈ કાંઈ અહિત કરી શકશે નહિ.'

જટારામે એ ફાળ ભરીને ચંદનની કાયા સામે પોતાના દેહની ઢાલ ધરી. કોઈ ન સમજાય એવો કંપ—એવી આતુરતા, એના અવાજમાં મંદ ને મૃદુ રણકાર કરી ગઈ. 'અમરજી! અમરુ! હું, તારો લંગોટિયો ભાઈબંધ, તને કહું છું કે શું આ છોકરીને તું આ માણસને હવાલે સોંપવા માગે છે?'

અમરજીએ જીવાજી સામે જોયું: 'આ છોકરી ઊછરીને તમારે ઘેર મોટી થઈ છે?'

'હા.'

'તમે સોગન ઉપર શું કહી શકો છો કે એની માએ એ છોકરીને તમારે હવાલે સોંપી છે?'

'બે માણસોની સાક્ષીમાં એની મા અને એના બાપે એ છોકરી મને સોંપી છે?'

અમરજી ચંદન પાસે ગયો: 'છોકરી! આ વાત સાચી છે?'

ચંદન પોતાનું મુખ બે હાથે દબાવી રહી.

'છોકરી!' અમરજી સત્તાવાહક અવાજે ફરીને બોલ્યો.

એ અવાજથી જાણે અનિચ્છાએ ઉપર ખેંચાયો હોય એવા વ્યગ્ર ચહેરે ચંદને ઊંચે જોયું. એ ચહેરા ઉપર અમરજીએ જવાબ વાંચી લીધો.

પીઠ ફેરવીને એણે જમાદાર સાલમીનને હુકમ કર્યો: 'જમાદાર સાલમીન! આ છોકરીને જીવાજીને હવાલે કરી દો.'

જટારામે ચીસ પાડી: 'અમરજી! તમારા આ હુકમનો શો અર્થ થાય છે એ તમે સમજો છો? અમરજી! તમે આ છોકરીને એનાં માબાપની નીચતા ને દુષ્ટતાને કારણે કેવા નારકીય જીવનમાં ધકેલો છો, એનો તો જરા ખ્યાલ કરો? અમરજી! મારી પૂરી વાત

હુકમના અમલમાં. કોઈની યે દરમિયાનગીરી દીવાનજી સાંખી લેશે નહિ, ને એમણે સાંખી લેવી ય નહિ. 'આ એક જ માથું છે મારું, હુજૂર! ને હજૂર એ વાતથી વાકેફ છે કે એ તો હજૂરના કદમમાં છે. એને એમ લાગ્યું કે લડાઈ લડવાના જે આચારવિચારો હજૂરે અમને સતત સમજાવ્યા છે, અને જે નિયમો અને રસમો નક્કી કરીને અમને ફરમાવવામાં આવી છે, એનો દ્રોહ અમારાથી થઈ શકે નહિ. પરંતુ મને લાગે છે કે લાખો માણસોની સલામતી અને શાંતિને શોધતા બ્રહ્મયોદ્ધાના દિલમાં પોતાના પિતાને માટે અપવાદ ઊભો થયો છે. એ અપવાદ સાચો છે કે ખોટો છે, અપવાદ હોવો જોઈએ કે નહિ, એનો વિચાર કરવાનું કામ મારું નથી. હું તો સિપાઈ છું; ને મારા સરદારની છતી અને અછતી આજ્ઞાને પાળવાને બંધાયો છું. આપ હુકમ ફરમાવો; એ હુકમનો અમલ થશે.'

પ્રભાશંકરે જમાદાર સાલમીન સામે જોઈને આગળ ચલાવ્યું: 'જમાદાર! એમને છોડી મૂકો. એમને છોડી મૂકો એટલે એમના દાવાનો સ્વીકાર કરો. એ છોકરી પણ એમને હવાલે તમે કરી દો.' પ્રભાશંકરની આંખમાં પહેલી જ વાર ઓછપ આવી. અમરજીને એણે કહ્યું: 'મને દરગુજર કરો. આજ દિવસ સુધી હું એમ માનતો કે હું રાજનો નોકર છું. આજે મને ખબર પડે છે કે હું રાજનો નોકર નથી, પણ દીવાનજીનો, ને દીવાનજીનાં સગાંવહાલાંઓની જેટલી પણ જમાત આવે એ જમાતનો હું ચાકર છું. આ રહી મારી તલવાર!'

પ્રભાશંકરે પોતાની તલવાર કાઢીને અમરજીના પગ પાસે મૂકી.

'પ્રભાશંકર!' અમરજીએ કહ્યું, 'સ્વસ્થ થઈને મને વાત કરી શકો એમ છો?'

'જી. વાત એમ બની, હજૂર! કે સીદીને અમે પકડ્યો ત્યારે મેં આપને કહ્યું તેમ સીદી જટારામ સાથે ઝઘડતો હતો. સીદીની

સાથે આ છોકરી હતી; આ, આપ આપની સામે જુઓ છો તે. એ છોકરી સીદી સાથે જવા માગતી ન હતી. એ આપના પિતા તરીકે આપ જેને અત્યારે ઓળખાવો છો એના રક્ષણ નીચે રહેવા માગતી હતી. આપના પિતા એને પોતાની સાથે લઈ જવા માગતા હતા. સીદીનો એ સામે વાંધો હતો. સીદી કહે કે આ છોકરી હજી પૂરી સમજદાર નથી. હોય ન હોય એની સીદીને પરવા યે નથી. પણ આ છોકરી એ મારા જીવને સાટે સાચવવાજોગ થાપણ છે, કેમકે એ છોકરી એને અમરેલીના સૂબેદાર જીવાજી શામરાજે ખુદ હવાલે કરી છે. આપના પિતા છોકરી ઉપરના દાવાને જરા યે છોડવા તૈયાર ન હતા. મરીચ સીદી જીવતો હોય ત્યાં સુધી પોતાની થાપણ છોડવાને તૈયાર હતો નહિ. ખુનામરકી અને ખૂનરેજી અટકાવવા એક માત્ર રાહ હતો: એઉને મારા જાપ્તામાં રાખવા અને આપના ઇન્સાફ ઉપર એ વાત છોડી દેવી.'

'તમે ઠીક કર્યું. હવે આપણે અત્યારે જ એ વાતનો તોડ લાવીએ. જીવાજી! પહેલાં તો મને આપ જણાવો કે શું એ છોકરી ઉપર તમારો કોઈ અધિકાર છે? એને તમે શું મરીચને થાપણ તરીકે સોંપી હતી?'

જીવાજીની આંખ તો ચંદન ઉપરથી જરા યે ખસતી ન હતી. એ તો પહેલેથી જ ચંદન ઉપર અનિમેષ નજર નાખી રહ્યો હતો. એ છોકરીને જોઈને એને અનેક ગમતા અણગમતા વિચારો સ્ફુરતા હોવા જોઈએ એમ એની આંખો કહેતી હતી. ન સમજાય એવા મનોભાવની ઉત્કટતાથી એના હોઠ કંપતા હતા. આશંકા, રોષ અને મૂંઝવણના સામટા સંભારથી થડકતા અવાજે જીવાજી બોલ્યો: 'દીવાનજી! મને ભરોસો છે કે જૂનાગઢનો દીવાન દુશ્મનના કુટુંબીજનો ઉપર લડાઈ કરતો નથી. આ છોકરી મારા રક્ષણ નીચે છે.

# પ્રકરણ આઠમું

## તમારા મોત પછી તો હું જીવતી યે નહિ હોઉં ને?

બધા કહેતાં બધા જ કોઈ ચિત્રકારની પીંછીમાંથી પાણીના રંગે નીતર્યાં હોય એમ સ્તબ્ધ થઈ ગયા. જટાનો પડકાર અચાનક કો તોપના ગોળા જેવો ફાટયો હતો. ક્ષણભર બધાની આંખો ઝીણી અને હીણી બની ગઈ.

સહુની આંખ જટા તરફ ફરી, બલ્કે જાણે કે ખેંચાઈ. અને ખેંચાયેલી આંખોને બરાબર ખેંચાયેલી રાખે એવો જટાનો અત્યારે ભભકો હતો. ભોંયે પડેલા જીવાજી શામરાજની છાતી ઉપર એ એક ગોઠણ દબાવીને બેઠો હતો; એક હાથે એણે જીવાજીની ચોટલીને જોરથી પકડી રાખીને એનું માથું ભોંયસપાટ રાખ્યું હતું; બીજા હાથે જીવાજીની તલવાર એણે જીવાજીના ગળાની ચામડીને સ્પર્શતી ધરી હતી. આપેલી ધમકીને પાર ઉતારવાની તત્પરતા ધનુષની તંગ પણછની જેમ તરવરી રહેલા એના દેહમાં દેખાતી હતી. એનો લડાયક ભભકો એ કેવળ ખાલી દેખાવ ન હતો, કો ક્ષણિક આવેગ ન હતો, પરંતુ નક્કી હતો—સાફ દેખાતો હતો. પરિણામની સદંતર બેપરવાઈ એના અંગમરોડમાં દેખાઈ આવતી હતી.

ને એનો અંગમરોડ જે વાત કરતો હતો એની ગવાહી એનો ચહેરો પૂરતો હતો. એના ચહેરા ઉપર મરવામારવાના નિરધારનો કેસરી રંગ ચડી ગયો હતો. એની આંખમાં તલવારની ધારથી યે

તીખી સફેદ નીલી ઝાંય રંગાઈ ગઈ હતી. એનાં જુલફાં કો આંતરિક આવેગથી જાણે ઊભાં થઈ ગયાં હતાં. ખરેખાત! જટાનો આખો યે દિદાર સાફ બતાવતો હતો કે એ જુવાનિયો અત્યારે જીવાજી શામરાજ તેમ જ પોતાની જિંદગી માટે સદંતર બેપરવા બની બેઠો હતો.

'કુંવરજી કાકા! તમે ચંદનને ઉઠાવીને હવે વહેતાં મૂકી દો. એક વાર આપણે આ તરકટી કુંડાળામાંથી બહાર નીકળી જઈએ, માણસાઈને ગીરો મૂકીને લડાઈઓ જીતવા નીકળેલા જોદ્ધાઓની જમાતથી દૂર જઈએ, પછી ચંદનની સામે આંગળી કોણ ઊંચી કરે છે એ તો હું જોઉં?'

કુંવરજીએ જટાની હાક સાંભળી. ધીમે ધીમે એ બુઝુર્ગ માણસની આંખો બીજા માણસો ઉપર ફરવા લાગી.

એણે અમરજી સામે એક નજર નાખી, પરંતુ એ છોકરાનો ચહેરો લાકડાના ચહેરા જેવો અપારદર્શક હતો. અમરજી દીવાનના મનમાં જે કાંઈ વિચારો ચાલતા હોય એમાંથી એકની પણ રેખા એના ચહેરા ઉપર દેખાતી ન હતી.

જીવાજી શામરાજ તો ભોંયે પડ્યો હતો ને જ્યાં પડ્યો હતો ત્યાંથી એ હરગિજ ઊઠી શકે એમ ન હતું. પરંતુ એની આંખમાં મૂંગો જ્વાળામુખી ધૂંધવાતો હતો. એ જ્વાળામુખીમાં ધરતીકંપ કરવાની કોઈ તાકાત નહોતી; એમાં કેવળ પોતાની જ કાયાનો નાશ કરવાનું ખુન્નસ હતું.

એની એક આંખ હતી ચંદન ઉપર. ને ચંદન ઉપરથી એ આંખ ખસતી ન હતી. એ નજરમાં શું હતું એ તો પંડ્યા બહુ સમજ્યા નહિ; પરંતુ એમાં ભયંકર તિતિક્ષા તો જરા યે ગેરસમજ ન થાય એવી ઉત્કટ હતી—હતી જ.

એમાં એક અજાણ્યા ને મુફલીસને હાથે મહાત ભોગવવી ને દુશ્મનની સામે માનસિક અને શારીરિક સ્થિતિની ધૂળ ચાટવી એ તો એ જીવતું મોત પણ બગાડવા જેવી જ વાત હતી.

એટલે તો ગાયકવાડી હકુમતને ચોક્કસ રીતે તંગબદ્ધ કરનાર ગાયકવાડી 'ધારાધોરણ'નો ઉત્પાદક જીવાજી પોતે જ ધોરણ ચૂકયો, અદબ ચૂકયો. એણે અમરજી તરફ પોતાની પીઠ ફેરવી અને ઝનૂનથી લાલ કસૂંબલ આંખે એ ચંદન તરફ આગળ વધ્યો. ને એણે ચંદનનું કાંડું પકડયું: 'ચાલ!'

બીજી પળે જટાએ એનું એ કાંડું પકડયું: 'ખબરદાર!'

જીવાજીએ ચંદન સામે જોયું ને અત્યાર સુધી પોતાની હાજરીનો એ છોકરીના સુકુમાર ચહેરા ઊપર જેવો પડછાયો પડતો હતો એવો પડછાયો એણે ના ભાળ્યો. ઊલટાનું કાંઈક એવું એણે ત્યાં ભાળ્યું જે એને મુદ્દલ ના ગમ્યું. જટાને એણે ડારવા ધાર્યો; પરંતુ ધૂળમાં લેટવાથી જેનાં કપડાં ખરાબ થયાં હોય એ માણસ પોતાને ધૂળમાં લેટાવનારને સહેલાઈથી ડારી શકતો નથી.

જીવાજી અમરજી તરફ ફર્યો અને તરડે અવાજે બોલ્યો: 'દીવાન સાહેબ! હું આપનું રક્ષણ માગું છું.'

પરંતુ અમરજી કાંઈ જવાબ દે તે પહેલાં પ્રભાશંકર વસાવડા વચ્ચે બોલી ઊઠ્યો: 'દીવાવ સાહેબ આપને કઈ રીતે ને કયા આધારે રક્ષણ આપી શકે વારુ? આપ કયાં જૂનાગઢની રૈયત છો?'

જીવાજી પ્રભાશંકરની સામે જોઈ ને બોલ્યો: 'હું તમારી સાથે વાત નથી કરતો.

પ્રભાશંકરને આ ગુમાની સૂબાનું હળાહળ અપમાન કરવાની વૃત્તિ થઈ આવી પણ એ વૃત્તિને દબાવીને એણે કહ્યું: 'પણ હું તમારી સાથે જ બોલું છું.' પભાશંકરના વાકયમાંથી 'આપ' શ-

બ્દનો લોપ થયો હતો અને એને બદલે 'તમે' શબ્દ આવી ગયો હતો, એની જીવાજીને સરત ના રહી. 'અને તમારે મારી વાત સાંભળવી એ તમારા હિતમાં છે. તમે અહીં અમરેલીના કિલ્લાની સોંપણી કરવાને એકલા આવ્યા હતા. એ કરીને તમે એકલા જાઓ છો. આ છોકરી કાંઈ તમારી સાથે અમારી છાવણીમાં સંધિવિ-ગ્રાહક તરીકે આવી નહોતી ને એને તમારી સાથે મોકલવાની અ-મારી કોઈ જવાબદારી નથી.'

જૂનાગઢનો સિંહ જેવો દીવાન આવાં મામૂલી તરણાંની ઓથે બેસીને પોતાની જવાબદારીમાંથી છટકવાના આવા ગાળા ચાવે છે કે? જૂનાગઢનો દીવાન દુશ્મનોની વહુદીકરીઓને કેદ તો કરે છે. પણ એને પોતાના સગાઓને કે દોસ્તોને હવાલે પણ કરી દે છે? હું વાત કરું છું. એ જૂનાગઢના દીવાન સાથે કરું છું કે જૂનાગઢી સિપાઈ ને જૂનાગઢી વસતિની ખાનદાનતને પોષવા માટે દુશ્મનોની વહુદીકરીઓના દલાલ સાથે વાત કરું છું એ તો મને કોઈ બતાવો?'

આ હળાહળ અપમાનથી ત્યાં ઊભેલા તમામનાં માથાં ફાટી ગયાં. સહુના હાથ તરત જ પોતાની તલવારની મૂઠ ઉપર પડ્યા—પણ એમણે અમરજીને જરા યે ઉશ્કેરાયેલો કે રોષે ભરાયેલો નહિ જોયો. સહુ કોઈના હાથ મૂઠ ઉપર જડાયેલા જ રહ્યા.

'પ્રભાશંકર!' અમરજીએ કહ્યું. 'હારેલા દુશ્મનની જીભથી આપણે જરા યે વ્યાકુળ ન થઈએ. લડાઈના મામલામાં તો હાર-જીત ને જીતહાર ઊભા જ છે. એટલે એમને હવે બોલવા જ દો.'

'જ્યાં કાંઈ ધારા નથી, ધોરણ નથી, કાયદા નથી, કાનૂન નથી, એવા રાજ્ય અને એ રાજ્યના સિપેહસાલાર સામે તો શું બોલવું, ક્યારે બોલવું, એની મને હજી પણ સૂઝ નથી પડતી. મારી વાત તો એક જ છે—મને ચંદન સોંપી દો.'

બુઝુર્ગ ડોસાએ ચંદન સામે છેલ્લી નજર કરી એને એણે ચંદન-પૂતળીસમી ચંદનના ચહેરા ઉપર કો દેવમંદિરના શિખર ઉપર ઊગતી સવારે જેવી પ્રભા ઢળે એવી પ્રભા ઢળેલી જોઈ. કાંઈક નવું, કાંઈક અજાયબ, જાણે પહેલી જ વાર જામતું હોય એમ એના કપાળ ઉપર ઝમક હતી. કુંવરજીને સમજાયું નહિ—એના વેદાભ્યાસથી જડ આત્માને કારણ તો કળાયું નહિ—પણ એને એકાએક લાગ્યું કે ચંદન જાણે કોઈ લાંબી ઊંઘમાંથી હમણાં જ ઊઠી છે, ને એની આંખો—એનો ચહેરો હજી યે તંદ્રા અને જાગૃતિ વચ્ચે ઝૂલી રહ્યો છે.

આ બધું જ કુંવરજીએ જોયું અને ન જોયું. કેમકે એની આંખો જે જોતી હતી એની છબી એ જાણે ઝીલતો હતો, પણ એના મગજમાં તો કોઈ જુદા જ વિચારની ઘટમાળ ચાલતી હતી. આંખો અને બુદ્ધિ વચ્ચે જાણે કાંઈક અથડામણ થઈ રહી હોય એમ એના ચહેરા ઉપર ક્ષણભર ઉજ્જડતા છાઈ.

બીજી ક્ષણે કુંવરજી જટા પાસે ગયો: 'જટા! ઊઠ, ઊભો થા!'

'કાકા?' જટાએ ઊંચે સાદે કુંવરજી પંડ્યાના બોલ ઝીલવાની આનાકાની બતાવી. 'હું ઊભો થાઉં પછી મારા શા હાલ થશે, આ છોકરીના શા હાલ થશે એનો તમને હજી યે ખ્યાલ નથી ને?'

'મને ખ્યાલ છે.'

'ત્યારે?'

જીવાજી શામરાજ ચાલી રહેલી વાતનો લાભ લેવા માટે નીચેથી જરાક સરકવા માટે સળવળ્યો, પરંતુ એવી રીતે સળવળાટ કરવાનું જોખમ જીવાજી ભૂલે નહિ એવી રીતે જટાએ તેને સમજાવ્યું.

'સત્યને શસ્ત્રની જરૂર નથી; સત્યને દબાવાની જરૂર નથી.'

જટારામ હસ્યો ને એ હાસ્યમાં તિરસ્કારના સાદ પડઘા પડ્યા. 'આ જમાતની વચ્ચે?...અમરજીને તો તમે સાંભળ્યા ને? જીવાજીને તમે સાંભળ્યા ને? ચંદનને પણ તમે સાંભળી ને? અને હવે તમે મને કહો છો, સત્યને શસ્ત્રની જરૂર નથી. આ જમાતની સામે? અહીં છે કોણ એ તો તમે જુઓ છો. એક છે મારો લંગોટિયો ભાઈબંધ, કાકા! તમારો દીકરો. પત્થરના કિલ્લાઓ તોડવાની એને ઘેલછા વળગી છે, ને એની આડે એની ખુદની નજર સામે માણસાઈના કિલ્લા તૂટે છે એની એને કશી યે પરવા નથી......એક છે જીવાજી શામરાજ, ગાયકવાડનો સૂબો; જેને એક માબાપ વગરની, રક્ષણ વગરની અનાથ છોકરીને પોતાને કબજે રાખવાની એટલી તાલાવેલી છે કે એની આડે એ પોતાના કિલ્લાના રક્ષણની વાત પણ વીસરી ગયો છે. આ બે વજ્રોની અથડામણમાં આ ચંદન કરમાઈ જશે એ નિશ્ચય વાત છે. અને છતાં તમે મને કહો છો કે સત્યને શસ્ત્રની જરૂર નથી?'

'હા! કેમકે મને મારા ધર્મનું ભાન છે. આવી રીતે મદદ માગતી છોકરીને મદદ કરવી એ આપણો ધર્મ છે. પણ એ ધર્મ બજાવવામાં જાન લેવાનો આપણો ધર્મ નથી. આપણો ધર્મ જાન દેવાનો. આપણા જીવતાં આ છોકરી ઉપર કોઈ હાથ નહિ ઉપાડી શકે. હું અને તું આ છોકરી આડે ઊભા રહીશું. સામો ઘા કર્યા વગર ઘા સહીશું; કોઈને માર્યા વગર આપણે મરીશું. એ છે આપણો ધર્મ.'

'અને આપણો ધર્મ તમે કહો છો એમ જ આપણે જો બજાવીએ તો આપણું તો ઠીક, પણ આ છોકરીનું શું થશે?'

'ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખ!'

'એ શ્રદ્ધા મારાથી કેમ રખાય? ખાસ કરીને હું જોઉં છું કે ઈશ્વર તો સદાકાળ લાંબી નાળવાળી બંદૂકોની પડખે ઊભો

'જીવાજી જરા બેસો. મારી વાત સાંભળો.'

જીવાજી નજર ચંદન ઉપર રહે ને પોતાના કાન અમરજી પાસે રહે એમ બેઠો.

'જૂનાગઢ જેવી ખોબા જેવડી રિયાસતની વામણી સેનાને લઈને આજે હું બહાર નીકળ્યો છું એનું કારણુ એક છે. મારે આ સારા યે મુલકમાં શાંતિ જોઈએ છે, સલામતી જોઈએ છે. ભાંગીને ભીખ માગતા ખેડૂતોને મારે ફરીને ખેતી તરફ વાળવા છે. મુલક છોડીને પરભોમ વસતા વેપારીઓને પાછા અહીં વસાવવા છે. મને લડાઈનો શોખ નથી; સામાન્ય વસતિને પણુ એ શોખ નથી. પરંતુ એના ઉપર એ આફત પરાણે લાદવામાં આવે છે. એને કારણે ગામો બળે છે ને એ ગામો મારે ફરીને વસાવવાં છે. એને કારણે દરરોજ હજારો માણસો ભૂખે મરે છે, મારે એમને અન્ન આપવું છે.

'મારે આ મુલકમાંથી માથાભારે માણસોને નમાવવા છે. આ કામ મારે કરવું છે. એના પહેલા પગલા તરીકે મેં અમરેલી ભાંગ્યું છે. એના પહેલા પગલાંમાં મારી અને તમારી આ રીતે મુલાકાત થઈ છે. હું તમને દરખાસ્ત કરું છું—તમે આ છોકરી ઉપરથી હાથ ઉઠાવી લો અને મારા પિતાને સુપ્રત કરી દો, અને હું અમરેલીના કિલ્લા ઉપરથી હાથ ઉઠાવી લઉં.'

આ દરખાસ્ત આટલી પ્રસ્તાવના સાથે આટલી સાફ રીતે થતી સાંભળીને બધા તાજુબ બન્યા: ક્ષણુભર તો એની ભભક જીવાજીના ચહેરા ઉપર પણુ છાઈ.

'દીવાન સાહેબ આપની આ દરખાસ્ત...શું કહું એને માટે? મારી નાલેશી એ ઢાંકે છે. મારી સામે ઊભી થનારી ખટપટોના દરવાજા એ બંધ કરે છે. મારી શરમને એ ઢાંકે છે...પણુ...પણુ આપ જાણુતા નથી, આપ મારી પાસેથી શું માગી રહ્યા છો!'

અમરજીએ આઠ્ઠગ બીડી લીધી. ભવિષ્યનાં વીશ વર્ષોમાં સમાધાનની વાતો તોડવાની અને આખરી નિરધાર કરી લેવાની એની આ ખાસિયત સારા યે કાઠિયાવાડમાં મશહૂર થવાની હતી.

'તો તમારી મરજી! મેં તો તમને એક દરખાસ્ત કરી લીધી. એનો સ્વીકાર કરવો એ તમારું કામ છે. તમે હવે જઈ શકો છો; આ છોકરીને પણ તમારી સાથે લઈ જઈ શકો છો.'

'આપની મહેરબાની થઈ.' જીવાજીએ જટા અને કુંવરજી પંડ્યા ઉપર વિજયી નજર ફેંકી. 'મને ખાતરી જ હતી કે આખરે તો આપ શુદ્ધ ઇન્સાફ કરશો ને મારી થાપણ મને સુપરત કરશો.'

'પણ' અમરજીએ આગળ ચલાવ્યું, 'અહીંથી તમે અમરેલીના કિલ્લા સુધી પહોંચશો ત્યાં સુધી તમારો પીછો કોઈ નહિ કરે. પછીની વાત...'

જીવાજી અમરજીના અવાજમાં રહેલી બેપરવાઈથી દબાયો: 'પછીની વાત ... ...?'

'પછીની વાત તમે જાણો, તમારો અંતરાત્મા જાણે અને જેઓએ આ છોકરીની વહાર કરવાની મુરાદ સેવી છે તેઓ જાણે.'

'જૂનાગઢ રાજ્યનો દીવાન એક છોકરીનું હરણ કરવા પાછળ પોતાની શક્તિઓનો વ્યય કરશે, એમ જ આપ મને કહેવા માગો છો ને?'

'હું તમને કાંઈ જ કહેવા માગતો નથી. તમારા ખ્યાલમાં એક વાત રહી નથી લાગતી. આજે આ સ્થાને તમારો દરજ્જો મારા સગોતડિયા દુશ્મનનો છે. અને તમે જેને તમારી અલાહેદી થાપણ માનો છો એની સુપરત એ મારી તમારા દુશ્મન તરીકેની ફરજ છે. આવતી કાલે તમે મારા સગોતડિયા નહિ હો.'

'એટલે?'

'આવતી કાલે તમે મારી રૈયત બનશો; ને મારી કોઈ પણ વસતિને હું જીવતી થાપણ રાખવા દેતો નથી. આજે તમારો ઇન્સાફ કરવાનો મને હક્ક નથી. આવતી કાલે મને એ અધિકાર મળશે.'

જીવાજીએ હોઠ પીસ્યા. અમરજીના શબ્દોમાં સાફ સાફ ધમકી હતી. એ અવાજમાં એ ધમકી પાર ઉતારવાના નિરધારનો રણકાર પણ હતો. પરંતુ જીવાજી એમ કોઈની યે શેહમાં દબાય એવો નહોતો.

'બહુ સારું! ત્યારે ઇન્સાફ કરવાને માટે આપ આવતી કાલે અમરેલી પધારજો. આપનું યથાયોગ્ય સ્વાગત કરવાને માટે હું તૈયાર જ રહીશ.'

## પ્રકરણ નવમું

# મારે થવું છે ઇન્સાફના દંડ; ધનસંચય મારે કરવો નથી.

ચંદનને ઊંડી ઊંડેરી એવી આશા હતી કે જે જુવાન પરદેશી યોદ્ધાના એક બોલ ઉપર ભાવિનો આધાર હતો એનો બુઝુર્ગ પિતા પોતાની પૂરેપૂરી તરફદારી કરતો હતો. ઊછરતા કન્યાકાળથી જ નજરકેદ જેવી દશા એની હતી. એવી દશામાં એના ખ્યાલમાં જે સ્વયંપ્રમાણ દુનિયાની ઇમારત આપમેળે ખડી થઈ હતી એમાં પિતાની આજ્ઞાનો લોપ કરવાનો પુત્રને કોઈ અધિકાર ન હતો—પુત્રની કોઈ ગુંજાશ ન હતી.

એની એ ખ્યાલી દુનિયામાં પોતાની સલામતી માટે રક્ષણ માગતી કન્યાને ઇન્કાર કરવામાં અધર્મ હતો. એની એ દુનિયામાં જીતેલા માણસના હક્કને કોઈ સીમા ન હતી, હારેલા માણસને કોઈ હક્ક ન હતો. એકંદર પોતાની રચેલી દુનિયામાં પોતે સલામત હતી અને વધારામાં દુર્વાસાના અવતાર શો ડોસો અને જલતી જ્યોતના પતંગિયા સમો જટા જેવો જુવાન હતા. પછી એને શો ભો હતો?

પરંતુ અમરજીના શાસને એને વીજળીના આંચકા જેવો આઘાત આપ્યો. એની ખ્યાલી દુનિયા કરતાં એની સામે પડેલી નક્કર દુનિયા તદ્દન જુદી જ નીકળી. અમરજીએ એને જીવાજી શામરાજને સોંપવાનો હુકમ કર્યો.

જીવાજી શામરાજને ત્યાં એને જવું ન હતું. એ વાતમાં કશી જ મીનમેખ ન હતો. જીવાજી એને ક્યાં ય ડગલું પણ એકલી જવા દેતો નહિ. જીવાજીએ એના ઉપર સીદી મરીચની ચોકી મૂકી હતી. જીવાજીને ત્યાં એ નજરકેદમાં હતી અને કો ભયાનક ઓથારમાંથી સીધો આ દુનિયામાં આવી પડ્યો હોય એવા મરીચનો એને ડર લાગતો હતો.

બહારની હવાની ચંદને સુગંધ લીધી. અમરેલીના કિલ્લામાં એનું કોઈ ન હતું. બહારની દુનિયામાં રસ્તે ચાલતા માણસો ઓળખાણ વગર, સંબંધ વગર, એના બન્યા હતા. અને હવે એને પાછું નજરકેદમાં જવું પડશે! હવે ફરીને એને એ અંધારા ઓરડામાં પુરાવું પડશે! પણ જેનાં માબાપ મરી ગયાં હોય, એને ભગવાન બીજાં માબાપ કેમ નહિ આપતો હોય? માબાપની હૂંફ આગળ તો નવખંડના ચક્રવર્તીની હૂંફ પણ ઓછી ઊતરે છે. પાપીમાં પાપી માણસોની મેલી નજર માબાપના કદમ પાસેથી પાછી ફરે છે. પણ એને માબાપ નથી! રાહદારી રિશ્તેદારો નથી. પરદેશી યોદ્ધાની વકીલાત પણ નથી. એ એકલી જ છે, સદંતર એકલી જ છે.

બે કદમ એ આગળ આવી: 'અગર આપનો જ જો એ ઇન્સાફ છે તો આપ તલવારના ધણી છો. ને તલવારના ધણીને તો સખ્ત જબાનથી એમ કોણ કહી શકે છે કે આપનો ઇન્સાફ એ ઇન્સાફ નથી, પરંતુ એક માબાપના છત્ર વગરની કન્યાની એમાં હલાલખોરી છે? એ ઇન્સાફનો એક એક બોલ એક એક ઈંધન સમો છે ને એ ઈંધનો એક એવી ચિતા પ્રજ્વળાવશે કે જેમાં એક કન્યાનું, એક નારીનું, એક સ્ત્રીનું આ સંસારમાં જ જે કાંઈ રક્ષણીય, કમનીય અને રમણીય છે તે સર્વ ખાક થઈ જશે!'

'છોકરી!' જીવાજી શામરાજ આગળ આવ્યો. સમકાલીનો

એની એકવડા બાંધાની નરી હાડપિંજર જેવી ઉંચાઈને કારણે જીવા-જીને 'ટંડેલિયો' કહીને બોલાવતા. ગાયકવાડી હકૂમતનાં ગામોમાં અનાદિ કાળથી એક પ્રથા ચાલી આવે છે. ગામના પાદરમાં જ્યાં ગામની અંદર જવાના નાના મોટા રસ્તા છૂટા પડે ત્યાં એક ઊંચા થાંભલા ઉપર એક કે ત્રણ બત્તી રાખે એને 'ટંડેલિયો' કહેવાય.

ટંડેલિયાએ પોતાનો પાતળો પણ કોસના વરત જેવો વણેલો લાગતો હાથ ચંદનના કાંડા ઉપર મૂક્યો : 'છોકરી! હવે તું ચાલ. દીવાનસાહેબે કહેવું હતું તે કહી દીધું છે. મારે એમને જે જવાબ આપવો હતો તે મેં આપી દીધો છે, અને તને ફોસલાવી જવા મથતા આ બે ય નવરા માણસોના હાથ નીચે પડ્યા છે. હવે કાંઈ પણ વધારે કહેવા જેવું નથી લાગતું.'

'તમારે નથી ને મારે ય નથી.' ચંદને કહ્યું. જીવાજીને જાણે એ પ્રયાસે ઘસડતી હોય એમ એ કુંવરજી કાકા પાસે ગઈ. 'બાપુ! હું તમને બાપુ કહું છું તેમાં માઠું ન લગાડશો. મારા બાપને તો મેં કદિ યે નજરે જોયા નથી. પરંતુ...પરંતુ...મારા બાપ પણ તમારા જ જેવા હશે એમ હું માનીશ.'

પછી ચંદન જટા તરફ ફરી : 'તમને...તમને...તમને...તમને હું કાંઈ નહિ કહું.'

'પરંતુ હું તને અને બધાને કહીશ.' જટો ફાટી ગયેલા અવાજે બોલ્યો. દેવમંદિરમાં પ્રજ્વલતા કો દીપકના જેવા પાતળા, નાજુક અને ચંપકવર્ણી દેહવાળી આ છોકરીને જોઈને એના શરીરમાં વેગે વહી જતા લોહીનાં જાણે મૃદંગ બાજી રહ્યાં હતાં; અને એ મૃદંગ ઉપર જાણે તાંડવ નૃત્યની થાપી પડતી હતી. મધરાતે વહી જતી રાતની સૂસવાટી જાણે મગજમાં સૂસવવા લાગી. અને એ બોલ્યો : 'જૂના-ગઢના દીવાન કે ગાયકવાડના સૂબા સામે તો શું, પણ મુલકના

હાકેમની સામે પણ મારે કાંઈક કહેવું છે.' કહી જટો ચાર પગલાં આગળ આવ્યો. અમરજી દીવાનની સામે ઊભીને બોલ્યો: 'તમારો બાળપણનો હું ભાઈબંધ. બાળપણની દોસ્તી હૈયે ધરીને હું તમારી ચાકરીની ભીખ માગવા આવ્યો હતો. આજ મારે તમારી એ નોકરી યે નથી જોઈતી, તમારી ભાઈબંધી યે નથી જોઈતી. તમારા કાગળોમાં તો તમે મોટી મોટી વાતો કરો છો; પ્રજાજનોને સત્તાશોખીનોની જોરતલબી સામે વહાર આપવાના દાવા કરો છો. પરંતુ એ દાવા આટલા જૂઠા હશે એનો મને ખ્યાલ ન હતો. હવે એ ખ્યાલ આવે છે ત્યારે હાટકનાથને હું હમેશાં પ્રાર્થના કરું છું કે હે ભગવાન, તેં મને ઘડ્યો એટલે એવો તો રાખજે. અને મને મારા મિત્રોથી બચાવજે.'

એ થોડી વાર થંભ્યો અને એણે આસપાસ એક નજર કરી. પછી એ બોલ્યો: 'આટલી વાત તમને જટિયાએ કરી—જટિયો યાદ આવે છે? એ જટિયો, જેની સાથે બેસીને તમે માંગરોળમાં ભાભા ભટ્ટની નિશાળમાં જઈને પાટી ઉપર ધૂળ નાખતા ને લાકડાની લેખણે લખતા. એ જટિયો આટલી વાત તમને કહી ગયો.' ઉઘાડો અવાજ એકાએક કો ભૂંગળામાંથી વાગે એમ જટાનો અવાજ એકદમ ઘેરો અને બુલંદ બન્યો. 'પણ હવે તમારી સામે ઊભો છે એ જટિયો નથી ઊભો, જટારામ ઊભો છે. એ જટારામ તમને ઓળખતો નથી. એ જટારામ અત્યાચારની સામે માથું નમાવતો નથી, સત્તાની જોરતલબી સાંખતો નથી. હવે તમારી પાસે એ જટારામ ઊભો છે, અમરજી દીવાન! જેને આજે જગતમાં જીવવા માટે ને ઝૂઝવા માટે તમારા કરતાં તદ્દન જુદો જ માર્ગ સૂઝી ગયો છે. એ જટારામ તમને કહે છે કે ચંદન તમારા લડાઈના મામલાના ઇન્સાફને તાબે થશે નહિ. સિપાહીઓના બોલ કરતાં, સત્તાધારીઓના ઇન્સાફ કરતાં, યુદ્ધવિરામની પરિપાટી કરતાં, જગતમાત્રની સર્વ કોઈ સ્થાપિત

વસ્તુના કરતાં એક કન્યાની મદદની બૂમ હજારગણી વધારે છે. એ બૂમને આ છાતી ઉપર ઝીલીને હું જટારામ તમને કહું છું કે ચંદનને જીવાજી શામરાજ કદી પણ અમરેલી પાછી લઈ જઈ શકશે નહિ.'

જટાએ ડાબા હાથે ચંદનનો હાથ પકડ્યો, જમણા હાથમાં તલવાર પકડી અને પછી એ ઊભો !

'જટારામ !' કુંવરજી પંડ્યાએ જટારામની બાજુમાં આવીને સાદ દીધો, 'જટારામ ! યાદ છે તને, માંગરોળમાં મારા ઘરની પરસાળમાં મેં તને મારો પુત્ર કહ્યો હતો તે ? બેટા ! તું બ્રાહ્મણ છે– બ્રાહ્મણનો પુત્ર, બ્રાહ્મણનો પ્રપૌત્ર, બ્રાહ્મણનો દૌહિત્ર, બ્રાહ્મણનો વંશજ છે. બ્રાહ્મણો જગત ઉપર ધર્મને ધારણ કરવા માટે છે: પરંતુ તે અન્યને મારીને નહિ, જાતે મરીને. આ જગ્યા ઉપર જો ખૂનનું એક બુન્દ પણ વેરાય તો આ આતતાયીઓમાંથી એકેયનું એ ન હોવું જોઈએ. એ મારું કે તારું જ હોવું જોઈએ. જટા ! ચાર ચાર છતે દીકરાએ મારા જેવા વાંઝિયાના ઓ લાલ ! એ તલવાર દૂર ફેંકી દે.'

જટાએ કુંવરજી પંડ્યાના ધૂંધળા ચહેરા સામે જોયું. ચંદનના મૂંઝાયેલા વદન સામે જોયું. અને પછી એક પણ શબ્દ બોલ્યા સિવાય એણે પોતાની તલવારને પોતાના ગોઠણ ઉપર વાળીને એક જોરાવર આંચકાથી એના બે કટકા કર્યા, અને બંને કટકાઓને દૂર ફેંકી દઈને પોતે અદબ વાળીને ઊભો રહ્યો. 'હવે તમારે અમારું જે કરવું હોય તે તમે કરી શકો છો.'

અમરજી દીવાન સહેજ આગળ વધ્યો.

'જટિયા !' એણે જટારામ સામે જોઈને કહ્યું.

'મારું નામ જટારામ સંપતરામ મહેતા છે.'

'જટારામ ! તું જાણતો નથી કે તું મને શી મુશ્કેલીમાં મૂકી

રહ્યો છે. મારા બાપુ પણ જાણતા નથી કે એ મને શી મુશ્કેલીમાં મૂકી રહ્યા છે. તું શું એમ માને છે કે મને જીવાજીની જરા ય શેહ પડે છે? તું શું એમ માને છે કે મને તલવારનો ઉપયોગ કરતાં નથી આવડતો? અથવા તો તું શું એમ માને છે કે મને પણ બોલતાં નથી આવડતું? અથવા તું શું એમ માને છે કે તારામાં લાગણીનો પ્રવાહ ઊછળે છે અને હું નઠોર છું? જટારામ! મારા બાપુને હું કાંઈ કહેતો નથી, કેમકે એક પુત્ર તરીકે અદબ મને એમ કરતાં વારે છે.

'પણ ક્ષણભર એમ માની લે કે મારા બાપુ આ જગ્યાએ હાજર નથી, અને જે હાજર છે તે કેવળ સેંકડો વર્ષના વેદના અભ્યાસથી પંડિત બનેલા વારસાનો એક બુઝુર્ગ વારસદાર છે. સેંકડો વર્ષની ધનહીન પૂજા, અર્થહીન સન્માન અને દિલ વગરના સત્કારથી ધર્મગૌરવ–આત્મગૌરવ વચ્ચેની જેની ભેદની રેખા ભૂંસાઈ ગઈ છે, જે પોતાના બોલને ધર્મના બોલે માને છે, જે પોતાના શાપને દેવ-શાસન માને છે, જે પોતાના એકાકી શિખર ઉપર બેસીને દુનિયાના ત્રિવિધ તાપની સામે આંખો મીચી બેસી રહે છે, એવા જ એક વૃદ્ધ પુરુષ માત્ર હાજર છે.

'જટારામ! એને ખબર નથી કે હું શું કરું છું. મારી છાતી તને કહે તો ચીરી બતાવું; એમાં આવી એક છોકરી નહિ પણ હજારો છોકરીની હાય ભરી છે. એમાં એક માત્ર ચંદન નહિ પરંતુ હજારો ચંદનને સર્વદા ને સર્વથા નિર્ભય કરવાની તમન્ના છે. પરંતુ ચંદનોની વહાર શું લડાઈના અકસ્માતોથી થઈ શકશે? શું જેટલી ચંદનો આતતાયીઓને હાથ પડી છે એને છોડવવાને માટે ગામડે ગામડે લડાઈઓ કરવી પડશે? શું એક એક ચંદનને માટે એક એક જટારામને તલવાર લઈને ખડો કરવો પડશે? નહિ. એ બની શકે નહિ. એક કુંવરજી એક ધર્મવાક્ય બોલશે તો કદાચ એક

ચંદન ઊગશે; પરંતુ હજારો ચંદનોની જો વહાર કરવી હશે, તો એને માટે તો લોકવાક્યો રચવાં જોઈશે, લોકતંત્ર બાંધવો પડશે, લોકને આતતાયીઓની સામે કાંડાં ભિડાવવાની હામ આપવી પડશે.'

અમરજી ઘડીભર થંભી ગયો. અંગારાથી જાણે નાહી રહ્યો હોય એવા એના ચહેરા સામે જટારામ કેવળ જોઈ રહ્યો. અમરજી પાંચ કદમ આગળ ચાલ્યો; જીવાજી સામે જઈને ઊભો રહ્યો, ને એની સામે આંગળી ચીંધીને એ બોલ્યો: 'જટારામ! આ જીવાજીને જોઈ લે. સોરઠને ગામડે ગામડે જીવાજીની જમાતના માણસો આજે ઊભરાય છે. સોરઠને સીમાડે સીમાડે આજે એક નહિ, બે નહિ, પરંતુ અનેક ચંદનોની હાય ઊઠે છે. પણ ત્યાં સીમાડે સીમાડે જટારામ નથી; સીમાડે સીમાડે કુંવરજી નથી. જટારામની જમાતો હોતી નથી; જીવાજીની જમાતો હોય છે. એને વશ કરવાનો રાહદારી રાહ એક જ છે.

'જે સંયોગોએ ચંદનો ઊભી કરી છે, જીવાજીઓ ઊભા કર્યા છે, એમને કાઠિયાવાડની ધરતી ઉપરથી સાફ કરો. એક એવી સત્તાને જન્મ આપો જેની શેહમાં સહુ રહે ને જે કોઈની ય શેહમાં ન રહે. એ સત્તા ને જૂનાગઢના નવાબની નહિ, જૂનાગઢના દીવાનની પણ નહિ. પરંતુ જેની સામે જૂનાગઢનો નવાબ કે જૂનાગઢના દીવાન પણ પોતાનું શિર ઝુકાવે એવી રૈયતના ખમીરની, રૈયતની આબાદીની, રૈયતની સાહસિકતાની. આતતાયીઓનો પરાજય કરવો અર્થ વગરનો છે. આતતાયીઓનો ઇન્સાફના આસન સામે દંડ થવો કામનો છે. અને મારી મુરાદ છે એક — મારે કોઈ લશ્કરના વિજયી સેનાપતિ બનવું નથી; મારે કોઈ રિયાસતના ધણી થવું નથી; મારે કોઈ રાજની ચાકરી કરીને ધનસંચય કરવો નથી. મારે થવું છે ઇન્સાફનો દંડ!'

ક્ષણભર અમરજી ચૂપ રહ્યો. થોડી વાર આંખો મીંચીને કપાળે હાથ ફેરવતો એ ઊભો રહ્યો. પછી હંમેશના ધીમા સાદા અવાજે એ બોલ્યો: 'જટારામ! આવતી કાલે હું અમરેલીમાં પ્રવેશ કરીશ. આવતી કાલે હું ચંદનનો ઇન્સાફ કરીશ. લડાઈનાં જે ધોરણો અને જે કાનૂનો મેં સ્વીકાર્યાં છે, એ મને આજે જીવાજી અને ચંદનની વચમાં આવતાં રોકે છે.'

'અમને તો બીજી કોઈ રોકત નથી; કેવળ તમારી આંખની શરમ અને તમને વફાદાર રહેવાના શીળંદીના સોગન અમને વારે છે. નહિતર શી મજાલ છે કે આટલાં માણસોની વચમાંથી જુવાન માણસની જુવાનીને પડકાર કરતી હોય એમ મદદને માટે જંખતી એક છોકરીને એક નઠોર માણસ જીવતોજાગતો લઈ જાય?' જમાદાર સાલમીન વચમાં બોલી ઊઠ્યો.

'હું શું કહેતો હતો તમને, જમાદાર?' પ્રભાશંકરે વચમાં સૂર પુરાવ્યો—એનો અવાજ ઘણો જ કડવો બની ગયો હતો—'કે રાજની ચાકરી કરવી એટલે ધૂળ ફાકવી.'

'પ્રભાશંકર, તમે પણ?'

'જી. જોઈએ તો મારી તલવાર આપના કદમમાં હાજર કરું!'

'તમે લોકો શું એક દિવસ પણ ધીરજ નથી ધરી શકતા?'

'અમારો સવાલ નથી: જીવાજી ચોવીસ કલાક ધીરજ ધરશે કે નહિ એનો હામી કોણ થશે?'

'અને આવતી કાલની રાહ જીવાજી ન જુએ તો?' જટારામે સવાલ કર્યો.

'તો એને દીવાન અમરજી સાથે કામ પાડવાનું છે.'

'દીવાન અને સૂબાની તકરારમાં અમને રસ નથી. ચંદનનું શું?'

અમરજી દીવાન ચંદનની સામે જઈને ઊભો: 'છોકરી! અહીં

જેટલા મતભેદો થયા છે, જેટલી વાતો થઈ છે, તેની તું સાક્ષી છો. તું ચોવીશ કલાકને માટે જીવાજી સાથે જવાને તૈયાર છો?'

જીવાજી એક કદમ આગળ આવ્યો: 'અમરજી દીવાન! મારે માટે અહીં જે અભિપ્રાયો જાહેર થયા તે બધા મેં સાંભળ્યા. એ બધાની ઉપરવટ જઈને હું તમને પૂછું છું એક જ સવાલ: હું સિપાહીબચ્ચો છું એમ તમે માનો છો?

'તો જે તલવારથી મેં જય અને પરાજય મેળવ્યા છે એ તમામના કસમ ખાઈને હું તમને યકીન આપું છું કે અમારો ઇન્સાફ સાંભળવાને માટે આવતી કાલે ચંદનને હું તમારી સામે રજૂ કરીશ; અને તમે જે સજા ફરમાવશો તે હું બરદાસ્ત કરીશ.'

'છોકરી! હવે તારો શો જવાબ છે? તારે જવામાં હવે શી હરકત છે?'

ચંદને પોતાની નાજુક કાયા ટટ્ટાર કરી. એની નાજુક દેહયષ્ટિ ધનુષની પણછની જેમ તંગ બની.

'હું કોઈ પણ ઉપાયે એ રાક્ષસને ઘેર જવાની નથી!'

જટારામ ચંદનની બાજુમાં આવીને ઊભો. 'હું જીવતો છું ત્યાં સુધી તને કોઈ લઈ જઈ શકશે નહિ; અને તારી ઇચ્છા વિરુદ્ધ તને હું જીવતો છું ત્યાં સુધી કોઈ મોકલી પણ શકશે નહિ!

# પ્રકરણ દશમું

## જીવાજી, જીવીબાઈ અને તારા

પ્રભાતના ઝાકળથી નિખરેલી ચંપાકળી શા ચંદનના ચહેરા સામે જીવાજી જોઈ રહ્યો, અને એના ચહેરા ઉપર અભિમાન ને આત્મદયાની ધૂપછાંય જાણે તડકાવાદળી રમી ગઈ. એણે જીવનમાં પહેલી જ વારની માંદગીમાં કડવાણી પીધી હોય એવા ચહેરાવાળા પ્રભાશંકર સામે જોયું. અને એના ઉપર એણે નાફરમાનીના પહેલા અક્ષરો લખાતા જાણે વાંચ્યા.

એણે કુંવરજી પંડ્યા સામે જોયું, અને એના રુક્ષ અને ખેડાયેલા ચહેરા ઉપર એણે અણનમ આગ્રહ અને અણતાગ આત્મશ્રદ્ધા વાંચી; ને એ શ્રદ્ધા એના પુત્રના શ્રેયસ્ પ્રત્યે એને સદંતર ઉપેક્ષા બતાવનારી લાગી. એને કુંવરજીની આંખ સામે જોતાં જ લાગ્યું કે કોઈ અગૂઢ તાકાત એનો રાહ રોકીને ઊભી છે. એ તાકાતનું મૂળ એ પોતે સમજતો ન હતો એટલે એને એ વધારે કપરી—દુર્ધર્ષ લાગી.

અને છેલ્લે છેલ્લે એની નજર જટારામ ઉપર પડી. પ્રજળેલી આગને સમજતું જ ન હોય, એની ભયંકરતા પ્રત્યે સદંતર બેપરવા જ હોય, કેવળ એ આગમાં આંધળે ગોરાવામાં જ જીવનનું સાર્થક માનતું હોય એવા પતંગિયા જેવી ઉત્કટ મુમૂર્ષા એણે એના વદન ઉપર જોઈ. એને જટારામ બેવકૂફ લાગ્યો. પરંતુ સાથોસાથ એ એટલું યે સમજી ગયો કે એની બેવકૂફી હસવા જોગ નહિ પણ ચેતવા

જોગ હતી. કેમકે એવી જ બેવફૂફીની કૂખમાંથી માનસિંહ, મીલા અને બાલાજી દેશપાંડે, તારાબાઈ અને રાજારામ, ચિમણાજી આપ્પા અને બાજીરાવ પેશ્વા પાક્યા હતા. એ બેવફૂફી વિસારવા જોગ નથી, કેમકે એમાંથી જ જગતને શાણપણની પગદંડી મળી આવી છે.

એને લાગ્યું કે એક એક વ્યક્તિ નહિ પણ એક એક બળ એના રાહમાં ઊભું છે, ને એનો રાહ મોકળો કરી શકે એવા એકમાત્ર અમરજીને અત્યારે વીંટાઈ વળ્યું છે. જગતમાત્રના સર્વ કાંઈ નિખાલસ સંબંધો—જગતે સ્વીકારેલી માનવતાના આદેશ અમરજીને પોતાનાથી વિમુખ બનાવતા હતા, અને નવા આદર્શનાં પગથિયાં ઉપર સત્તાના જરીપુરાણા દાદરને ચડતા અમરજીને મૂંઝવી રહ્યા હતા.

હોઠ પીસીને એ જડવત ઊભો રહ્યો. એક ક્ષણ એ એમ ને એમ ઊભો રહ્યો. આખરે એણે એક અણગમતો કડવો ઘૂંટડો પીધો હોય એમ એના ચહેરા ઉપર રક્તરંગી વ્યથા દેખાઈ. બીજી ક્ષણે એ બે કદમ આગળ આવ્યો.

'દીવાનજી! હું સમજું છું, આપના નિર્ણય ઉપર કેવી કેવી વાતોના પુરોગામી ઓછાયા પડી રહ્યા છે. અગર જો આપ થોડીક મારી વાત ખાનગીમાં સાંભળો તો—'

'તમારે જે કહેવું હોય તે જાહેરમાં જ કહો ને?' અમરજીએ કડવે અવાજે કહ્યું. પોતે શો નિર્ણય કરવો એ એને સૂઝતું ન હતું.

'મને આપ ખાનગીમાં સાંભળો એવી મારી આપને પ્રાર્થના છે.'

જીવાજીનો બદલાઈને વિનમ્ર બનેલો સૂર સાંભળીને જટારામ જરા હસ્યો. એ હાસ્યે અમરજીને પોતાનો નિર્ણય લેવામાં મદદ કરી. 'ભલે! આ તરફ ચાલો.' સાથે જમાદાર સાલમીન તરફ જોઈને અમરજીએ આદેશ આપ્યો: 'અમારી વાતો દરમિયાન અહીંથી કોઈ આઘુંપાછું ન થાય એ જોવાની સોગનબંધ શીબંદીના જમાદાર

તરીકેની તમારી ફરજ છે. ને તમારી ફરજનો નીડરતાથી અમલ કરજો.'

અને બીજાઓ નજરમાં રહે પણ એ બંને વચ્ચેની વાત કોઈ સાંભળી ન શકે એટલે દૂર અમરજી દીવાન ને જીવાજી શામરાજ બેઠા.

દૂર દૂર ગિરનારના ડુંગરની અતિ આછી નીલી રેખા કોઈ રમતિયાળ છોકરાએ ભીંત ઉપર કરેલા પેન્સિલના લીટા જેવી દેખાતી હતી. દૂર દૂર ગીરનાં ગાઢાં જંગલની વનરાઈની નીલી દુર્ગરેખા દેખાતી હતી. એના ઉપર થોડી વાર જીવાજીની આંખો ઠરી રહી. થોડી વાર એ એમ ને એમ દૂર દૂર, અતિ દૂર તાકતો બેઠો રહ્યો—જાણે કોઈ ને ય ન દેખાતું હોય એવું એ જોઈ રહ્યો હોય એમ એનો ડાબો રુક્ષ હાથ એના લમણામાં પડેલી કરચલીઓ પસારી રહ્યો હતો; એની આંખ જાણે સેંકડો જોજન પાર મંડાઈ દેખાતી હતી.

ધીમે, અતિ ધીમે, એની કરડી આંખના લાલ ખૂણા ચળકવા માંડ્યા. ધીમે ધીમે, અતિ ધીમે, એના હૃદયની સર્વ કડવાશનો અર્ક નિચોવાતો હોય એમ એ ચળકાટમાંથી આંસુનું એક બિંદુ રચાયું. ધીમે, અતિ ધીમે, કોઈ વેદનામય ભૂતકાળની છાંય એના કઠોર નઠોર વદનને ઢીલો, પોચો ને વીલો બનાવી રહી.

અને પછી ધીમે, અતિ ધીમે, પોતાની છાતી ઉપરથી મહા-બોજનો એક એક પથ્થર ઉપાડીને થોડા સમયને માટે બાજુએ મૂકતો હોય એવા હાંફેલા, થાકેલા, શ્વાસભર્યા અવાજે એ બોલવા માંડ્યો—

બદામી રંગની ઘાઘરી અને લીલી ઓઢણી પહેરીને સામ-સામી સાદ દેતી વનકન્યાઓ સાત-તાલીનો દાવ ખેલતી હોય એવી તુલસીશ્યામની ટેકરીઓ ગીરના જંગલના એક ગહરા ખૂણામાં એક-બીજાને ચીડવવા માટે જાણે પરાણે હસતી હોય એવી ઊભી છે.

એ ટેકરીઓ વચમાં ઊના પાણીના કુંડા છે, ને એમાં સ્નાન

કરીને તનમનથી પાવન થવાને માટે ગામ પરગામથી જાત્રાળુઓ આવે છે. એ ટેકરીઓમાં વંકી જગાઓ છે ને એમાં છુપાવાને માટે બહારવટિયાઓ આવે છે. એ ટેકરીઓની આસપાસ ગહરી ઘટા છે ને જળભર્યાં વોંકળાઓ છે ને ત્યાં રાતવાસો કરવા કેસરીસિંહો આવે છે. એ ટેકરીઓની આસપાસ ભેજભર્યાં કાંપ જામે છે ને એમાં પડ્યાપાથર્યાં રહેવાને માટે અજગર ને સાપ પણ આવે છે.

ત્યાં જે મધરાત જામે છે એ જાણે આકાશમાંથી અંધારાનો કાળો ધાબળો ઓઢીને આવે છે. પરંતુ એ માઝમ મધરાત મૂંગી બેસી રહેતી નથી. એની રમણીય ભયંકરતામાં રમણીયતાની શાંતિ નથી કે ભયંકરતાની ચુપકીદી નથી. ત્યાં મધરાત ગાય છે; ને એ ગીત સાંભળવાને ગિરનારના સાતે શિખરના અધિષ્ઠાતા દેવતાઓ જાણે હાજર રહે છે, કેમકે એવા સંગીતનો સારા યે હિંદુસ્તાનમાં બીજો જોટો નથી.

ભાંગતી મધરાતના પહોરમાં જાત્રાળુઓને કો મીર કે બારોટ તંબૂરના ઝંકારથી ઝણઝણી ઊઠતી કો શૌર્યગાથા કે સંતકથા કહેતો હોય છે. દૂરદૂરથી બહારવટિયાઓની ભજનમંડળી દિવસભરના કર્મણ્ય અકર્મણ્યના થાકને જેસલતોરલની સાવરના નશાથી ભૂલવા–ભુલાવવા મથે છે. કાંપમાં સળવળતા નાગની ડાકલી એમાં જાણે કાષ્ટતરંગના સૂર પૂરે છે ને કો વંકા વોકળાને આરે સેજળી પીતા મસ્ત કેસરીસિંહની ભરેલા પેટની ડણક જાણે એમાં મૃદંગની થાપી પૂરે છે. એમાં કો ચિત્તા ને જરખની લડાઈના હાંફતા ચિત્કારો જાણે ભયાનક રસની ભેરાઈ બજાવે છે.

ગિરનારના ડુંગરના, ગીરના વનના ભય અને અભય, ભવ્યતા અને ભયંકરતાના પ્રતીક સમા એ સ્થાનમાં સુલતાની સંતાપ સામે વનવાસની આસાએશ ભોગવતો એક મરાઠો રહેતો હતો.

એ મરાઠાની પાછળ એ કાળમાં થતી લડાઈઓમાં જેવી લાયકાત જોઈતી હતી એવી લાયકાતનો ભૂતકાળ હતો. એ લડવૈયો હતો ને લૂંટારો પણ હતો. એ બહાદુર હતો ને ક્રૂર પણ થઈ શકતો હતો. એ નિર્ભય હતો ને કાયર પણ થઈ શકતો હતો. ધરતી માતાનો એ સપૂત હતો ને કપૂત પણ બની શકતો હતો. ગાયકવાડી ચોથ–ચડાઈઓના જોરાવર જોદ્ધાઓનો એ વફાદાર સાગરીત હતો.

મરાઠાઓની ચોથ–ચડાઈઓમાં જેમણે જેમણે વીરતા અને જવાંમર્દીમાં નામ કાઢ્યું હતું એવા કાનાજી તાકપોર ને રૂપાજી સિંધિયા, અલી ચાઊસ ને જમાદાર બનેખાનની સાથે એનું નામ પણ લેવાતું હતું. મરાઠાની ચોથ–ચડાઈઓમાં જેમણે જેમણે નીચતા, હવસખોરી, લૂંટબાજીમાં નામચીની મેળવી હતી એવા જમાદાર બકલા, તાનાજી જાધવ, મામા ગોખલે, સૂબેદાર તૂર્મશરીફખાનની સાથોસાથ એનું નામ પણ લેવાતું હતું.

એવો એ વૈનતેય હતો. એનું નામ જીવાજી શામરાજ.

પરંતુ આ સાચોસાચ ભયંકર વાઘનરની ગરદનની આસપાસ બે કોમળ હાથ પડ્યા. લોહીના ગંધથી તીવ્ર બનેલા એના નાકમાં એક નારીના પ્રેમની મંગળ ફોરમ આવી. હથિયારોના ખણખણાટથી ભરાઈ ગયેલા કાનમાં એક મંગળમય સંગીતના અનહતા સૂર ગૂંજી ઊઠ્યા.

એણે હથિયારોને ઉતારીને નીચે મૂક્યાં. એણે નોકરી ઉતારીને બાજુ મૂકી. એણે મહેચ્છાઓના નાગપાશ ઉતારીને હવામાં દૂર કરી દીધા; ને મહેલાતોમાં ખાટ ઉપર બેસીને પરનારીની પીડાને માણનારો સિપાઈ તુલશીશ્યામની તળેટીમાં આવેલા એક નેસમાં એક ખાંટ કન્યાનાં કડલાં ને કાંબીના રણકારમાં કોઈ અજબ ધૂનનો ધૂની બની ગયો.

પછી એણે ભેંસો રાખી ને એ માલધણી બન્યો; ખેતર રાખ્યું ને ખેડુ બન્યો.

ને એના બીજા જીવનસમી એ જીવીબાઈથી એને એક પુત્રી અવતરી; એનું નામ એણે રાખ્યું તારા.

જીવનમાં એટલું કર્તવ્ય પૂરું કરીને જીવીબાઈ તો મોટે ગામતરે ચાલી નીકળી કે જ્યાં બીજા કોઈનો સંગાથ મળતો નથી ને સર્વ સગાઈસંબંધ ગામના પાદરમાં ચિરકાળને માટે મૂકીને માણસ માત્રને એકલા જ ચાલી નીકળવું પડે છે. પરંતુ એનાથી જીવાજીનો સંસાર ખારો ન બન્યો. વહાલ કરવા, જતન કરવાને તારા હતી. ને તારામાં પોતાનો જીવ માત્ર પરોવતાં પરોવતાં જીવાજીની જુવાનીનાં વરસો કઈકનાં કઈક, ક્યાંનાં ક્યાં, ચાલ્યાં ગયાં.

જંગલજીવનના આ સ્વચ્છ અરીસા ઉપર ગરમ હવાની એક ફૂંક આવી.

એકાદ સમીસાંજનો સમય હતો. જીવાજી માલથાલનો કાંઈક સોદો કરવાને દૂર ગયો હતો ને ઘરમાં તારા એકલી હતી. આવી રીતે એકલા રહેવામાં તારાને કાંઈ જોખમ નહોતું, ભય પણ ન હતો; ને એમાં તારાને કાંઈ નવાઈયે ન હતી.

એકલા સમીસાંજનો સમય હતો. ને પોતાના નેસમાં બેઠી બેઠી તારા કંઈક ઘરકામ કરતી હતી. ને એણે એક કાળી ચીસ સાંભળી. નર્યા ભયથી કોઈ માણસની છાતી ફાટી જતી હોય એવી એ કાળજગરી ચીસ હતી. તારા ઊઠી. નેસનું બારણું ખોલીને જરા બહાર આવીને ચારે દિશામાં નજર નાખવા માંડી. એણે જોયું કે ચોમાસું ચરેલા જનાવરોના શિકારથી મસ્ત બનેલો એક વિકરાળ ચિત્તો એક માણુસ ઉપર તરાપ મારવા માટે પોતાના શરીરને કમાન ખેંચી રહ્યો હતો.

'એ ય કુત્તા!' તારાએ બૂમ પાડી; અને હાથમાં એક વાંસની લાકડી લઈ હવામાં તોળીને એણે ચિત્તા ઉપર દોટ મૂકી.

તારા એકલી છે કે નહિ, એના હાથમાં હથિયાર છે કે નહિ, તારા પોતાને પહોંચી શકે એવી કોઈ સ્થિતિ છે કે નહિ, આવા કોઈ સવાલ ચિત્તાના મનમાં ઊઠ્યા નહિ. ડરથી વિહ્વળ બની ગયેલા પોતાના ધારેલા શિકારને મૂકીને ચિત્તાએ દોટ મૂકી; પોતાનો જરા સરખો યે ડર નહિ રાખતી દેખાતી વ્યક્તિને ધસી આવતી જોઈ ને ચિત્તાએ વધારે જોરથી દોટ મૂકી; વીજળીના લીસોટાની જેમ ચિત્તો દેખાતો યે બંધ થયો.

ચિત્તો ગયો પણ પોતાનો ભય એ પોતાની સાથે લેતો ગયો નહિ. ચિત્તાના શિકાર બનવાની જેને ઝાઝી વાર નહોતી, એ માનવી ઉપરથી ભયની અસર એટલી સહેલાઈથી વિખરાઈ ગઈ નહિ. એની આંખો ફાટી ગઈ હતી; એની કાયા થરથરી રહી હતી; એના મોઢા ઉપરથી પરસેવાની રેલ વહેતી હતી.

તારા એને ઘેર લાવી. પરંતુ એટલાથી જ એ મુસાફરનો સવાલ ઉકેલાયો નહિ. એની જુવાની જાણે ચિત્તાની આંખમાં જલી ગઈ હતી; વારેવારે એની આંખો ફાટી પડતી હતી; વારેવારે એની કાયા થરથરી ઊઠતી હતી; વારેવારે એ કાળી ચીસો પાડીને ભાગતો હતો. એ મુસાફરની રગેરગમાં નરી-નીતરી બીક પેસી ગઈ હતી.

એને ખવડાવ્યું તો ય કાંઈ વળ્યું નહિ; એને સુવાડ્યો તો ય કાંઈ વળ્યું નહિ; એની સાથે વાતો કરી તો ય કાંઈ વળ્યું નહિ; ને પરસેવાની તો કેવળ નીક માત્ર વહેવી બાકી રહી હતી!

એ મુસાફરના માથામાં સન્નિપાત ભરાયો. હાડેહાડમાં તાવનો આકરો અગન પ્રજલી ઊઠ્યો.

એને શાંત કરવાનો બીજો કોઈ રસ્તો રહ્યો નહિ. તારાએ એ

મુસાફરને પોતાની બાથમાં લીધો. પોતાની છાતી ઉપર એનું ધીકતી ભઠ્ઠી જેવું માથું ઢાળ્યું. મુસાફરને જંપ વળ્યો; તારા એમ ને એમ બેઠી રહી.

ને બરાબર એવા સંજોગમાં જીવાજી પોતાના નેસમાં પાછો દાખલ થયો.

પોતાની છોકરીના ખોળામાં એક જુવાનને બહુ જ આરામથી ઊંઘેલો જોઈને જીવાજીનું માથું ફાટી ગયું. 'આ કોણ તારો માટી છે?' કમરમાંથી તલવાર ખેંચીને જીવાજીએ બૂમ પાડી. ચિત્તાના ઘુરકાટ જેવા એ અવાજને સાંભળીને મુસાફર સફાળો ડર ખાઈને ઊભો થઈ ગયો.

તારા હસી : 'બાપુજી! જરા ધીમે. હું તો તમારી દીકરી. પીઠ પાછળ કદી તમારા નામને કલંક લગાડું નહિ; મોં સામે તમારા બોલને ઉથાપું નહિ. હવે આ ઘડીથી આ જુવાન એ મારો માટી; બીજા બધા પુરુષો મારે હવે ભાઈબાપ સમાન છે.'

જીવાજીને ખરી વાતનો ખ્યાલ આવ્યો. પોતાની કુહાડા જેવી જીભે વાળેલા નબ્બોદ ઉપરના એના બળાપાની તારા ઉપર ખાસ અસર થઈ નહિ. 'તમે એની સાથે મને ન પરણાવો તો કાંઈ નહિ. મહેરબાની કરીને બીજા કોઈ સાથે ન પરણાવશો. નહિતર મારે છતે બાપે ને છતે ધણીએ વાવ-કૂવો પૂરવાની વેળા આવશે.'

મુસાફરને પરણવામાં વાંધો જ ન હતો. ખરી રીતે આ વન-કન્યા ઉપર તો એનું દિલ લાગી ગયું હતું. પિતાને જે જોવાને આંખો ન હતી એ બધું જ આ જુવાને જોઈ લીધું હતું. કેવું છલકતું જોબન–ભરાવદાર કાયા ને ઊંચેરાં હાડ છતાં–જાણે શરીરમાં સમાતું ન હતું! વહેતા પાણીના રંગ જેવી નિર્મલ રંગી આંખો : દિલના એકેએક ભાવના નિરાળા નિરાળા રંગ પક-

ડતી, વરસાદથી નહાયેલી શુક્રતારા સમી! વનની લીલી વનરાઈની ઝાંયને ડુંગરની બદામી ઝાંય સાથે અજબ રંગ મિલાવટ કરતો કેવો ભીનો વાન! અને કેવી એની છાતી! વાદળમાંથી દેખાતી નાની સરખી ટેકરી સમી! નાજુક શરીરછટામાં પણ કેવી તો એની હિંમત! આને પેટ તો જે સંતાન પાકે એ રાજનાં રખવાળાં કરે! બહારવટિયાઓએ વાળેલાં ધણ પાછાં વાળે! રાજરજવાડાના જનાનખાનાની સગડીઓમાં પાકેલી હજાર અગ્નિતપ્ત રાજકુમારીઓ હવા, પવન ને પાણીની આ એક સ્વચ્છંદ નિષ્પત્તિ ઉપર કુરબાન છે!

પિતાને તો આવું કાંઈ જોવાની ફુરસદ ન હતી. તે જુવાન મુસાફરને આવું આવું જોવા સિવાય કાંઈ કરતાં કાંઈ બીજી કામગીરી ન હતી. ને પિતાની આનાકાનીને કપરી બનાવતો રાહ તારાએ ક્યારનો યે અખત્યાર કર્યો હતો. એને મન તો પિતાની ગાળમાંથી પેદા થયેલો એ એનો માટી હતો!

આઠ આઠ દિવસના રોષ ને ચીડની પરાકાષ્ટામાંથી આખરી માર્ગ કાઢવાને મધરાતે ભૂખ્યા સિંહ જેવા ઘૂમતા પિતાને પહેલો માર્ગ પોતાની કન્યાના હિતનો એ સૂઝ્યો કે આ ઠામઠેકાણા ભૂત ભવિષ્ય ને વર્તમાન વગરના માધવાને ઠાર કરી નાખવો. છોકરીને નેસમાં પૂરી રાખવી. આખરે તો આઠ દશ પંદર દિવસે એ ભૂલી જશે; પછી કોઈ લાયક જુવાન શોધીને છોકરીને સાસરે વળાવી...

ઘનઘેરાયલા આકાશમાં મેઘના કડાકા થાય એવું હાસ્ય પિતાના કંઠમાંથી ફાટી નીકળ્યું. તો તો છોકરી એક નહિ તો બીજે ઠેકાણે તો જાય જ છે ને? તો પછી મારો જુલમ ગમે એટલો હોય તો કામનો શું? એના કરતાં માધવો ખોટો શું? છોકરી રાજીની રાજી ને વળી આંખની સામે ને સામે!

મધરાતના આકાશમાં ચમકતા તારા સામે જોઈ બાપ બોલ્યો:

'જીવી? મારા બીજા જીવ સમી જીવી! આ બધા તારાઓમાં એક તું છે. તારી છોકરી આમ સુખી થશે કે નહિ?'

આકાશના તારામંડળમાંથી એક તારો ખરી પડ્યો! તેજનો લાંબો લીસોટો કરીને આખરે અદૃશ્ય થયો!

'બસ! અત્યાર સુધી છોકરીની ભાળ રાખતી જીવીનો આત્મા હવે સનાતન શાંતિ પામ્યો!'

પિતા નેસમાં આવ્યો: 'માધવા! ઊઠ; તારા! ઊઠ.'

સિપાઈનો દેખાવ જોઈને બેઉને બીક લાગી.

'ડરો મા! તમને પરણાવી દેવાં છે મારે. પણ માધવા! એક શરતે. મારી છોડી તારી સાથે ભમવા નહિ આવે; તારે અહીં રહેવું પડશે. બોલ, છે કબૂલ?'

માધવો જીવાજીના પગમાં પડ્યો.

જીવાજીથી થાય એટલી ધામધૂમથી માધવો અને તારા પરણી ઊતર્યાં.

માધવો મહેનતુ હતો એટલે જીવાજીને સુપાત્ર જમાઈ મળ્યાનો સંતોષ થયો. માધવો રંગીલો હતો એટલે તારાને લાયક પતિ મળ્યાનો સંતોષ થયો.

ને એમ ને એમ કંઈક દિવસો વહી ગયા.

એક દિવસે પચીશ ઘોડેસ્વારો આવીને એ નાનકડા નેસને ઘેરી વળ્યા. વાંકડી પાઘડીવાળા ને ચાંચિયા જોડાવાળા અસવારોએ ખસીને માર્ગ દીધો ને એક આધેડ વયનો પુરુષ આગળ આવ્યો.

'માધવ!' એ પુરુષે માધવ સામે જોઈને સાદ કર્યો. 'અમને ક્યાં સુધી ખજવવા છે તમારે? હવે તો પાછા ચાલો?'

પચીશ અસવારોએ તલવારો ઊંચી કરી પ્રચંડ જયનાદ કર્યો.

'શ્રીમંત પેશ્વા સરકાર સેનાખાસખેલ સમશેર બહાદુર માધવરાવ પેશ્વાનો જય હો!'

# પ્રકરણ અગિયારમું

## જીવાજીની આત્મકથા પૂરી થાય છે; હવે શું?

બીજાઓને નજરે ન દેખાતા લેખ જાણે એ આસમાનમાંથી વાંચતો હોય એમ જીવાજી સ્થિર આંખે આકાશ સામે તાકી રહ્યો. વાતની એક એક કડીએ એના ચહેરા ઉપર એકએક હતચેતનાનો નવો બોજ લીધો હોય એમ એનો ચહેરો જાણે વૃદ્ધ અને વધારે વૃદ્ધ બની ગયો.

ક્ષણભર માણસનું એ ખંડેર જાણે પોતાના ગમગીન ભૂતકાળને સંભારી સંભારીને નવી ગ્લાનિ અનુભવતું બેસી રહ્યું. જાણે એનામાં બોલવાની પણ તાકાત શેષ ના રહી હોય એમ એનો અવાજ વધારે જાડો છતાં વધારે નરમ બનતો આખરે બંધ પડી ગયો.

અમરજી દીવાન ઊછરતી જુવાનીમાં હતો. અવસ્થાના એક એક પટ વટાવીને બેઠેલા વૃદ્ધ સામે બેસીને એ વાતો સાંભળતો હતો, ને વૃદ્ધની જીવનગાથા સાંભળતો હતો. છતાં એનામાં ચડતી જુવાનીનું જોમ હતું; જાગતી જુવાનીનો જોસ હતો. મહેચ્છાના દરવાજા એની સામે ઊઘડ્યા હતા ને એમાં એને તો પોતાનાં ઘોડાં પૂરપાટ દોડાવવાનાં હતાં. સત્તાના દાદર એની સામે ગોઠવાયા હતા અને એને તો માત્ર પગથિયાં કુદાવવાનાં હતાં. ઘણી ઘણી વાતો એના મગજમાં રમતી હતી ને એના જુવાનીના લોહી ઉપર સમતુલાનો બોજ લાદતી હતી.

પરંતુ કયા જુવાનનું દિલ હજાર વાતોને વીસરીને પ્રેમકહાણીમાં ડોલવા નથી માંડતું? અને એની સામે તો એક નહિ પણ બે બે પ્રેમકહાણીઓ ઉપરના અંતરપટ ખસતા હતા. એના દિલમાં તો જેને એણે નજરે પણ નહોતી જોઈ એવી જીવીબાઈ ને તારાની મનહર શરીરછટાની છબીઓ પડતી હતી. શું એ જીવી ને એ તારા—બીરનાં એ જળ પીધેલાં હતાં જેમણે એ—એની ખુશાલબાઈ જેવી હશે? શું એમને યે ખુશાલબાઈ જેવી નાજુક કાયા, હાથીદાંત જેવો શરીરરંગ ને કંકુવરણા ચરણ હશે? શું એમનામાં પણ ખુશાલબાઈ જેવી જ ગોદિની હશે?

એના સવાલમાં જિજ્ઞાસા આવી: 'હં; પછી શું થયું?'

તંદ્રામાંથી અચાનક જાગી ઊઠતો હોય એમ જીવાજી બોલ્યો: 'હેં? શું? હા...હા...પછી શું થયું', એમ ને? હું... ક્યાં સુધી આવ્યો હતો?'

'તમે વાત કરી ત્યાં સુધી કે, પચીશ અસવારોએ તલવાર ઊંચી કરી સલામી આપી કે શ્રીમંત પેશ્વા સરકાર માધવરાવ પેશ્વાનો જય હો.'

'હા, યાદ આવ્યું.' અને જીવાજીએ વાત આગળ ચલાવી.

નામઠામ વગરનો એ રઝળતો માણસ જેને જીવાજીએ મનોમંથનને અંતે પોતાનો જમાઈ બનાવ્યો હતો, એ માણસ અરધા હિંદુસ્તાનના માલિક, પૂનાના પેશ્વાઈ તખ્તનો ધણી હતો. એ જાણીને જીવાજીને પોતાને હર્ષ થયો કે નહિ એની તો ખુદ જીવાજીને અત્યારે ખબર ન હતી. પરંતુ જીવાજીના મનમાં તો એ ખાસ છાપ હતી—અલબત અત્યારે—કે પોતાની નજર સામે અચાનક ઊઘડેલા એ ભાગ્યભાગ્ય ઉપર જીવાજીને ખાસ ઉમળકો નહોતો આવ્યો. પરંતુ જે બનતું હતું એમાં એને ચૂપ જ રહેવાનું હતું. વાત હતી માધવરાવ

પેશ્વા અને કાકા રઘુનાથ વચ્ચે. એમાં તો એનું સ્થાન ન હતું.

વાત એમ નીકળી કે માધવરાવ પેશ્વા જુવાન હતો; પેશ્વાની ગાદી ઉપર એ બેસતો હતો, પણ રાજા તો એનો કાકો રઘુનાથરાવ હતો. કાકા હકુમત છોડતા ન હતા ને કાકાને માધવરાવ કંઈ કહી શકતો ન હતો. પણ કાકાનો દાબ આખરે એનાથી સહી શકાયો નહિ, અને એ એક દિવસ પૂના છોડીને ભાગી નીકળ્યો.

કાકાએ એની પાછળ તજવીજ કરી, એનો પત્તો મેળવ્યો ને એને મનાવીને એ પાછો લઈ જતો હતો.

માધરાવની ઇચ્છા તારા અને જીવાજી બેઉને પોતાની સાથે લઈ જવાની હતી. પરંતુ રાઘોબાએ માધવરાવને કહ્યું: 'પેશ્વા સરકારની રાજરાણીને પૂનામાં આમ ચોરની પેઠે લઈ જઈએ, તો એમાં અમારી, તમારી કે તમારાં રાણીની શોભા શી? એને તો ધામધૂમ ને દબદબાથી જ પૂનામાં લાવવાં જોઈએ!' માધવરાવને આ વાત ગમી ગઈ. જીવાજીને એ નહિ ગમી; તારાને પણ ન ગમી. પરંતુ રાઘોબાના વાક્પાટવ અને માધવરાવની નરમાશ બેઉ આગળ એમને નમી જ જવું રહ્યું.

અને પૂના પહોંચતાંવેંત જ દબદબાભર્યો રસાલો, નોકરચાકરો, પાલખી વગેરે મોકલવાનો વાયદો કરીને માધવરાવ રઘુનાથરાવની સાથે ચાલી નીકળ્યો.

કેટલાક માણસો કેવળ પોતાની ભલમનસાઈને કારણે મોટા અધિકાર ઉપર બેસવાને પાત્ર નથી થતા. ઘણા માણસોને મહાન પદ શોભાવવામાં પોતાના દુર્ગુણો આડા નડે છે; થોડાક માણસોને પોતાના સદ્દગુણો નડે છે. ને માધવરાવ પેશ્વા પણ એવા વીરલ માણસો માંહેનો એક હતો.

તારાએ તો ત્યાર પછી દિવસો ગણવા માંડયા. ઊજળા ભવિષ્યનો

કેસૂડો રંગ એના ચહેરાને રોજરોજ વધારે ને વધારે ચીવટથી સ્નાન કરાવી રહ્યો. અને ભટકતો ભામટો માનેલો કંથ તો એક જોરદાર રાજ્યનો રાજા હતો, ને પોતે એની રાજરાણી હતી! વૈભવનાં–વિલાસનાં સોણલાં એ છોકરીની આંખોને રમાડી ગયાં હોય તો એમાં તારાનો શો દોષ?

પરંતુ દિવસ વીત્યા અને દિવસો વીત્યા, છતાં ન કોઈ પાલખી આવી, ન કોઈ રસાલો આવ્યો, ન કોઈ પયગામ આવ્યો. રોજ રોજ સવારે ને સાંજે દૂરથી ઊડતી ખેપટની વાત પેખીને તારાની આંખોને ઝાંખપ આવી.

માધવરાવ એમને ભૂલી જ ગયો! પ્રેમની મોહિની એ લગાડી ગયો પણ પ્રેમ એના દિલ ઉપરથી ઊતરી ગયો! કદાચ એ ધુરંધર સમ્રાટને એક ગરીબ વનકન્યાની શરમ લાગી હોય–કદાચ એને કોઈ નવી મનમોહિની મળી હોય.

ને જ્યાં એક વાર આશાનાં તેજ ચમકતાં હતાં, ત્યાં નિરાશાનાં આંસુ ચમકવા માંડ્યાં. તારાનો ચહેરો ઝાંખો પડી ગયો. એના શરીરમાંથી ધનુષની પણછનો તંગ પડી ગયો. ગહરી બનતી જતી નિરાશા એના ચહેરાના તેજને, એની જુવાનીની ખિલાવટને ભરખી જવા માંડી. એનું શરીર વળવા માંડ્યું, એના પગો ઘસડાવા લાગ્યા.

અને–અને તારાને દિવસ ચડવા લાગ્યા. ને પછી તો જે પ્રીતમ પરદેશમાંથી પાછો ફરવાની આશા નાશ પામી હતી, એને ક્ષણભર પણ ભૂલવાનો પ્રયાસ સરખો ય કરવા સામે જાણે એને વિધિએ નિષેધ ફરમાવ્યો.

પુત્રીની પરિત્યક્તા તરીકેની હાલત જીવાજીને વસમી લાગી. એણે પૂના એક પત્ર પાઠવ્યો, પરંતુ એ પત્રનો ય કાંઈ જવાબ આવ્યો નહિ. પુત્રીને તો તજીને જવાય એવું ન હતું. એટલે હોઠ પીસીને પ્રસૂતિ

આવી જાય ત્યાં સુધી જિંદગીભર જેણે સુખ કે દુ:ખ એમાંથી એકેયની સામે ધીરજ રાખેલી નહિ, એને ધીરજ રાખીને બેસી રહેવું પડ્યું.

એ દુર્ગમ દુર્દિવસો ય એકદા પૂરા થયા. પૂરા દિવસે તારાને પુત્રી અવતરી.

હવે તારાને એકલા મૂકી જવામાં જીવાજીને જરા યે માનસિક સંકોચ ન થયો. હવે તો તારા આત્મહત્યા નહિ જ કરે, પોતાની પુત્રીને માટે તો જીવશે જ, એવી હામ જીવાજીને હૈયે વસી.

અને એકદા તારા અને એની પુત્રીને એકલી મૂકીને જીવાજી પૂના તરફ ચાલી નીકળ્યો. પિતાએ હતભાગી પુત્રીનાં ફરીને દર્શન કર્યાં નહિ.

એ વિદાયની ઘડી જાણે અત્યારે જ જીવાજીની આંખ સામે રચાતી હોય એમ કદી એ ભૂલ્યો ન હતો. સંભારી સંભારીને યાદદાસ્તને મારી મારીને, ને એની વિગતો માંડ માંડ હાથ કરીને એણે એને પોતાની આંખોમાં જડી દીધી હતી.

નેસના બારણા આગળ તારા ઊભી હતી. જીવીબાઈ મરતી વેળાએ પણ જેવી લાગી ન હતી એવી એ અત્યારે જીવતાં લાગતી હતી. પોતાના પિતાને એ છેલ્લી વાર જોઈ લેતી હોય એમ એ હાલ્યાચાલ્યા સિવાય લમણે હાથ મૂકીને ઊભી હતી. હવામાં એના સફેદ બનતા વાળોની લટો ફરફરતી હતી. સાક્ષાત્ અસહાયતા જાણે દીનહીન બનીને ઊભી હોય એવી એ ઊભી હતી; ને એના ઊભવાની પામરતામાંથી નવી હામ ખેંચીને જીવાજી વધારે જોરથી પૂના ઊપડ્યો.

અથડાતો કૂટાતો એ પૂના પહોંચ્યો.

જે દિવસે એ પૂના પહોંચ્યો તે દિવસે માધવરાવ પેશ્વાને અવસાન પામ્યે ચાર દિવસ થયા હતા!

કિંકર્તવ્ય મૂઢ જીવાજીને સૂઝ ન પડી કે હવે કરવું શું.

'મોટા ભાઈ ન તો પોતાની પત્નીને વીસરી શકતા, ન એને કાંઈ એના વાજબી સ્થાને સ્થાપી શકતા. એ ચિંતામાં એમને ક્ષય થયો. મૃત્યુની ઘડી સુધી એમને તારાનું રટણ, મૃત્યુની ઘડી સુધી એમની એ જ વેદના. 'હું માધવરાવ પેશ્વા ન હોત પણ કેવળ માધવો જ હોત તો......'

'છેલ્લા દિવસે એમને હૈયાઉકલત થઈ ગયેલી કે આજ મારી આવરદાનો છેલ્લો દહાડો છે. તે દિવસે એમણે સ્નાન કર્યું, દેવને પ્રણામ કર્યાં, અને એક કાગળ લખ્યો. એ કાગળ તારા ઉપર હતો. મરતી વખત સુધી પોતે તારાને ન્યાય આપી શક્યા નહિ એનો એમાં રંજ હતો. પરંતુ મૃત્યુ પછી યે એનું કાંઈક પણ હિત સધાય એમ સમજીને એ કાગળમાં માધવરાવે તારા સાથેનાં પોતાનાં થયેલાં લગ્નની વાત લખી હતી. ને તારાને જો સંતાન થાય તો એ પોતાનું જ ઔરસ સંતાન છે એવું માધવરાવે એમાં લખ્યું હતું.' નારાયણરાવે એ પત્ર જીવાજીને આપ્યો.

ને એ પત્ર લઈને જીવાજી પૂનાથી પાછો ચાલી નીકળ્યો. રાઘોબાને એ નજરોનજર જોશે તો એનું ખૂન કર્યા સિવાય એનાથી રહેવાશે કે કેમ એની જીવાજીને ઉગ્ર શંકા હતી, એટલે એ રાઘોબાને મળ્યો યે નહિ.

જીવાજી પોતાના નેસમાં આવ્યો ત્યારે તારા ત્યાં નહોતી; એની બાળકી પણ ત્યાં નહોતી. નેસમાં કાંઈ જ ન હતું!

ફરીને એણે તારાને નજરે જોઈ જ નહિ. એ ક્યાં ગઈ, કેમ મરી ગઈ, એના દેહના આખરી સંસ્કાર ક્યાં ને કોણે કર્યા, એની જીવાજીને કશી જ ખબર પડી નહિ.

ભૂતકાળના મૂર્દાઓની ચોરી કરતો જીવાજી એ નેસમાં પડ્યો રહ્યો. સ્થળફેર કરીને પણ ગમગીની ભૂલવા જેટલી પહોંચ એનામાં

રહી નહિ.

જેનો પહેલો, બીજો અને ત્રીજો જીવ એના ખોળિયામાંથી પરવારી બેઠો હતો, એવો જીવાજી કોઈક દિવસ કંઈક થવાની રાહ જોતો ત્યાં પડ્યો રહ્યો.

પરંતુ કંઈ જ થયું નહિ. એના એકાંતમાં ભંગાણ પાડે એવો કોઈ બનાવ બન્યો નહિ.

આખરે એક દિવસ સવારના પહોરમાં એ ઊઠ્યો. જ્યાં જીવીબાઈને એણે દહન દીધું હતું, ત્યાં તેણે એક પીપળો વાવ્યો હતો. એ પીપળાની નીચે બેસીને એ રોયો—ખૂબ રોયો.

પછી એ ઊઠ્યો. નેસને આગ લગાડીને એ ચાલી નીકળ્યો; મરાઠા લશ્કરમાં એ જોડાઈ ગયો.

વર્ષો વહી ગયાં ને એક સાદા મરાઠી સિપાહીમાં જીવાજી શામરાજ જાણે પીગળીને અદૃશ્ય થઈ ગયો.

એક દિવસે જીવાજી શામરાજની પાસે એક આહેર આવ્યો: 'બાપજી! હવે હું વૃદ્ધ થયો. આ તમારી થાપણ હવે તમે સંભાળો.'

આહેર જુવાન હતો ત્યારે એક દિવસ એને એક જુવાન બાઈ એક ધાવણી બાળકીને લઈ જતી મળી હતી. બાઈ થાકેલી હતી, માંદી હતી. તે આહેરના ઝૂંપડામાં રાત રહી.

એ બાઈએ આહેરને કહ્યું: 'ભાઈ! તું મારો માનો જણ્યો ભાઈ! ભગવાન અત્યારે મને હેવાણિકસત દે છે ને તને ભાઈ કહું છું, ને ભાઈ સમજીને એક અભાગી બેનનું કામ સોંપું છું. આ મારી છોકરી છે. એને તારી છોકરી કરીને રાખજે. હું મારી આ છોકરી ઉપર ગોત બમતું બાળું છું. તારી પાસે રહેશે તો ગારું ફૂલ ઊગરી જશે. વર્ષો વીતી જાય, તું વૃદ્ધ થા, તારાથી પહોંચાય નહિ, ત્યારે આ છોકરી જીવાજી શામરાજને આપજે. કહેજે એને

કે હું એમનો આશરો છોડીને ભાગી નીકળી એનું કારણ એ જ કે આ છોકરીને માથે હું જબરી ખટપટના કાળનગારાં બાજતાં સાંભળું છું. એટલે અજાણ્યા સ્થળે છોકરીને મૂકીને જવામાં મને એની સલામતી લાગી. મારા વીર! મારું આટલું કામ કરજે, ને ઠાકર તારાં લાખ કામ કરી દેશે!'

વળતી સવારે કૂવામાંથી તારાની લાશ નીકળી. આહેરોએ એનો અગ્નિસંસ્કાર કર્યો.

બાળકી આહેરને ત્યાં ઊછરવા લાગી.

છોકરી મોટી થઈ. વણથલીના કરબાલીની નજરે પડી ગઈ. છોકરી ભોળવીને લઈ જવાના કાવાદાવા શરૂ થયા. ઉઠાવી જવાના પેંતરા મંડાયા. 'ને...ને...હવે ભાઈ તમારી થાપણ તમે સંભાળો.'

જીવાજીનો આત્મા પ્રસન્ન થયો. તારાને દુનિયા ઉપરથી તો વિશ્વાસ ઊઠી ગયો હતો, પણ બાપ ઉપર હતો. 'તારા! તારી છોકરીને મારી આંખની કીકી સમાન રાખીશ. કોઈ ઓછાયા તારી છોકરી ઉપર નહિ પડવા દઉં.'

જીવાજીએ છોકરીને અજોવાનાં કર્યાં.

પચીશ અસવાર ફરી વખત જીવાજીના મુકામને ઘેરી વળ્યા. જીવાજીને લઈને પૂના ગયા.

પૂનામાં મરાઠા રિયાસતની મહાસભા મળી હતી. સિંધિયા, હોળકર, ભોંસલે, ગાયકવાડ એમાં જાતે હાજર હતા. એમાં પેશ્વાના અષ્ટ પ્રધાનનો સરદાર બાપુ ગોખલે હાજર હતો.

ગંભીર પ્રશ્ન મહાસભા સમક્ષ હતો. રાઘોબાની સત્તા અસ્ત થઈ હતી. પેશ્વાના વંશની સીધી લીટી તૂટી ચૂકી હતી.

રાઘોબાએ બાપુ ગોખલેને પોતાનો માન્યો હતો. અને એને કારણે એણે પોતાની સત્તા ટકાવવાના એક ફેરબમાં બાપુની સહાય

માગી હતી.

એ ફરેબ એ હતો કે માધવરાવ પેશ્વાની પરણેલી નારીને શોધી કાઢવી. એને એક છોકરી છે; એ છોકરીને અહીં લાવવી, અને માધવરાવની પુત્રી તરીકે પૂનાની ગાદી અપાવવી.

બાપુ ગોખલે ચમક્યો. એણે મરાઠી રિયાસતી સામંતોને બોલાવ્યા. સામંતોએ જીવાજી શામરાજને બોલાવ્યો.

એ સભાએ જીવાજીને આદેશ આપ્યો—

'એ છોકરી કેવી છે એ અમે જોઈ નથી ને જોવા માગતા યે નથી. પરંતુ સમસ્ત મરાઠા સામ્રાજ્યની એકસંપી, એકદિલી અને એકરાગને માટે એ છોકરી ભયસમી છે. એ છોકરીની હયાતી પોતે જ જોખમસમી છે. સામ્રાજ્યના હિતમાં, સામ્રાજ્યની સલામતી માટે, સામ્રાજ્યમાં એક ઉગ્ર આંતરવિગ્રહ પેદા થતો રોકવા માટે એ છોકરીનું બલિદાન દેવું જોઈએ છે.'

ક્ષણભર જીવાજીને લાગ્યું કે ચોથ–ચડાઈઓમાં સરદાર તરીકે એણે પરનારી-પીડા અને પરધન-લૂંટનાં જે જે પાપો કર્યાં હતાં એ બધાં જ એને હવે આંબી ગયાં છે! કેવા ભયંકર શાપ સમાન હતો એનો સંગ કે ત્રણ ત્રણ પેઢીની પોતાની નારીઓનાં કરોત એને હાથે લખાયાં હતાં! વર્ષોના વિયોગ પછી એની પૌત્રી ગઈ કાલે જ એને સાંપડી—આજે મૃત્યુના મુખમાં ધરવા માટે! અને ઓ ભગવાન! એ છોકરી એને કેવી વહાલી હતી? એમાં એ જીવીબાઈને ફરી પામવા માગતો હતો; તારાને ફરી જોવા માગતો હતો.

આંખમાં આંસુ લાવીને એણે સભાને અરજ કરી: 'મારી છોકરીનો જાન ઉગારો, કોઈ રીતે ઉગારો. લેવો હોય તો મારો જીવ લ્યો. કહો તો બીજા ગમે એનો જીવ લાવી આપું પણ મારી છોકરી ઉપર દયા કરો. એને બાપડીને ખબરે ય નથી કે આ મહાભયંકર

કાળચક્ર એને માથે ભમી રહ્યું છે. એ બાપડી તો સમજે છે કે પોતે એક આહેરની છોકરી છે ને એણે મને સાચવવા આપી છે.'

'હિંદુપત પાદશાહી સામે, હજારોના રક્તપાત સામે, રાષ્ટ્રની પરાધીનતા સામે એક છોકરીનો જાન બલિદાન થવો જોઈએ.' બાપુ ગોખલે બોલ્યા. એમાં ગાયકવાડે હા પાડી ને હોળકરે હા પાડી, ભોંસલેએ હા પાડી, ને...ને...ને—

ફુવા હોજો ભગવાનની હજારો–લાખો–કરોડો મહાદજી સિંધિયાના નામ ઉપર. મારી ચામડીના જોડા શીવડાવીને પહેરાવું તોય ન્યોછાવર છે. એણે ઊભા થઈને કહ્યું: 'નિર્દોષના બલિદાનથી જે સામ્રાજ્ય પોષાય એ સામ્રાજ્ય સામે બળવાનો ઝંડો બીજા કોઈ નહિ ફરકાવે તો હું ફરકાવીશ. સહેલો રસ્તો નીકળી શકે એમ છે ત્યાં ભયંકર રસ્તો વિચારવાની સાથે મારી સંમતિ નથી; મારો વિરોધ છે. એ વિરોધ આજે હું અહીં જાહેર કરું છું.'

'એ રસ્તો શો છે?'

'છોકરીને જો ખબર જ નથી, તો હવે પછી ખબર ન પડે એની જવાબદારી જીવાજીની. છોકરીને નજરકેદ રાખો, ને જીવાજીને છોકરીના ચોકીદાર નીમો. જીવાજીને અમરેલીના સૂબા નીમો ને અમરેલીના કિલ્લામાં છોકરીને રાખો. એ છોકરી બહારના માણસો સાથે હળીભળી શકે નહિ.'

જીવાજી થોડી વાર ચૂપ રહ્યો. અંતે ઊભો થઈને બોલ્યો: 'દીવાનજી! એ છોકરીનો પત્તો મેળવવાને વિઘ્નસંતોષીઓ ફરે છે. એનો પત્તો મેળવવાને રાઘોબા આભપાતાળ એક કરે છે. જે છોકરીનો એણે એક વાર તિરસ્કાર કરાવ્યો હતો, એના પગમાં પાઘડી ઉતારવાને માટે આજ એ લાખ કોશિશ કરી રહ્યો છે. સગી દીકરીની દીકરી ઉપર બળાત્કાર કરવાના ઇરાદાના વહેમને વહોરીને

પણ હું એને નજરકેદ તો નજરકેદ હાલતમાં જીવતી રાખવા મથું છું. હું જાણતો નથી કે આજદિન તકના મારા પાપની એ સજા છે કે મારા પશ્ચાત્તાપનું એ પ્રતીક છે! મારા હાથ હેઠા પડ્યા છે. ઉપર એક માત્ર ભગવાન ને નીચે દીવાન એના ભરોસા ઉપર હવેનો નિર્ણય મારે છોડવો પડે છે.'

એ છોકરી તે ચંદન!

## પ્રકરણ બારમું

# ચંદન જીવાજીને સોંપાય છે પણ...

જીવાજીની વાત સાંભળીને શું કરવું અને શું કહેવું એ થોડી વાર તો અમરજીને સૂઝયું જ નહિ. જીવાજીની વાતે ચંદનના પોતાની સામે ઊભા થયેલા સવાલમાંથી એક ડંખ તો દૂર કર્યો હતો. ચંદનની નજરકેદની પાછળ જીવાજીની જરા સરખી યે બદદાનત નહોતી! જીવાજી ચંદનની માનો બાપ થતો હતો. ચંદન એ વાત જાણે કે ન જાણે, માને કે ન માને, છતાં એ સંબંધ સાચો હતો. એમાં જીવાજી જૂઠું બોલતો ન હતો. એક વાર જેના નામની હાક બાજતી હતી એવા આ મરાઠા જોદ્ધાની વાત કહેવાની ઢબછબમાં હકીકતની સાફ સાફ ગવાહ હતી. જીવાજીના અવાજમાં, જીવાજીના હાવભાવમાં ગમે તે ભોગે પણ ચંદનનું જતન કરવાની, ચંદનને પોતાના જન્મ–પોતાના પિતૃત્વથી અજ્ઞાત રાખીને પણ મહારાજાઓની ખૂની ખટપટથી નિર્ભેળ રાખવાની એક માત્ર તમન્ના બોલતી હતી. એમાં અમરજીને કશો જ શક ન હતો. એટલે જીવાજીની સાથે જવામાં, જીવાજીની પનાહમાં રહેવામાં ચંદનને કોઈ જાતનું યે જોખમ તો નહોતું, બલકે ચંદનની સલામતી પણ હતી.

પણ ચંદનને જીવાજીની સાથે જવું નહોતું, ચંદનને નજરકેદ રહેવું નહોતું, એનું શું? ઈશ્વરે મનુષ્યમાત્રને માટે સર્જેલી હવાને માટે ચંદનને પોતાને શું કોઈ અધિકાર જ ન હતો? ચંદનને પોતાની

મનસ્વી હિલચાલનો, પોતાને અનુકૂળ અધિવાસનો, પોતાને મનપસંદ સહવાસનો શું હક્ક જ ન હતો? અલબત્ત, જો ચંદનને જીવાજી સાથેની એની સગાઈનો ખ્યાલ આપવામાં આવે, તો સંભવ છે કે ચંદન પોતાના ઉપર જીવાજી જે કાંઈ બંધનો નાખે એનો કદાચ સ્વીકાર કરે—અને ન યે કરે. પણ જીવાજી ચંદનને એ સંબંધનો ખ્યાલ આપી શકે એમ ન હતું. એ ન આપે એમાં જીવાજીનો દોષ ન હતો, કેમકે એ ભયંકર રહસ્યથી વાકેફગાર બનવામાં ચંદનને કાંઈ લાભ ન હતો જ્યારે જોખમ ઘણું જ હતું.

એ નિર્વિવાદ વાત હતી કે એવી જાતની કાંઈ પણ માહિતી નહિ આપવામાં જીવાજીનો એક રીતે તો જબરો ત્યાગ હતો! એ ત્યાગની પાછળની ભૂમિકા શી હતી એ જોવાનું કામ જૂનાગઢના દીવાનનું હતું ખરું? કદાચ એમ પણ હોય કે એ ત્યાગની પાછળ ચંદનની પોતાની મનોવાંછનાનો કશો જ ખ્યાલ કર્યા વગર ચંદનને પોતાની પાસે રાખવાનો કેવળ એકપક્ષી અને મતલબી વડીલપ્રેમ હોય તો યે શું? તો યે જ્યારે ચૌદપંદર વર્ષની ઊગતી વયની છોકરી સાઠ વરસના એક બુઝુર્ગ માણસના ઇરાદા માટે ખાનગીમાં તો શું પણ પાંચ માણસોની વચમાં પણ કુશંકા ઉઠાવે, ત્યારે પણ એ બુઝુર્ગ માણસ એ આરોપ ચૂપકીથી કબૂલી લ્યે અને એ છોકરીને એમ પણ ન કહી શકે કે "એ નાદાન! તું કોની વાત કરે છે? શી વાત કરે છે? હું તો તારી માનો બાપ છું!"...આવી ચૂપકીદી રાખવી શું ત્યાગ નથી?

પોતાની દોહિત્રી ભયાનક પ્રપંચોનો ભોગ ન બને, ભયાનક ભાવિનો શિકાર ન બને એટલા ખાતર એના ઉપર ચોકી રાખવી, એની હિલચાલ ઉપર અંકુશ મૂકવો એ શું લાજમ નથી?

પણ ચંદનની પોતાની નજરે આ વાત જોવામાં આવે ત્યારે

શું? ચંદનના પિતૃત્વને જીવતું જ દાટી દેવું એ જીવાજીની નજરે સારી વાત હતી, જીવાજીના મનના સમાધાન માટે શોભતી વાત હતી, જીવાજીના ભૂખ્યા હૃદયને સંતોષનારી વાત હતી! જીવાજી ખોટો ન હતો. પણ ચંદનનું શું? પંદર વર્ષ પહેલાં બનેલા એક બનાવને કારણે આજે ચંદનને સોસવું પડે એ ન્યાય ક્યાંનો? જીવાજીની સાથે ચંદન રહેવા ન માગતી હોય એમાં દોષ કોનો? ચંદનને સાચી બિનાઓથી વાકેફ કરવામાં આવે તો કદાચ એ જીવાજીને નવી આંખે જુએ ને નવા માપથી માપે. પણ જો એ બિનાઓથી વાકેફ કરી શકાય એમ ન હોય તો? ચંદન પોતાનાં અનુમાનો બાંધે ને પોતાનો માર્ગ અખત્યારે કરે તો એમાં ચંદનનો ય શો દોષ? ચંદનનો માર્ગ કોઈનાથી કેમ રોકાય? અને જો એ માર્ગ રોકી શકાતો હોય તો...

સાંગરોળનો ભટકતો નાગર બ્રાહ્મણ જૂનાગઢના પાદરમાં જે મહાસ્વપ્ન લઈને આવ્યો હતો, એ સ્વપ્નના પાયામાં શું આવી જ ચંદનોની વાત ન હતી? ચંદનોને શું કેવળ સંભાવ્ય બલાત્કારોમાંથી ઉગારવામાં આવે એટલે સાંગરોળના એ સ્વપ્નદ્રષ્ટાની ચંદનો તરફની ફરજ પૂરી થઈ જતી હતી? પોતાના જન્મની આસપાસ ઘૂમી રહેલી વિષમતાઓ જાણ્યા પછી યે ચંદન જો જીવાજીની છત્રછાયામાં રહેવા માગે નહિ તો? તો ચંદનના ભવિષ્યના અધિવાસનો નિર્ણય જેને અત્યારે કરવાનો હતો એવા અમરજીએ શું કરવું જોઈએ? કુંવરજી પંડ્યા, જટારામ, પ્રભાશંકર, વગેરેની વાતો અત્યારે જવા દો. અત્યારે એક માત્ર મુખ્ય પ્રશ્નનો જ તોડ લાવો. જે માણસે ચંદનોની વહાર કરવાનાં વ્રત લીધાં છે, જે માણસે રૈયતને નિર્ભયતા, સલામતી, આબાદી ને આસાએશ આપવા માટે નવાબો ને મહારાજાઓ, મહારાણીઓ ને ઠાકોરોને કદમબોસ કરવાની હામ ભીડી છે, એ માણસે શું કરવું?

અને...અને...ચંદનને એના જન્મવૃત્તથી વાકેફ નહિ કરવી જોઈએ એ તો કેવળ જીવાજીના આપ્તજનભૂખ્યા હૃદયની મતલબી વાત માત્ર ન હતી, ચંદનની ભાવિ સલામતી માટે એ અનિવાર્ય વાત હતી. કેમકે એ વૃત્ત ચંદન જાણે, પછી ચંદનના જીવનની એક કાચી કોડીની યે કિંમત નહોતી.

ત્યારે ?......

આંતરવિગ્રહની લોહીરેલ ઉપર અમરજીની પોતાની ચડતી થઈ હતી. બાબીવંશમાં જૂનાગઢની ગાદી માટે પડેલી ફાટફૂટમાંથી જે ગજબનાક ને ખૂની આંતરવિગ્રહ જાગ્યો હતો એની અમરજીને પૂરેપૂરી ગમ હતી, કેમકે એ આંતરવિગ્રહે જ અમરજીને પોતાના ભાગ્યની સીડીનું પહેલું પગથિયું આપ્યું હતું. હજારો માણસો એમાં મરી ગયા હતા; સેંકડો ગામડાં એમાં બળી ગયાં હતાં; હજારો ગામજનો એમાં પાયમાલ થઈ ચૂકયા હતા; લાખોના વેપાર એમાં બરબાદ થયા હતા. વાઘેશ્વરીના દરવાજાને મધરાતના અચાનક હુમલાથી હાથ કરીને જૂનાગઢના નવાબને નજરકેદ જેવી હાલતમાંથી છોડાવનાર આ નાગર-નબીરાને જો આંતરવિગ્રહની કાળજગરી ફનાગીરીનો ખ્યાલ નહિ હોય તો કોને હશે? ને ચંદન એવા આંતરવિગ્રહનું મૂળ હતી? જૂનાગઢની ખોબા જેવડી છસો ગામડાંની રિયાસતને પણ જ્યાં આંતર-વિગ્રહે સર્વથા પાયમાલ કરી, ત્યાં પેશ્વાઈ રિયાસતનું પૂછવું જ શું?

જે આંતરવિગ્રહની જ્વાલા છેક દિલ્હીના દરવાજાથી માંડીને તે મ્હેસૂરના ઝાંપા સુધી ફરી વળે, એ આંતરવિગ્રહની ભયાનકતાનું પણ પૂછવાપણું શું રહે? એમાં તો કાઠિયાવાડ સાફ થઈ જાય! એમાં...એમાં...તો મતલબી દુરાશયોની સાથે પરમાર્થી આશયો પણ નાબૂદ થઈ જાય. નહિ, હરગિજ એ નહિ બને. ચંદનનું એ

દુર્ભાગ્ય હતું. પણ અનેક ચંદનો સુખી રહે, સ્વસ્થ રહે, નચિંત રહે એ ખાતર આ ચંદને તો જીવતી ઘોરમાં જ દટાઈ રહેવું જોઈએ. ગમે તેવા વીર જોદ્ધાને માટે પણ એકાદ સમય એવો આવે છે કે જ્યારે એણે વીરતાના જુગજુગ જૂના આચારોને ત્યાગવામાં જ વીરતા જોવી પડે છે.

ગમે એવા સ્વપ્નદ્રષ્ટાને માથે પણ એકાદ ઉપપત્તિ એવી આવે જ છે કે એણે પોતાના સ્વપ્નની રેખા વીસરી જ જવી જોઈએ છે. આજે એ પ્રસંગ હતો. આજે ચંદનનો ઇન્સાફ માંગરોળના સ્વપ્નદ્રષ્ટાએ કરવાનો ન હતો, પરંતુ જૂનાગઢના દીવાને કરવાનો હતો. આજે એક પંદર વર્ષની છોકરીનું ભાવિ નક્કી કરવાનું હતું—એક જવાંમર્દ સિપાહીએ નહિ, સૌ બહેનોના ભાઈએ નહિ, પરંતુ એક રાજસેવકે. રાજસત્તાને બચાવવી જ જોઈએ, રાજસત્તાને નિર્ભય રાખવી જ જોઈએ. આવા સંયોગમાં એકાદ ચંદનનો ભોગ અનિવાર્ય બનતો હતો. એમાં ચંદનનો દોષ ન હતો; એનું કેવળ દુર્ભાગ્ય હતું; છતાં હકીકત એ હતી. જીવાજીની નિગેહબાની નીચેથી ચંદનને જવા દેવી ને એને કાઠિયાવાડની ભૂમિ ઉપર રઝળવા દેવી એ તો મહાપ્રયાસે નાથેલા ધરતીકંપના બળને આપમેળે ફરીને પૂરપાટ છૂટું મૂકવા જેવું જ હતું. કુંવરજી પંડ્યા ભલે ગમે તે કહે, જટારામ ભલે ગમે એટલી નાદાની કરે...પણ ચંદને જીવાજીની પાસે જ રહેવું જોઈએ.

અતિશય કડવો આ ઘૂંટડો હતો અમરજી માટે આવા નિર્ણય ઉપર આવવામાં. અહા ! આજે જો પોતે જૂનાગઢનો દીવાન ન હોત...જટારામ જેવો જ એકલિયો હોત...તો? પણ જવા દો એ તરંગ. એ બધા હવાઈ તરંગો માત્ર છે. પોતે રાજનો સેવક હતો; રાજની સલામતીનો હામી હતો. અને રાજની સલામતી જો એક

હોય તો...કેવો ભયંકર ખ્યાલ?...

નિર્દોષ રૈયતનો ભોગ માગતી
ચંદને જીવાજીની સાથે જ જવું જોઈએ.

'તમારી વાત મેં સાંભળી! અને સાંભળ્યા પછી હું પણ
તમારા મતને પૂરેપૂરો મળતો થાઉં છું કે ચંદનને તમારી જ સાથે
રાખવી જોઈએ છે!' અમરજીએ જીવાજી સામે જોઈને કહ્યું.

'મને શ્રદ્ધા હતી કે એકલિયા વીરો કરતાં આપની જવાબ-
દારી વધારે છે, ને આપને જો સત્ય વાત કહેવામાં આવે તો આપ
મારી વાત સમજી શકશો.'

અમરજી દીવાને આગળ કદમ ભર્યાં ને એની પાછળ જીવાજી
ચાલ્યો. ચાલતાં ચાલતાં જીવાજીએ કહ્યું: 'આપનો નિર્ણય કદાચ
આપના પિતા ને એની સાથેનો જુવાન નહિ સમજી શકે. કદાચ
આપનો તાબેદાર પ્રભાશંકર પણ નહિ સમજી શકે.'

'મને પણ એ ભાન છે.' અમરજીએ જવાબ આપ્યો.

'છતાં એ નિર્ણય સાચો છે એમ હું કહું છું. એક વફાદાર
રાજ્યસેવકને છાજે એટલો એ ઠરેલ બુદ્ધિનો છે. એમાં જુવાન માણ-
સનો લોહીઉકાળો નથી, એમાં ભાટચારણની જબાન ખુલ્લી કરી દે
એવી ઝમક નથી. પરંતુ અત્યારની આ ઘડી જો ભવિષ્યની તવા-
રીખમાં લખાવાની હશે તો એમાં એટલું પણ જરૂર લખી શકાશે
કે જૂનાગઢના દીવાન કેવળ સિપાહીમાત્ર નથી, મુત્સદ્દી પણ છે.'

અમરજી દીવાન પોતાના પિતા, જટારામ અને પોતાના આર-
બના કુંડાળા પાસે આવ્યો.

થોડી વાર એ ચંદનની સામે તાકી રહ્યો! ખુલ્લી હવામાં જ
જીવી શકે ને ખુલ્લી હવામાં જ મજા કરી શકે એવી આ હેમાવડી
છોકરીના કિસ્મતમાં જીવનભરનું કેદખાનું ને જીવનભરની કેદ માત્ર
લખાઈ છે! ભીલના મારેલા આ ફૂલની ખિલાવટ ગંધ થઈ જવાની

છે! અંગેઅંગમાંથી ડોકિયાં કરવા માંડેલી જાગતી જુવાની જંજીરમાં જડબેસલાક જકડાઈ જવાની છે! અને પોતે જ એ સજા ફરમાવવાનો છે! ક્ષણભર અમરજીને જટાની નિર્બંધ જુવાની ઉપર અસૂયા આવી. ક્ષણભર પોતાના પિતાની એકલદંડી મહેલ જેવી કેવળ એક જ નજર ઉપર નભતી આદર્શ સૃષ્ટિની એને અસૂયા ઊપજી. ક્ષણભર એને પોતાની રાજસેવા ઉપર નફરત આવી. બીજી ક્ષણે એને આ બધું અતિ આળું લાગ્યું; એકદમ અકારણ ઊર્મિલ લાગ્યું. પ્રજાજનો વિરુદ્ધ એક પ્રજાજનનો આ પ્રશ્ન હતો; હજારોની સુખશાંતિ માટે એકની સુખશાંતિનો એને ભોગ આપવાનો હતો; નિર્ણય પોતે કરી લીધો હતો. એ નિર્ણયને વહેલામાં વહેલી તકે અમલમાં યોજીને આ અનિચ્છનીય પ્રકરણને એકદમ સમેટી લેવાની જ એને હવે જરૂરત દેખાઈ.

'પિતાજી!' એણે કુંવરજી પંડ્યાને કહ્યું, 'ચંદનને જીવાજીને સુપરત કરવી જોઈશે. મને લાગે છે કે એમાં બીજો કોઈ રસ્તો નથી.'

કુંવરજી પંડ્યાએ અમરજી સામે જોયું. પોતાના પુત્રનો ચહેરો ગંભીર લાગ્યો કે નહિ એનો તો એને પણ ખ્યાલ ન હતો, કેમકે એ વૃદ્ધજન પોતાની એકમાર્ગી ધૂનનો ધૂની હતો. એણે અમરજીને જવાબ ન આપ્યો, પરંતુ એણે ઇશારત કરીને ચંદનને પોતાની પાસે બોલાવી. જટારામ વગર બોલ્યે ચંદનની પાસે જઈને ઊભો રહ્યો.

અમરજીએ જટારામને ઉદ્દેશીને કહ્યું: 'જટારામ! તું જાણતો નથી; ખરી હકીકતનો તને ખ્યાલ નથી.'

'તો એ ખ્યાલ તમે મને આપી શકો છો.' જટારામે કહ્યું.

'એ તને આપી શકાય એમ નથી. પરંતુ હું તને એટલું કહું

છું કે તું મારામાં વિશ્વાસ રાખ.'

'એક અસહાય પ્રજાજનના પક્ષકાર તરીકે રાજના ચાકરમાં મને વિશ્વાસ નથી.'

'જટારામ!'

'માફ કરજો; સત્ય હમેશાં અપ્રિય હોય છે.'

'તમે લોકો જાણતા નથી. તમે લોકો તમારી ધૂનમાં મારી મુશ્કેલી સમજતા નથી.' અમરજીના અવાજમાં આ બે હઠીલા માણસો ઉપર ચીડ ચડી. 'તમારે લોકોને કાંઈ સમજવું જ ન હોય તો તમે માંગરોળ છોડયું શા માટે? અને છોડીને મારા જ રાહમાં તમે મુશ્કેલી મૂકો છો શા માટે? તમને સાચી વાતનો ખ્યાલ નથી; તમને સાચી હકીકતની જાણ નથી. જેને એની જાણ છે એનામાં તમને વિશ્વાસ નથી. તમારી માણસાઈનું તમને એટલું તો અભિમાન છે કે બીજામાં પણ માણસાઈ હોઈ શકે છે એ તમારે ગળે ઊતરતું પણ નથી. આખરે તો તમારા ને મારામાં શો ફેર છે? જે સંસ્કાર તમને મળ્યા છે એ જ મને મળ્યા છે; જે ઉમેદો તમારી છે એ જ મારી પણ છે; જે અભિલાષા તમારી છે એ જ મારી પણ છે.'

'છતાં તમારો નિર્ણય અમારા નિર્ણય કરતાં તદ્દન વિરુદ્ધ છે.'

'કેમકે મારી પાસે તમારા કરતાં વધારે હકીકત છે. જટારામ! આટલા માણસોની વચમાં તું મને તારી સમક્ષ કરગરાવે છે એમાં તારી તો નથી, મારી શોભા છે. એ વાત ભૂલીશ મા. મારી પાસે સત્તા છે, તાકાત છે; અને સત્તા અને તાકાત બેઉના કરતાં પણ વધારે એવી, હકીકતોના મદાર ઉપર નભતી તારા કરતાં વધારે લાંબી નજર પણ છે. અને એક વાત હું તને કહી દઉં છું કે જે ભયાનક ઉપસ્થિતિ મારી સામે દેખાય છે, એમાં મને બીજા

કોઈ પણ નિર્ણયની શક્યતા દેખાતી નથી.'

જટારામ ચૂપ રહ્યો.

'તું કેમ બોલતો નથી?'

'આપણે નકામી વાત કરીએ છીએ, અને તમે એકની એક વાત ફરી ફરીને કરી રહ્યા છો. જેમ તમારી પાસે તમારા પોતાના આચાર-વિચાર છે, એમ જ અમારી પાસે અમારા પણ આચાર-વિચાર છે. તમારા આચારવિચારો તમને એક રાહ બતાવે છે, અમને અમારા આચારવિચારોના ધોરણ ઉપર બીજા રાહ સૂઝે છે. તમારી નજરે તમે સાચા હશો, મારી નજરે હું સાચો છું. એટલે તમારી જીદ સામે, તમારા સત્તાબળ સામે મારે ચૂપ જ રહેવું રહ્યું.'

'તને મારામાં વિશ્વાસ નથી?'

'ના.'

'તને મારી સાફ દાનતમાં વિશ્વાસ નથી?'

'ના.'

'ના?'

'ના.'

'કારણ?'

'સત્તાધીશોને સાફ દાનત હોતી નથી; કેવળ ટૂંકા રસ્તા જ હોય છે. સત્તાધીશોને ઇન્સાફ હોતો નથી; સલામતી જ હોય છે. મને શ્રદ્ધા છે કે જો તમે આજે જૂનાગઢના દીવાનપદે ન હોત તો આ છોકરીની મદદને અર્થે મારી બાજુમાં હોત. આજે તમે મારી બાજુમાં નથી એનું કારણ એ નથી કે આ છોકરીને મદદની જરૂર નથી, પરંતુ એનું એકમાત્ર કારણ એ છે કે તમે જૂનાગઢના દીવાન છો, અને દીવાન તરીકે અને જૂનાગઢ રાજ્યના નોકર તરીકે, વડોદરા રાજ્યના નોકરની તમારે તરફદારી લેવી પડે છે. મને એટલી

પણ ખાતરી છે કે તમારી અને જીવાજીની વાતમાં તમે તમારો વિચાર કર્યો હશે, જીવાજીનો વિચાર કર્યો હશે, પરંતુ ચંદનનો તો વિચાર કર્યો જ નહિ હોય. તમારી વાતમાં તમે સલામતી જોઈ હશે, ચંદનની નજરકેદ જોઈ જ નહિ હોય.'

'પણ કદાચ એમ કરવાનાં અમારી પાસે સંગીન કારણો હોય તો?'

'જેમાં એક પંદર વર્ષની છોકરીને જિંદગીભર એક બુઢ્ઢા માણસની નજરકેદમાં પુરાઈ રહેવું પડે, એવું કોઈ પણ રજવાડી કારણ મને મંજૂર નથી.'

અમરજીના કપાળ ઉપર રેખાઓ ખેંચાઈ. કેવળ વાતોથી આ પ્રસંગ પતી શકશે નહિ એમ એને સમજાઈ ગયું. અને એણે પ્રભાશંકર સામે નજર કરી. પોતાના ઉપર દીવાનની નજર વળતી જોઈ પ્રભાશંકર બે કદમ આગળ આવ્યો; એક શબ્દ બોલ્યા સિવાય એણે પોતાની ભાંગેલી તલવાર બહાર કાઢી અને દીવાન અમરજીના પગ પાસે નીચે મૂકી. તલવાર મૂકયા પછી પ્રભાશંકર જમાદાર સાલમીન પાસે ગયો, અને એને ઉદ્દેશીને બોલ્યો : 'જમાદાર! મને તમે પકડી લ્યો! મારા સરદારનો હુકમ નહિ માનવાનો હું ગુનેગાર છું!'

જમાદારે અમરજી સામે મૂંઝવણભરી નજર નાખી. એને આ કાંઈ સમજાયું નહિ.

અમરજીની આંખમાં લોખંડના પાણી જેવી ચમક આવી ગઈ. આ બધા એમના મનમાં સમજે છે શું? શું એ બધા એમ માને છે કે મધ્યયુગશાહી વીરતાના આ દેખાવથી અમરજી દીવાન ચળી જશે? અને ચળી જઈને ભયાનક વિનાશનાં બીજ છૂટાં મૂકી દેશે? શું આ બધા એમ જ સમજી બેઠા છે કે એના પિતાને, એના ભાઈ-

બંધને અને એના જૂના વફાદાર સાગરીતને એકસાથે એ વિરુદ્ધ પક્ષમાં જોશે એટલે અમરજી દીવાન ચૂપ જ બેસી રહેશે? માશાલ્લા! એઓ ત્યારે અમરજીને ઓળખતા જ ન હતા! વીશ વરસની કાચી વયમાં જૂનાગઢના દીવાનપદે આપબળે બેસનાર નર આટલો આળો હોઈ શકે જ નહિ એનો પણ એમને ખ્યાલ નહિ આવતો હોય?

'જમાદાર!' અમરજીએ કરડે અવાજે કહ્યું, 'આરબ શીબંદીના ખાનદાની સોગંદ વિચારો.'

'અબ બોલો!' જમાદારે આરબ વફાદારીને છાજતો જવાબ દીધો. એણે પોતાની તલવાર મ્યાન બહાર કાઢી. 'હજૂર! ફરમાન કરો; તાબેદાર હાજર છે. આરબ શીબંદીના કસમનામા ઉપરવટ કોઈ વસ્તુ અમારે માટે મોજૂદ નથી આ ખલકમાં.'

'આ છોકરીને કબજે કરો, અને ખાસ પહેરા નીચે એને અમરેલીમાં લઈ જઈને અમરેલીના સૂબા જીવાજીને હાથોહાથ સુપરત કરો.'

ઉઘાડી તલવારે જમાદાર એક કદમ આગળ ચાલ્યો અને એણે પોતાના રાહમાં પ્રભાશંકરને ઊભેલો જોયો. પ્રભાશંકર એક તસુ પણ આઘોપાછો ખસ્યો નહિ.

'જમાદાર!' પ્રભાશંકર બોલ્યો, 'કઈક જંગના આપણે સાગરીત...આપણે ભાઈબંધ......'

'આપણે ભાઈબંધ એમ આપ કહો છો ને? અને આપ મારી પાસેથી એ ભાઈબંધીનો જવાબ માગો છો ને?'

'હા.'

અમરજીની આંખ સાલમીન ઉપર થીજી રહી. સાલમીને પોતાની કમરમાંથી છૂરી કાઢી પોતાની છાતી ઉપર ઉગામી, ને પ્રભાશંકર સામે પોતાની આંખો મિલાવીને કહ્યું: 'તમે મારા ભાઈબંધ.

તમારી સાથે મેં નિમક ખાધું છે, એટલે તમારી ઉપર મારો હાથ ઉપાડી શકતો નથી. પરંતુ હું આરબની વફાદારીના કસમ ખાઈને કહું છું કે જો તમે મારા માર્ગમાં વચમાં ઊભા રહેશો તો આ છૂરી હું મારી પોતાની છાતીમાં ભોંકી દઈશ. ને જો ભાઈબંધીને તમે અત્યારે મારી ફરજના રાહમાં વચ્ચે ખડી કરો છો એને છાજે એમ તમે કરજો.'

એક પણ શબ્દ બોલ્યા સિવાય પ્રભાશંકર ખસી ગયો. જમાદાર સાલમીનની વધારે કસોટી લેવાની એની હામ ન ચાલી.

જમાદાર સાલમીન ચંદનને ગિરફતાર કરવા આગળ વધ્યો. એની પાછળ એના આરબ સિપાઈઓ ચાલ્યા.

આદમ વાણીને હોઠ પીસીને અમરજી જોઈ રહી. ભયંકર નિશ્ચલતા એને પાષાણની પ્રતિમાશી બનાવી રહી.

પ્રભાશંકર જાણે ખાસ કામ ન હોય એમ આમતેમ ટહેલવા લાગ્યો.

ફાટેલી આંખે ચંદન પોતાની સામે વધતા આરબોને જોઈ રહી. એના અંગેઅંગમાંથી જાણે પ્રાણ પરવારી ગયા.

જટાશંકર આજુબાજુ જોઈ રહ્યો. હથિયાર વગરનો એ અસહાય જેવો ઊભો રહ્યો. ઉઘાડે છોગની જોરતલબી સામે નિઃશસ્ત્ર બહાદુરીનો આવિષ્કાર એને અશક્ય લાગ્યો. એક નજર એણે કુંવરજી પંડ્યા ઉપર નાખી, પરંતુ એ બુઝુર્ગ જન પાસેથી એને કાંઈ પ્રેરણા ન મળી.

'અમરજી!' જટાશંકરે પોતાની અસહાયતાને ઢાંકવાને માટે શબ્દશોર્યનો એક માત્ર અવશિષ્ટ રાહ લીધો. 'અમરજી! યાદ રાખજે, આજના દિવસે જે લડાઈ આપણી વચ્ચે અધૂરી રહેશે તે મારી સાત પેઢી સુધીનાં મારાં છોકરાં લડી લેશે.'

બાર કદમ, દશ કદમ, આઠ કદમ, છ કદમ......આરબો નજીક

અને વધારે નજીક આવતા ગયા. હવે જમાદાર સાલમીન એક હાથમાં ઉઘાડી તલવાર ધારીને બીજો રાઠોડી હાથ ચંદન તરફ લંબાવે છે. હવે ચંદનનાં અંગેઅંગમાં કંપારી વછૂટે છે. અને જટારામનો કોમળ હાથ નિષ્ફળ અને નિરર્થક નીવડવા સર્જાયેલા મુકાબલા માટે સાલમીનના લંબાયેલા હાથ તરફ લંબાય છે.

અને પાછળથી બૂમ પડી:

'સાવધાન, જમાદાર!'

ચમકીને જમાદારે પાછળ નજર કરી. અને નજર કરતાંવેંત જ વિચારના પહેલા જ પ્રત્યાઘાતે સાહસિક ચપળતાથી એણે બાજુ ઉપર લાંબી ફલાંગ મારી.

પ્રભાશંકર ઘોડા ઉપર અસવાર થયો હતો. આરબોના ઘોડાઓનું ટોળું આગળ વધતા આરબો ઉપર પછવાડેથી દોડતું થયું હતું. ને એ ટોળાની પાછળ પ્રભાશંકર ઘોડા ઉપર બેઠો હતો, તથા પોતાની ભાંગી ગયેલી ને અમરજીના પગ પાસે ફેંકેલી તલવારના ખાલી મ્યાનથી એ ઘોડાઓને મારતો હતો—ઝનૂની જોરથી મારતો હતો. ને અચાનક હુમલાથી ચમકેલા ઘોડાઓ ફુલાવેલા નાકે, ઊંચા કરેલા કાને ને આશ્ચર્યથી ચમકી ગયેલી આંખે એની આગળ દોડતા હતા; ને એમની એ દોડ ઘોડાઓને પોતાના અસવારોની પોતા તરફ વળેલી પીઠ ઉપર લઈ જતી હતી.

પાછળથી ઝનૂનભર્યો માર ખાતા, આંધળા બનેલા ને અસવાર વગરના એ ઘોડાઓ આરબો ઉપર દોડ્યા. અચાનક પીઠ પાછળ થયેલા હુમલા સામે ટકાવ કરવા માટે જેટલું અનિવાર્ય અંતર જોઈએ એનાથી ઘણું જ ઓછું અંતર આરબો ને ઘોડાઓ વચ્ચે રહ્યું હતું. આરબો આમતેમ વિખરાયા, તો ય કઈકને વાગ્યું તો ખરું.

પવન જેવા વેગથી પ્રભાશંકર દોડતો આવ્યો ને એણે ચંદનને

ઉપર ખેંચી લીધી.

'જટારામ!' પ્રભાશંકરે બૂમ પાડી, 'સવારી આવડતી હોય તો એક ઘોડો પકડી લે!'

જટારામે એક ઘોડો પકડી લીધો.

પ્રભાશંકર, ચંદન અને જટારામ પૂરપાટ વેગે દોડવા લાગ્યાં.

અચાનક પલટાઈ ગયેલા મામલાથી અમરજી સભાન બન્યો. ઘોડા ઉપર બેસીને નાસી જતા માણસોમાં એણે આવતી કાલના અનર્થને નાસતો જોયો. પોતાને અને પોતાના વફાદાર આરબોને આબાદ થાપ આપીને નાસી જતા અસવારોના ઘોડાઓની પડઘીઓમાં એણે પોતાની આજ સુધીની સિદ્ધિના સર્વનાશના પડઘા સાંભળ્યા—પોતાની આવતી કાલની મહેચ્છાની ઇમારતના કડાકાઓ સાંભળ્યા.

દૂર અને દૂર ભાગતા એ માણસોમાં એણે જાણે હોળકર અને સિંધિયા, ગાયકવાડ અને ભોંસલેનાં લાવલશ્કરની કૂચકદમ જોઈ. એની આંખ આગળ જાણે પેશ્વાઈની પૂતળાં સરકારની પરોપજીવી ગાદી માટેની તકરારી આગોમાં સેંકડો ગામડાં જલીને ખાક થતાં એણે જોયાં. એની નજર આગળ કાઠિયાવાડની ધરાને શેઘઈની જેમ કોરી ખાતાં મરાઠાનાં ધાડાંનાં ધાડાં જાણે લોહીતરસી બૂમો ને લૂંટતરસ્યા સિત્કારો કરવા લાગ્યાં.

અમરજીના મગજમાં જાણે સફેદ આગ પ્રગટી. જાણે એનાં સર્વ સ્વપ્નો, સર્વ મહેચ્છાઓ, સર્વ મહત્ત્વાકાંક્ષાઓની ચિતા પ્રજલી ઊઠી.

ને પોતાની અટળ માન્યતાઓ માટે મરવા કે મારવાનો સર્વક્ષયોદ્યુત કાળ—કરાલ કાળ એના હૃદયમાં પ્રબુદ્ધ બન્યો.

ભયંકર નિશ્ચલતાથી એણે પોતાની બરકંદાજ ઉઠાવી. ભયંકર સ્વસ્થતાથી એણે નિશાન લીધું. 'જીવાજી! તમારી ચંદનની હવે

કશી ચિંતા ન કરશો. એ સર્વકાળ માટે સલામત એવી એની માની ગોદમાં સદાને માટે શાંતિ પામશે.'

અને ઝનૂની તટસ્થતાથી એણે બરકંદાજનું નિશાન લીધું.

એકાએક કુંવરજી પંડ્યા એમની અવસ્થા જોતાં ગાની શકાય નહિ એટલી ચપળતાથી કૂદ્યો.

બરકંદાજનો ભડાકો થયો.

અને એની ગોળીથી વીંધાઈને કુંવરજી પંડ્યા જખમાઈને ભોંય ઉપર ઢળી પડ્યો.

અને કેફ માત્ર અમરજીની આંખમાંથી ઓસરી ગયો! છળેલી આંખે એ પોતાના પિતાને જમીન ઉપર પડતા જોઈ રહ્યો. છળેલા કાને એ એના પિતાના ઉદ્ગાર સાંભળી રહ્યો: 'ૐ શાંતિ શાંતિ શાંતિ !'

છળી ગયેલા એના હાથમાંથી બરકંદાજ નીચે પડી ગઈ.

ને દોડીને જમીન ઉપર છળી પડેલા એના પિતાના લોહીથી ભીંજાયેલા દેહ ઉપર એ ઢળી પડ્યો: 'બાપુ! બાપુ! બાપુ!'

# પ્રકરણ તેરમું

## અમરજીના મહાસ્વપ્નની સુવાસ ધોવાઈ ગઈ

જમાદાર સાલમીનને ચંદનને કેદ કરવાનો હુકમ મળ્યો અને અમરજીની બરકંદાજના ભડાકાથી કુંવરજી પંડ્યા જખમાઈને જમીન ઉપર પડ્યા, ત્યાં સુધીનો આખો મામલો એટલો તો ઝપાટાબંધ બની ગયો કે એક ક્ષણ તો સહુ જ્યાં જેમ હતા ત્યાં તેમ થીજી જ ગયા. એક ક્ષણ તો શું થવાનું હતું અને શું થઈ ગયું એની કોઈને ય સૂઝ પડી નહિ. એક ક્ષણ તો એ વૃદ્ધ જનનાં સફેદ કપડાં ઉપર વિસ્તરતા જતા લાલ રંગને જાણે કે કોઈ પારલૌકિક પરચાને જોતા હોય ને જોઈને સમજતા ન હોય, એમ જ સૌ તાકી રહ્યા. એક ક્ષણ તો એ વૃદ્ધ જનના શરીરમાંથી નીતરતી લોહીની પાતળી રેખા ધીમે ધીમે આગળ સરતી આસપાસની ધરતીને કંકુવરણી કરવા લાગી.

એક ક્ષણ પોતાનાં સર્વ સ્વપ્નાંઓ ને એ સર્વ સ્વપ્નાંઓની સર્વ સિદ્ધિઓને તોડવાફોડવા મથતા આછા અને વધારે આછા થતા પડઘાઓને ભૂલીને અમરજી પોતાના પિતાના દેહ ઉપર માથું નાખીને પડ્યો રહ્યો; અને એનાં જે વાંકડિયાં જુલફાં એક વાર એની માતાની મગરૂરી હતાં એ એના પિતાના લોહીથી લાલ રંગાવા લાગ્યાં. એક ક્ષણ જે આંખો ગરુડ અને સિંહની આંખોને પણ નૂર વગરની બનાવતી હતી, એ આંખોમાં કેવળ નાશ પામતી બાજીના અંગારના ઓળાયા માત્ર રહી ગયા.

બીજી ક્ષણે જીવાજી શામરાજ દોડ્યો અને જમાદાર સાલમીન દોડ્યો. બંનેએ એક જ સાથે કુંવરજીના નાક આગળ આંગળી ધરી ને એમાંથી પ્રયાસે નીકળતા શ્વાસની આછી ફૂંક ઝીલી. બંનેએ એ વૃદ્ધ જનના હૃદય ઉપર હાથ મૂકી જોયા ને એના થડકારા સાંભળ્યા.

જીવાજી, કુંવરજી પંડયાના બેભાન જીર્ણ-શીર્ણ પરંતુ આકરી ચહેરાને અને એના પુત્રના આંસુના હલથી ખરડાયેલા ચહેરા સામે વારાફરતી કેવળ તાકી જ રહ્યો. આખા ય પ્રસંગનો એ હજી પૂરો પાર પામ્યો નથી ને એના આઘાત–પ્રત્યાઘાત એને રજ પણ સમજાતા નથી એવી ઓછપ અને નાનમ એના ચહેરા ઉપર તરવરી ઊઠી.

જમાદાર સાલમીને કહ્યું: "હજૂર! વાલીદની માવજતનો તત્કાળ બંદોબસ્ત થવો ઘટે છે. એમના બદનમાં હજી યે શ્વાસ છે. જખમ બાજુ ઉપર છે. અગર જો કોઈ કાબેલ હકીમ કે હજામ મળી જાય તો......'

ધીમે ધીમે અમરજીએ પોતાના પિતાના બેભાન દેહ ઉપરથી પોતાનું માથું ઊંચું કર્યું. એના ચહેરા ઉપર, એના હાથ ઉપર લોહી ખરડાયું હતું; એના કપાળમાં જાણે લોહીનો ચાંદલો થયો હતો; એની આંખોની આસપાસ જાણે એના પિતાના લાલ લોહીનાં ચક્કર પડ્યાં હતાં.

ધીમે ધીમે કોઈ ભયાનક વિચારોની મહાખીણમાં ઊંડી ઊતરી ગયેલી એની આંખો પાછી ઊંચી આવી. ધીમે ધીમે એ ઊભો થયો, ને એની આંખો દૂર અને વધારે દૂર સરતા આછા અને અતિ આછા બનતા પૂરપાટ દોડના ઘોડાઓ ઉપર ઠરી. એક ક્ષણ એ ઘોડાઓની નાસભાગનો જાણે એને કાંઈ જ મર્મ ન સમજાયો.

ને બીજી ક્ષણે એ આંખોમાં જાણે જ્વાલામુખી ફાટ્યો. અચાનક લાગેલા દુઃસહ આઘાતમાંથી અમરજી દીવાન હોશમાં આવ્યો.

ને એની સાવધાન બનેલી આંખો, એની નષ્ટભ્રષ્ટ થતી સૃષ્ટિને જાણે ફરીને પોતાની પાંપણોમાં કેદ કરવાને તૈયાર બની.

જરા પણ કંપારી કે થડકારા વગરના અવાજે એણે એક પછી એક આદેશો આપવા માંડ્યા—

'જમાદાર! ચાર સિપાઈઓ અહીં છોડો, બાકી બેરખ કુલ તમામ લઈને ઘોડાં સમાલો. હોશિયારીથી કામ કરો. તમારા સોગન સંભાળો. અહીં કોઈ પણ ઇન્સાન તમારા માર્ગમાં આવે એને દૂર કરો અને એ છોકરીને મારી પાસે જીવતી કે મરેલી પણ હાજર કરો. તમારી બેરખના સિપાઈમાત્રને તમે જાહેર કરો કે જે માણસ એ છોકરીની સૌથી પહેલી પતાવટ કરશે એની જૂનાગઢની બાળી રિયાસત પૂરેપૂરી કદર કરશે!'

અમરજીએ જમાદાર સાલમીન ઉપરથી આંખો ખેસવીને પોતાના પિતા સામે જોયું: 'ચાર બરકંદાજ અહીં લાવો ને એના ઉપર આમને સુવાડો.'

ઉમાજી તરફ ફરીને અમરજીએ કહ્યું: 'અમરેલીના વિજેતા તરીકે નહિ પરંતુ અમરેલીના મહેમાન તરીકે હું અત્યારે અમરેલી આવું છું; ને મને આશા છે કે અમરેલીમાં કોઈ સારો હજામ મોજૂદ હશે.'

પોઈ તરફ ફરીને અમરજીએ કહ્યું: 'પ્રભાશંકર વસાવડા નાફરમાનીના ગુના બદલ સજાહને પાત્ર થયા છે ને એમને રુખસદ આપવામાં આવી છે. નવા બંદોબસ્ત સુધી એ જગ્યા તમારે સંભાળવાની છે. લશ્કરને હુકમ કરો કે કોઈ પણ જાતના દેખાવ વગર એમણે અમરેલીથી એક કોશ દૂર બહાર પડાવ કરવાનો છે. લશ્કરમાંથી ચાર મજબૂત માણસોને અહીં બોલાવો અને આમને અમરેલી પહોંચાડવાનો બંદોબસ્ત કરો.'

મરીમ સામે જોઈને અમરજીએ છેલ્લો આદેશ આપ્યો:

'સીદી! તમે એક ઘોડા ઉપર હમણાં જ અમરેલી જાઓ અને હજામ અને હકીમને હાજર રાખો!'

અને પછી અમરજીએ જાતે પોતાની ભેટના લીરા કરીને પોતાના પિતાના જખમ ઉપર કાચો ને કામચલાઉ પાટો બાંધ્યો.

જળમાંથી પ્યાસ ઊડી જાય, ગરમીમાંથી ઉષ્મા ઊડી જાય, ફૂલમાંથી પરાગ ઊડી જાય, એમ અમરેલીની જીતમાંથી અમરજીનો સ્વાદ ઊડી ગયો.

અમરેલીમાંથી ગાયકવાડી થાણું ઉઠાડી મૂકવું, અમરેલીના સૂબાને અમરેલીમાંથી વિદાય કરવો, અને અમરેલીના પાદરમાંથી અમરજીએ જૂનાગઢની જોરતલબીનો આદેશ સારા ય કાઠિયાવાડને આપવો, એની ઝીણામાં ઝીણી વિગત ઉપર અમરજીએ સૂતાં અને જાગતાં રાતોની રાતો ને દિવસોના દિવસો વિચાર કર્યા હતા; પોતાના મહાસ્વપ્નની ગંગાના મૂળસમા એ કાર્યની ઝીણામાં ઝીણી રેખા ઉપર એણે આજ દિન તક અનેક રંગો ચડાવ્યા હતા. એ બધું જ હવે ચમક વગરના રંગસમું બની ગયું.

અને જોરતલબી! એક વાર એનું હૈયું કૂદી ઊઠતું હતું એના ખ્યાલ માત્રથી! એક વાર એ એક શબ્દમાં એને કેવા કેવા ભણકારાઓ સંભળાતા હતા! એકએક ભણકારો એને કેવો પ્યારો લાગતો હતો!

જોરતલબી! એના એક શબ્દમાં એને હસી ઊઠતાં ગામોના, ખેતી કરતા બળદના ટોકરાઓના, નિર્ભય અને નિર્ભીત ગામનારીઓના તથા હસતાં બાળકોના અવાજો સંભળાતા હતા. એ એક શબ્દના ભીતરમાંથી જાણે કાઠિયાવાડને ગામડેગામડે સુખ અને સલામતીના પયગામો ઊતરતા હતા; ધીકતાં બંદરોના ધક્કા ઉપર નાંગરેલી ફત્તેહમારીઓના સઢના ફફડાટો સંભળાતા હતા; વેપાર કરતા

વાણિયો ને વેદપાઠ કરતા બ્રાહ્મણોના આશીર્વાદ સંભળાતા હતા. એ એક શબ્દની ભીતરમાંથી એને હરામખોરોના પરાજયના, બહારવટિયાઓના વિનાશના, દાધારીંગાઓના સર્વનાશના ને રજવાડી સીમાડાઓની તકરારોના મૃત્યુઘંટ સંભળાતા હતા.

જોરતલબી! કાઠિયાવાડ ઉપર શાંતિ સ્થપાય, અંદર અંદરની તકરારો બંધ થાય, સર્વ તકરારોનો ફેંસલો જૂનાગઢની લવાદથી થાય, નાનાં નાનાં લશ્કરો નાબૂદ થાય અને કાઠિયાવાડની ભૂમિ સમસ્ત ઉપર એક સર્વોપરી સત્તા, એક કાયદો, એક ન્યાય, એક ધોરણ અને એક અર્થતંત્ર સ્થપાય...કેવી એ મુરાદ હતી!

ને મધરાતે જ્યારે દુનિયા સૂતી હોય ત્યારે પોતે જાગતાં, આમ-તેમ ઉત્કંઠે ઘૂમતાં કેવી મહોબ્બતથી એને ઉછેરી હતી! માતાના એકના એક બાળક કરતાંય વધારે પ્યારથી પોતે જોરતલબીને કેવી ઉમેદથી પંપાળીને જીવતી રાખી હતી!

અને સારા યે કાઠિયાવાડને શેહમાં દાબી દે એટલી તાકાતના પ્રદર્શનથી પોતે એને કેવી રીતે અમરેલીમાંથી જાહેર કરવાનો હતો! મરાઠાઓની ગરદન ઉપર પગ મૂકીને કેસરીસિંહની જયગર્જનાથી પોતે એ જોરતલબીને જાહેર કરવાનો હતો! એનો સ્વીકાર કરનારાઓને એ કેવો નિર્ભય રાખવાનો હતો! એનો વિરોધ કરનારાઓને એ કેવો દંડવાનો હતો!

હિમાલયના શિખર ઉપરથી જેમ ગંગાનું અવતરણ દુષ્ટોને દંડનાર તથા ભક્તોને રક્ષનાર સંહારસ્વામી શંકરની જટામાંથી થયું, તેમ ગિરનારના શિખર ઉપરથી એને જોરતલબીની સ્વપ્નગંગા કાઠિયાવાડના ઘોડાઓની દોટ અને તલવારની ધારની લોહીબેડથી પિડાયેલી ભૂમિ ઉપર અવતારવી હતી.

એ ગંગાનાં નીર છલોછલ ભરીને દ્વારકાથી માંડીને વીરમ-

ગામ સુધી ને વેરાવળથી માંડીને કચ્છના રણ સુધી ફેલાવાનાં હતાં. એ નીરનાં બહોળાં જળમાં દુષ્ટો, આતતાયીઓ, ચોરો, લૂંટારાઓ, ચાંચિયા, બહારવટિયા, ઠગ, દંગાશોખીન દરબારો અને દાધારીંગા ગરાસધણીઓ ડૂબી જવાના હતા.

એ ગંગાના નિર્મળાં નીરમાં ગામડે ગામડે અભયના મંત્ર ગૂંજવાના હતા, ગામનારીઓ ગરબે ઘૂમવાની હતી, લોકવરણ નિ-ર્ભય રોજગાર કરવાનાં હતાં, બાળકો ખેલવાનાં હતાં. એ ગંગાના ઉત્સંગમાં બેસીને સોરઠિયો નિરાંતથી જીવવાનો હતો, નિરાંતથી મર-વાનો હતો.

એ રંગતના રંગમાંથી ચમક ઊડી ગઈ!

જોરતલબી એણે જાહેર તો કરી. પરંતુ એ જાહેરાતની પાછળ એને જનતાનો ઉત્સવ કરવો હતો, એને બદલે લશ્કરી વિજય માત્ર રહ્યો. કુંવરજી પંડ્યાના બદનમાંથી નીકળેલી લોહીની નાની રેલે બીજું કાંઈ કર્યું હોય યા ન કર્યું હોય, પરંતુ એક તો અચૂક કર્યું: એક મહાસ્વપ્નની સુગંધ એણે ધોઈ નાખી!

અમરેલીમાંથી આજાર બનેલા વૃદ્ધ જનને જૂનાગઢ લઈ ગયા, ને જૂનાગઢમાં અમરજીની પત્નીએ એની સારવાર કરવા માંડી. પરંતુ ડોસો બોલતો ન હતો, અમરજી સાથે વાત સરખી યે કરતો ન હતો. ને ખુશાલબાઈ, અમરજીની પત્ની, પોતાના સસરા સાથે લોકલાજે બોલી શકતી ન હતી.

આખરે માંગરોળથી અમરજીની માતા આવી પહોંચી; અમ-રજીના ભાઈઓ આવી પહોંચ્યા.

ભાઈઓ પિતાને નડેલા અકસ્માતથી જેટલા રંજ પામ્યા એના કરતાં પોતાના ભાઈની રજવાડી સાહેબીથી વધારે દંગ પામ્યા! આવું તો માંગરોળના ધણીને ઘેર પણ નથી!

ચાર ચાર તો હવેલીને ચોકી! ને ચોકી ચોકીનો આરબ સલામ ભરે! જરાક નીચા નમવાની વેળા આવે કે ચાર ચાર તો નોકર દોડે! જરાક બહાર જવું હોય તો દસ જાતનાં તો વાહન સામાં ખડાં થાય! વાહ, ભાઈ વાહ! ભાઈએ તો સાચેસાચ કુળ તાર્યું! વાહ ભાઈ! આખરે તો નાગરકુળનો શિરસ્તો ભાઈને ઘેર રજવાડી ઠાઠે ઊતર્યો! ભાઈએ જૂનાગઢના નવલખ ધણીને નાથ્યો!

ડોસાની જીભ બોલતી ન હતી, પણ કાન સાંભળતા હતા ને આંખો જોતી હતી! પોતાના પુત્રોના એણે રંગઢંગ જોયા.

અને આખરે એક દિવસ એણે ગોર મહારાજને પોતાની પાસે બોલાવ્યો: 'ગોર! આ તારા ભાઈઓના રંગઢંગ હું જોઉં છું ને મને ગમતા નથી. એટલે તને મારે એક કામ સોંપવું છે.'

પાકશાસ્ત્રપ્રવીણ ગોર મહારાજે પોતાની જિંદગીની આજની ઘડી સુધી પોતાના પિતાને મુખેથી પોતાને માટે આવી લાગણી સાંભળી ન હતી. હાથ જોડીને એણે કહ્યું: 'ફરમાવો, વડીલ!'

'પેલો દુષ્ટ ક્યાં છે?' 'દુષ્ટ' એટલે અમરજી.

'બહાર હશે. બોલાવું?'

'ના. અહીં તો નથી ને?'

'ના.'

'તો સાંભળ! મને જખમ કેમ થયો, કોણે કર્યો, ક્યાં થયો, એ બધી વાતની તો તને ખબર છે ને?'

'જી! ભાભીને મુખેથી એ વાત મેં સાંભળી છે ખરી.'

'તું અહીંથી જા. મને એ છોકરીની ભાળ મેળવી દે; મને જટાના ખબર મેળવી દે.'

'હું? હું ક્યાંથી મેળવી આપું?'

'ભીખ માગીને, રખડીને, રઝળીને! ખબર ન લાવે ત્યાં સુધી

મને મોં બતાવતો નહિ!'

'સારું, વડીલ!'

'અને મને આ ઘરના કોઈ માણસ ઉપર ભરોંસો નથી. દુષ્ટની રજવાડી સાહેબીએ બધાંને આંધળાં ભીંત કરીને એ દુષ્ટના ગુલામ બનાવી દીધાં છે, સમજ્યો ને? એટલે મેં તને આ કામ સોંપ્યું છે. એની કોઈને વાત કરતો નહિ.'

'સારું, વડીલ!'

'મને બેઠો કર.'

'નાહકની તકલીફ શા માટે ઉઠાવો છો, વડીલ?'

'મારે તને આશીર્વાદ આપવા છે. હું ને તું કદાચ ફરીને પાછા જીવતા મળીએ પણ નહિ; કદાચ આ મંદવાડમાંથી હું ન ઊઠું ને કદાચ તને સોંપેલા કામમાંથી તું પાછો જીવતો ન આવે!'

મોર મહારાજે કુંવરજી પંડ્યાને પથારીમાં બેઠા કર્યા. કુંવરજી પંડ્યાએ પ્રણુત મોર મહારાજના માથા ઉપર હાથ મૂક્યો. 'પુત્ર! તું જ એક મારો પુત્ર છે; તું જ એક મારો દીકરો છે; બાકી બધા વીફર્યા છે. ઈશ્વર હાટકેશ તારું કલ્યાણ કરો!'

મોર મહારાજે કુંવરજી પંડ્યાને પાછા સુવાડ્યા.

'હવે તું જા; મને એકલો રહેવા દે.'

મોર મહારાજ પ્રણામ કરીને ત્યાંથી ચાલ્યો.

એણે બારણું ઉઘાડ્યું.

અને ઊઘડેલા બારણાની વચમાં ઊભેલી જોઈ એણે ખુશાલબાઈને—પોતાની ભાભીને—અમરજીની પત્નીને!

ને ખુશાલબાઈએ મોર મહારાજનાં દુખણાં લીધાં.

# પ્રકરણ ચૌદમું

## સાપ ગયા ને લિસોટા રહ્યા

માંગરોળમાં મોર મહારાજના ઘરની રહેણીકરણી નાગરી ઢબછબની હતી, એટલે એણે કદી યે પોતાના નાના ભાઈ અમરજીની પત્નીનું મોઢું નજરે જોયું ન હતું. મોર મહારાજને ખુશાલબાઈનો ચહેરોમહોરો અપરિચિત હતો.

સંયુક્ત કુટુંબમાં, સાંકડા મકાનમાં ઝાઝે દહાડે અકસ્માતો કે જોગાનુજોગો અણધાર્યો મિલાપ તો કરાવી દે. ને, કોઈ જેઠ પોતાના નાના ભાઈની વહુના ચહેરાથી અજાણ તો હોતો જ નથી. પરંતુ પરણ્યા પછી ખુશાલબાઈ માંગરોળમાં બહુ દહાડા રહી ન હતી, ને મોર મહારાજને ઘરમાં ઝાઝો વખત ગાળવાની આદત ન હતી. આ અલગારી માણસને ધૂની ગોઠિયાઓ હતા; રઝળપાટના શોખ હતા; સાધુબાવાઓની મંડળીના રાગ હતા. મોર મહારાજ ઘરમાં બહુ ઓછું રહેતા. મોર મહારાજ ઘરમાં હાજર હોય એ, એ ઘરનો એક બનાવ હતો. એટલે માંગરોળમાં ખુશાલબાઈ મોર મહારાજની આડે પણ ઓછું ઊતરેલી.

મોર મહારાજ સ્વભાવથી જ સ્ત્રીઓથી દૂર રહેતો હતો. ઘરનાં માણસો એને અર્ધો ગાંડો માનતાં; બહારનાં માણસો એને પૂરો ગાંડો લેખતાં. આ બે માન્યતાઓને પરિણામે મોર મહારાજનું વેવિશાળ પણ થઈ શક્યું ન હતું. વેવિશાળ કરવાનો ખ્યાલ પણ

માબાપે છોડી દીધો હતો. પાડોશની સ્ત્રીઓ દુર્લભજી ને ગોવિંદજી સાથે કોઈ કોઈ વાર વાતો કરતી, પણ મોર મહારાજથી દૂર રહેતી.

ને મોર મહારાજને એની ધૂનમાં ને ધૂનમાં કાંઈ ખબરખ્યાલ રહેતા પણ નહિ. સામાન્ય માણસ જેમ ભૂતની વાતો સાંભળે, ભૂતના આવાસ જાણે, છતાં ભૂતની મુલાકાત કરવા જતા નથી, તેમ મોર મહારાજ સ્ત્રીઓની મુલાકાત શોધતો નહિ, કરતો નહિ, એવી મુલાકાતથી દૂર રહેતો. કચીબા—મોર મહારાજની શાણી મા—મોરને ઘણી વાર ચીડમાં ને કોઈ વાર લાડમાં 'ભડક' કહીને બોલાવતાં.

આવો મોર મહારાજ પોતાના માર્ગમાં, પોતાની સામે ઓગણીસેક વર્ષની એક બાળાને ઊભેલી જોઈને ભડક્યો! કોઈ પારલૌકિક પરચો જોઈને માણસ જેમ હેબતાઈ જાય એમ મોર મહારાજને જાણે ગૂંગળામણ થઈ આવી.

પોતાના ગળાના કાકડાને દબાવીને જાણે શ્વાસ બહાર કાઢતો હોય એમ મોર મહારાજ ક્ષણભર થોડી વાર ડાબે પગે ને થોડી વાર જમણે પગે ખુશાલબાઈ સામે ઊભો રહ્યો. અને એની આંખો એક માત્ર ખુશાલબાઈ સિવાય ચારેકોર બહાવરા જેવી ફરી રહી.

પરંતુ જે એક પળ પૂરતી પણ એની આંખ એ બાળા ઉપર ઠરી એમાં એણે એક ભીનાવાનવાળી, શરમથી મેઘસંધ્યાના રંગે રંગાયલા ચહેરાવાળી, નારી જોઈ. ઠીંગણી ન ગણાય એટલી એ નીચી હતી; જાડી ન ગણાય એટલી ભરેલા બદનની હતી; દૈદિપ્યમાન ન ગણાય એટલી એ મનોહર હતી; ઊજળી ન ગણાય એટલી એ ગોરી હતી; કાળી ન ગણાય એટલી એ શ્યામલ હતી. ગાલનાં સહેજ ઊંચાં હાડકાંની નીચે એના ગાલો અર્ધચંદ્રાકારે હડપચી આગળ મળતા હતા. એ હાડકાંની ઉપર એના કપાળની રેખા સહેજ પહોળાતી એના કાળા ચોટલાને મળતી હતી. એના ગાલ ઉપર ઢળતી

શરમના રંગ સાથે હરીફાઈ કરે એવા લાલ રંગનો એણે કપાળમાં ચાંદલો કર્યો હતો, ને એણે પહેરેલા હીરાઓની સાથે હરીફાઈ કરે એવી એની શાનદાર આંખો હતી. સ્ત્રીના કુરૂપને જોવા માટે પુરુષની આંખને ઝાઝી વાર 'લસે' લાગે, એની સપ્રમાણતા પારખવાને માટે તો એક પળ પણ નથી લાગતી.

અનાયાસે મોર માહારાજે આ જોયું, ને એને વધારે 'ભડક' લાગી. આ નારી! આવી નારી શા માટે અહીં ઊભી છે? ને એ ભલે ઊભી હોય; પોતે શા માટે ઊભવું જોઈએ?

તરીને મોર મહારાજ ચાલવા જતો હતો ત્યાં એણે અવાજ સાંભળ્યો: 'મોટા ભાઈ!'

મોર ચમક્યો. 'કોને, મને બોલાવો છો?'

બાઈએ માથું હલાવીને હા પાડી.

'મારું શું કામ છે? તમે કોણ છો?'

પોતાના સવાલથી આ બાઈને જાણે કુતૂહલ થતું હોય ને પોતાનું હસવું એ પ્રયાસે ખાળતી હોય, એમ એ બાઈએ પોતાનો ઉપલો હોઠ બે દાંતો વચ્ચે દબાવ્યો. ભલા, આવા સાદા સવાલ ઉપર એક બાઈમાણસે હસવું શા માટે જોઈએ?

'સસરાજીએ તમને વાત કરી એ મેં સાંભળી છે.'

'સસરાજી?' મોર મહારાજના કંઠમાંથી ચીસ ઊઠી. 'સસરાજી? તમે...તમે કોણ, ખુશાલબાઈ?'

યુવતીએ જોરથી માથું ધુણાવ્યું.

'અબ્રહ્મણ્ય! અબ્રહ્મણ્ય!'

યુવતીએ નીચે જોયું. એના પગનો અંગૂઠો જમીન ઉપર અર્થહીન ચિતરામણ કરી રહ્યો.

"મોટા ભાઈ! મારી એક વાત માનશો?'

મોર મહારાજે ખુશાલબાઈના ચહેરા ઉપરથી મોઢું ફેરવી લીધું; નાના ભાઈની જુવાન પત્ની સામે એક નજર સરખી પણ કરવી એ પાપ છે. 'શું છે, માવડી?'

'તમે આજની રાત રોકાઈને કાલે જાઓ.'

મોર મહારાજને એના પિતાના શબ્દો યાદ આવ્યા. શું આમ મોરને રોકીને ખુશાલબાઈ અમરજીને પિતાપુત્રની ખાનગી વાતથી વાકેફ કરી દેવા માગતી હતી? મોર મહારાજનો ચહેરો એટલે ઉઘાડી કિતાબ. ખુશાલબાઈ એ કિતાબનાં પાનાં વાંચી શકી.

'સસરાજી મારા બાપને ઠેકાણે છે, ને તમે મારા મોટા ભાઈને ઠેકાણે છો.'

એ જવાબથી મોર મહારાજના મનનો સંશય ટળી ગયો. એ શબ્દો ને એ શબ્દો કરતાં યે એ સૂર! મોરના મનમાં કશી શંકા ન રહી.

'મારા રોકાવાથી કાંઈ ફાયદો છે?'

'રોકાવામાં તમને ગેરફાયદો તો નથી ને?'

'ના.'

'તો આટલા વરસે બેનની પહેલી વારની માગણી નહિ રાખો?'

'ભલે, હું કાલે નીકળીશ.'

'આજ રાત્રે બાર વાગે મને મળશો?'

'રાત્રે બાર વાગે?'

'હા; મારા સૂવાના ઓરડામાં.'

મોર કાંઈ જવાબ દે એ પહેલાં ખુશાલબાઈ ત્યાંથી ઝપાટાબંધ સરકી ગઈ.

× × ×

સારા યે એ સૂતેલા શહેરની શાંત હવામાં પડછંદા—રણકાર

બજાવતા મધરાતની ઝાલરના ડંકા અમરજીની હવેલીની પહેલી ચોકી ઉપર પડ્યા.

એ પડઘા હવેલીની અંદર ગુંજતા ગડબડતા એક ઓરડાની અંદર પહોંચ્યા. ને એક વર્ષના બાળકને પોતાના ખોળામાં ઊંઘાડતી ખુશાલબાઈ પોતાના પલંગ ઉપર બેઠેલી તે ઊભી થઈ ગઈ, બાળકને એણે મહામૂલ પારણામાં સુવાડ્યું ને ઉપર મચ્છરદાની ઢાંકી દીધી. પોતાનાં વસ્ત્ર એણે ઠીકઠાક કર્યાં. ઓરડાની વચમાં ચાર ચાર હીરાકણીઓનાં ઝુમ્મર અને બાર બાર હાંડીઓમાંથી વરસતા તેજના અંબારની નીચે એ ઓરડાના બારણાની સામે મીટ માંડીને ઊભી રહી.

મનુષ્યોનાં ટોળાંની વચ્ચે પ્રચંડ ગર્જના ને કાળભૈરવશી ફલાંગ મારતા નરસિંહની અર્ધાંગનાની ભાટચારણોએ પ્રશસ્તિ કરી છે, ને લોકગીતોએ એને અમરત્વ આપવા પ્રયાસ કર્યો છે.

જૂનાગઢના રાજકેદી દીવાનની પુત્રી, જૂનાગઢના નરસિંહસમા દીવાનની પત્ની, જૂનાગઢના બે બે દીવાનોની માતા, નાગર બાળાનાં સૌષ્ઠવ અને રજપૂતાણીના ખમીરની બનેલી એ કાયા, હારી જતી આશાની મોવડી બનીને ભવિષ્યમાં એ જૂનાગઢનાં આરબ લશ્કરને મોખરે એક વાર ચાલવાની હતી, ભવિષ્યમાં એ...પરંતુ ભાવિના રાહ કોને દેખાયા છે કે ભવિષ્યમાં જે વીરતા એની થવાની હતી, જે સિદ્ધિઓ એની થવાની હતી, જે આફતો એની થવાની હતી, જે સંતાપો એના થવાના હતા, સુખની જે ટોચ એની થવાની હતી, દુઃખની જે ખાઈ એની થવાની હતી, એની ખુશાલબાઈને અત્યારે જરા યે ઝાંખી આવે?

પરંતુ એના ચહેરામહોરા, એની ઢગળબ, એના રંગઢંગ એને અઢારમી સદીના ઇતિહાસના અજબ તેજસ્વી ને અજબ કરુણામય

પાત્ર તરીકે અત્યારથી જ જુદી તારવી કાઢતા હતા.

બારણા ઉપર ટકોરા પડ્યા; ખુશાલબાઈએ બારણું ઉઘાડ્યું. એ ઉઘડેલા બારણામાં મોર મહારાજ ઊભો હતો.

એક શબ્દ પણ ખુશાલબાઈ ન બોલી. એણે મોર મહારાજનો હાથ પકડ્યો. મોરને આ બધું અજુગતું અકારું લાગ્યું. પણ મોર મહારાજના ચહેરા સામે નજર પણ નાખ્યા સિવાય ખુશાલબાઈ એને અંધારામાં આગળ લઈ ગઈ. થોડે દૂર એક બીજા ઓરડાનું બારણું હતું; એના ઉપર ખુશાલબાઈએ હાથ મૂક્યો ને બારણું ઊઘડી ગયું. ઊઘડેલા બારણાની સામે મંદ પ્રકાશમાં એક પલંગ દેખાતો હતો. તે પલંગ ઉપર એક માનવી સૂતેલું લાગતું હતું. પલંગની પાસે ખાલી પારણું હતું.

મોરને અંદર લઈને ખુશાલબાઈએ બારણું પાછું હતું તેમ વાસ્યું.

‘જુઓ!’ એટલું કહીને ખુશાલબાઈ પલંગની સામી બાજુએ જઈને ઊભી રહી.

મોર મહારાજને કાંઈ જ સમજાયું નહિ. પણ એને લાગ્યું કે ગમે તે કારણે પણ ખુશાલબાઈ એને સૂતેલા માનવી તરફ જોવાનું કહે છે. મોરે સૂતેલા માણસ સામે જોયું; એ માણસને જંપ નહોતો લાગતો. ઊંઘમાં પણ એ જાણે અજંપો વેઠતો હોય તેમ આમતેમ ફર્યા કરતો હતો, જાણે કણસતો હોય એમ ઉંકાર કરતો હતો. એ કાંઈક બડબડતો હતો. ખરેખર એની નિદ્રા બહુ જ અશાંત દેખાતી હતી. પણ સૂતેલા માણસની અશાંત નિદ્રા જોવાથી એને શો ફાયદો? શા માટે ખુશાલબાઈ એને એ બતાવવા માગતી હતી?

સૂતેલા માણસે પડખું ફેરવ્યું ને મંદ પ્રકાશ હવે મોર તરફ ફરેલા મુખ ઉપર પડ્યો.

અમરજી!

મેર મહારાજ અશાંત ઊંઘ કરતા અમરજી સામે તાકી રહ્યો—તાકી જ રહ્યો!

એ પથારી ઉપર સૂતારા માણસને એની ઊંઘમાં જાણે કોઈ કારમો ઓથાર સતાવી રહ્યો દેખાતો હતો. ઊંઘમાં જાણે કોઈ પ્લેગનો દરદી તરફડિયાં મારતો હોય એમ એ તરફડતો હતો. એના ચહેરાની રેખાઓ કઠોર અને નાકનાં ટેરવાં ચાબુક લાગેલા કો તેજી ઘોડાની જેમ સ્ફુરાયમાન થઈ રહ્યાં હતાં.

ઊંઘમાં એ બોલતો હતો, પરંતુ શું બોલતો હતો એ સમજાતું ન હતું. અણધાર્યા શબ્દો અણધારી રીતે એકબીજાના મોંમાં ને પૂંછડીમાં પેસી જતા હતા, અને તૂંબડામાં જેમ કાંકરાઓ ખડખડે એમ એના મોઢામાંથી ખડખડતા હતા. કોઈક વાર એ પોતાનાં ઓઢવાનાં ફેંકીને પથારીમાં બેઠો થઈ જતો હતો, અને એની ઊંઘતી આંખ કેરી પીણાના રંગ જેવી ચળકતી બિહામણી લાગતી હતી.

મેર મહારાજ પોતાના નાના ભાઈની આ અસ્વસ્થ ઊંઘ જોઈ રહ્યો. જેને ઘેર જૂનાગઢની સરકાર દૂઝતી હતી, જેની હવેલીએ રાજવંશી હાથીઓ ઝૂલતા હતા, જેના દરવાજે શીબંદી આરબની ચાર ચાર તો ચોકીઓ બેઠી હતી, એવા આ જુવાન માણસને આટલો બધો અજંપો શા માટે હોવો જોઈએ?

એની આંખો પલંગની સામે પાર ઊભેલી ખુશાલભાઈને સવાલ પૂછી રહી. જવાબમાં ખુશાલભાઈએ એને ચૂપ રહેવાની ઇશારત કરી. મેર મહારાજ પોતાના નાના ભાઈને ચિંતા, કરુણા, સંવેદનાથી જોઈ રહ્યો!

એકાએક જાણે આભમાંથી કડાકો થયો હોય એવો અવાજ સૂનાર અમરજીના કંઠમાંથી નીકળી ગયો.

'જોરતલણી! ગાયોને બચાવવાને માટે સિંહોને પાંજરામાં પૂરવા પડે, પરસેવાની રોટી રાખવા માટે લોહીભીના દૂધચોખા ઝુંટાવવા પડે...જોરતલણી! ચોર, બહારવટિયા, લૂંટારાને આશરો આપનારા ગિરનારના ખોળામાંથી માના ધાવણ જેવી જોરતલણી... ઓ અંબામા! આપો તો બસ આટલું આપો!'

અને ઊંઘમાં પડેલા માણસના ઊંઘતા હાથ, ઊંઘના સ્વપ્નને અનુસરતા હોય તેમ સંપુટ થયા, ને એ ઓરડામાં માતાજીની સોને મઢેલી એક તસવીર હતી તેની સામે જોડાયા. મોરારજીનો અવિભક્ત આત્મા જાણે એ કરસંપુટની વચ્ચે ઘંટીમાં દળાતા અનાજની જેમ દળાવા લાગ્યો.

સ્વપ્નનાં કેફ જાણે ઊતરતાં હોય એમ ઊંઘમાં બેઠેલો માણસ પાછો સૂઈ ગયો ને એના જાગતા આત્માને જાણે કોઈ અદૃષ્ટ ઇતબાર મળ્યો હોય એમ એના ચહેરા ઉપર તેજસ્વી સ્મિત રમી રહ્યું. ગુલાબના ફૂલ ઉપરના ઝાકળના બિંદુશા સોહતા એ હાસ્યે એ સંતપ્ત ચહેરાને ક્ષણભર તો બાળક જેટલો ખીલતો અને નિર્દોષ બનાવ્યો. મોર મહારાજને દોડીને અમરજીને ભેટી પડવાનું દિલ થઈ આવ્યું.

થોડી વાર મોર મહારાજના અંતરમાં તો એ સુષુપ્ત હાસ્યના દર્શનમાંથી જાગતાં બાળપણનાં કંઈ કંઈ સંસ્મરણો રમી રહ્યાં.

કમબખ્ત વાતો ને બાબતોએ ભેદની ભીંતો ઊભી કરી એ પહેલાં અમરજી કેવો રમતિયાળ, કેવો વાચાળ ને કેવો તોફાની હતો! અરે એક દિવસ......

'બાપુજી! બાપુજી!' સૂતેલાનો અવાજ સંભળાયો. 'મને સમજતા નથી, મને સમજશે નહિ. એમનું માનું તો સોરઠ મને શાપ દેશે ને એ આશિષ આપશે—હું જીવતો રહીશ અને મરી

જઈશ. એમનું ન માનું તો એ મને શાપ દેશે, મારું સત્યાનાશ નીકળશે! હું મરી જઈશ, પણ મરીને જીવીશ! મા! મા! મા!'

અને ઊંઘમાં પડેલા માણસની આંખો જાણે જોતી હોય એમ અમરજીની આંખો આગના અંગારા જેવી ચળકતી માતાજીની તસવીર સામે તાકી રહી.

રાતદિવસનાં જાતજાતનાં નાનાં અને મોટાં ધિંગાણાંઓમાં મોખરે ઘૂમનાર અમરજીને આજ સુધીમાં કોઈ દિવસ એક પણ જખમ થયો ન હતો; અને લોકવાયકા તો એવી હતી કે એના ઉપર ગિરનારી અંબામાતાના ચારે હાથ છે, ને એને માતાનાં રામરખવાળાં છે.

ભોળા દિલના ગોર મહારાજને મનમાં સવાલ થયો, શું એ લોકવાયકા સાચી તો નહિ હોય?

'જમાદાર સાલમીન! ચાહે સો આદમી દરમિયાન હો; ચંદનને મારી સામે મરેલી કે જીવતી હાજર કરો!'

સૂનારના ચિત્તને—સૂતેલા શરીરના હજાર વ્યાધિ કરતા જાગતા ચિત્તને કાં તો થાક લાગ્યો ને કાં તો આખરે જંપ વળ્યો. પણ અમરજી દીવાન આખરે પડખું ફરીને સૂતેલો રહ્યો.

એક ઘડી, બે ઘડી વીતી પણ એ પડેલો જ રહ્યો. ને ધીમે ધીમે એના ચહેરાની રેખાની કઠોરતા—એના શરીરની પણ—પીગળવા લાગી.

હળવે પગે ખુશાલબાઈ આગળ આવી, ને એના ચહેરા ઉપર આછો પ્રકાશ પડ્યો. ગોર મહારાજને લાગ્યું કે જિંદગીમાં એ પહેલી જ વાર એક સંતપ્ત નારીના ચહેરાનું પુણ્યદર્શન કરે છે. ભૂતકાળમાં એણે કદી એવું દર્શન કર્યું ન હતું; ભવિષ્યમાં પણ ફરી વાર એવું દર્શન એ નહિ કરે. ગોર મહારાજના હૃદયમાંથી એક દીર્ઘ નિશ્વાસ

નીકળી ગયો ને એની આંખો કેવળ ખુશાલબાઈને જોઈ રહી.

ખુશાલબાઈએ પોતાના પતિના માથા ઉપર હાથ ફેરવ્યો; એનાં અસ્તવ્યસ્ત થયેલાં ઓઢવાનાં ઠીક કર્યાં.

પોતે અનાયાસે શું કરી રહી હતી એનો જાણે એકાએક ખ્યાલ આવતો હોય એમ એણે જરા ચમકેલી નજરે મોર મહારાજ સામે જોયું. એણે મોર મહારાજની આંખો પોતાના ઉપર ઠરેલી જોઈ, ને લોકવ્યવહારની ઉપરવટ અનધિકાર અમર્યાદ છૂટ લીધાની શરમથી એનું માથું નીચે ઢળ્યું.

ખુશાલબાઈ ઓરડામાંથી બહાર નીકળી ગઈ ને મોર મહારાજ એની પાછળ ચાલ્યો.

ઓરડાથી થોડે દૂર પરસાળમાં એક ખાટ હતી. બહાર જઈ એ ખાટના એક સળિયાને ઝાલીને અને એક પગ ખાટના કઠેરા સાથે ટેકવીને ખુશાલબાઈએ મોર મહારાજ સામે જોયું: 'મોટા ભાઈ! તમે વડીલ ને હું તો તમારું નાનું છોરુ. તમે જેઠ ને હું તમારા નાના ભાઈની વહુ. મારાથી તમારી આડે ન ઊતરાય; મારાથી તમારી સાથે ન બોલાય; મારાથી તમારી સામે આંખ ન મંડાય; મારાથી મારો ચહેરો તમને ન બતાવાય. પણ કોઈક દિવસ જેઠને મોટા ભાઈ બનાવવા પડે છે; કોઈક દિવસ નાનેરી વહુવારુને નાની બહેન થવું પડે છે. આજ મારે માથે એ પીડા છે.'

મોર મહારાજ ખુશાલબાઈ સામે તાકી રહ્યો. જાણે નવી સાંપડેલી બહેનનો ચહેરો એ પહેલી વાર ને છેલ્લી વાર ધરાયા વગર આંખોવતી પીતો જ રહ્યો.

'મોટા ભાઈ! તમે તો માત્ર આજે જ થોડુંક જ નજરે જોયું. પણ મારું તો રોજનું પરણેતર જીવન છે. સૂતાં ને જાગતાં, ઊંઘતાં ને સ્વપ્નામાં એમના રોમરોમમાં જાણે અગન જલે છે. ખાનાં

ખાતાં યે ડોળિયા એમના હાથમાં રહી જાય છે. એક જ જંખના! એ એનો જીવ છે; એ એનું ગાંડપણ છે; એ એનો નશો છે. બીજી કોઈ વાત એમને નથી. એના હાથ લાંબા છે; એની ફાળ લાંબી છે; એની ચોટ કાતિલ છે. પણ સસરાજી પાસે, તમારી પાસે એ બધું પાછું પડશે. સસરાજીને મેં વીનવી જોયું કે તમે બાપ ઊઠીને જો છોકરાના કામમાં વિઘ્ન નાખશો તો છોકરો બાપને શું કરવાનો હતો? છોકરો ગાંડો થઈ જશે. સસરાજી કહે કે કાં તો એ પિતૃ-હત્યારો બને ને કાં તો ગાંડો બને. જેટલો સાફ એને એનો રસ્તો દેખાય છે, એટલો સાફ મને મારો રાહ દેખાય છે. એટલે મોટા ભાઈ! લોકલાજ ઊંચી મૂકીને, નેત્રનાં પાણી મોભે ચડાવીને અને બેમરજાદીનો દોષ વહોરીને પણ હું તમારી નાની બહેન બનીને તમારી પાસે માગું છું.'

'શું બેન, મારી પાસે શું છે તને આપવાનું?'

'મોટા ભાઈ! તમારી પાસેથી હું મારા પતિની સલામતી શાંતિની ભિક્ષા માગું છું.'

# પ્રકરણ પંદરમું

## જમાદાર સાલમીનનાં ઘોડાં જે ધરતી ઉપર દોડે છે

વિક્રમની અઢારમી સદીનો સૂર્ય કાઠિયાવાડ અને ગુજરાતના આકાશ ઉપર ઊગ્યો ત્યારે એણે એવું તો કારમું દૃશ્ય જોયું કે શરમનો માર્યો એ સંતાઈ ગયો, અને ગુજરાત ઉપર કારમો અંધકાર છાયો.

જે ભૂમિ ઉપર શ્રીકૃષ્ણ અને સુદામા, રાણકદેવી અને રાંખેંગાર, લવણપ્રસાદ અને વસ્તુપાળ, અહમદશાહ અને મુજફ્ફરશાહ જીવ્યા અને ખેલ્યા હતા, એ ભૂમિ ઉપર ગોરધન રાઠોડ અને અભેસિંહ ભંડારી, લોમા ખુમાણ, રંગોજી અને મોમીનખાન, ગજસિંહ અને ખંડોજીનાં લૂંટારુ ઘોડાં ઘૂમતાં હતાં.

જે પાક ભૂમિ ઉપર સંતો અને મહંતોએ પ્રેમશૌર્યની અજબ અહાલેક જગાવી હતી, જે પાક ભૂમિ ઉપર નરસી મહેતા ને ફકીર જમિયલ શાહ, પીપા ભગત અને સીતારાણીની કરતાલો ને ખંજરીઓ બજી હતી, તે ભૂમિ ઉપર અત્યારે બલૂચ, સીદી, ખાંટ, કોળી ને કાઠીનાં ડાકલાં બજતાં હતાં.

ગામડેગામડે લૂંટ હતી. ગામેગામની સીમમાં આગ હતી. ગામેગામના પાદરમાં લૂંટારુ ઘોડાં ખેતર ભેળતાં હતાં.

સ્ત્રીઓ ઉપર બળાત્કાર ગુજારીને લૂંટારા પૈસાની ભાળ મેળવતા. પુરુષોને મોઢે તોબરા બાંધીને લૂંટારા દાટચાં ધન ખોદતા

હતા. બાવાઓ પણ લૂંટ કરતા ને સાધુઓ પણ લૂંટ કરતા; પરદેશીઓ પણ લૂંટ કરતા ને દેશીઓ પણ લૂંટ કરતા; સિપાઈઓ પણ લૂંટ કરતા ને સરદારો પણ લૂંટ કરતા; રાજાઓ પણ લૂંટ કરતા ને અમલદારો પણ લૂંટ કરતા.

ગામડેગામડે લૂંટ હતી; ગામડેગામડે લડાઈ હતી; ગામડેગામડે આગ હતી; ગામડેગામડે અત્યાચાર ને અનાચાર હતો.

અને એ બધા ઉપર મોડ ચડાવતી મરાઠાની ચોથ-ચડાઈઓ હતી! જેટલા મરાઠા સરદાર એટલી ચોથ-ચડાઈઓ. ને ચોથ-ચડાઈખોરો ચોથ ઉઘરાવવા ઉપરાંત મુકરર રકમ લઈને રાજ્ય રાજ્ય વચ્ચેના ભાડૂતી કજિયા પણ લડી આપતા.

આ અરસામાં કાઠિયાવાડની ધરતી ઉપર ભાડૂતી સિપાઈઓનાં ટોળાં પણ દેખાવા માંડ્યાં.

બંગાળામાં કંપની સરકાર આવી. અયોધ્યામાં કંપની સરકારે પગ પેસાર્યો. પંજાબમાં કુલિકયન રિયાસતોનો મજિયારો વહીવટ આવ્યો. મધ્યહિન્દમાં સિંધિયા ને હોળકરે જોરાવર જમાવટ કરી. દક્ષિણમાં મ્હૈસૂરમાં હૈદરઅલીએ ને હૈદ્રાબાદમાં નિઝામે આગવા વહીવટ સ્થાપ્યા.

આ બધા વ્યવસ્થિત થતા પ્રદેશમાંથી જેમ જેમ કજિયા ભુંસાતા ગયા તેમ તેમ તે કજિયાના કજિયાદલાલોએ કાઠિયાવાડમાં આશરા લીધા. બંગાળા, અયોધ્યા, મ્હૈસૂર, ઈન્દોર, ગ્વાલિયર, હૈદ્રાબાદ, પૂનામાંથી ધકેલાતા ભાડૂતી પરદેશી સિપાઈઓનાં ટોળાં કાઠિયાવાડ ઉપર ઊતર્યાં. ચોરી, લૂંટ, બળાત્કાર કરતા કરતા તેઓ ગામગામના પાદરમાં ગામઝાંપાને જોખમે ને ખરચે પડાવ નાખતા, ને રાજરજવાડાને પોતાની ચાકરી આપવાની માગણી કરતા હતા.

સીદીઓ, મકરાણીઓ ને અફઘાનોનાં ધાડાં આવ્યાં. સિંધી-

ઓનો જમેલો આવ્યો. કોળીઓ ને ભીલોનાં કટકો આવ્યાં. બહાર-વટિયાનાં ધાડાં ને ચાંચિયાઓના બગલા આવ્યા.

સીમો સળગી ગઈ ને કોઈએ બુઝાવી નહિ. ગામડાંઓ ભાંગી ગયાં ને કોઈએ વસાવ્યાં નહિ. વેપારીઓએ દૂર દેશની દરિયા-વાટો પકડી ને કોઈએ એમને વાર્યાં નહિ. સાંસારિક, વ્યાવહારિક, સાંસ્કારિક સંયમનિયમના સમજદારોએ મુંબઈ, નગરઠઠ્ઠા, કલકત્તા, પેશાવર, કાશ્મીર ને મલબારની વાટ પકડી ને કોઈએ એમને ના કહી નહિ.

ખેતી કોઈ કરતું નહિ એટલે અનાજની તંગી પડી. વેપાર કોઈ કરતું નહિ એટલે શરાફતની તંગી પડી. ધંધોરોજગાર જેવું કંઈ હતું નહિ એટલે આમદાની જેવું કાંઈ હતું નહિ. ધનવાન, બુદ્ધિમાન, વિદ્યાવાન લોકો બિસ્તરા બગલમાં ઉઠાવીને ચાલી નીકળ્યા હતા એટલે સખાવતનો ય સહારો રહ્યો નહિ. દેશમાં ધનહીન, સાધનહીન, શક્તિહીન માણસો માત્ર રહ્યાં, કેમકે એમને ક્યાં ય જવાની જોગવાઈ ન હતી. ભાંગતી મોગલાઈ ને બેસતી મરાઠા-શાહીનાં ધાડાં ગામડેગામડે નાણાં ઉઘરાવવા નીકળી પડ્યાં ને ગામ-ડામાં નાણું તો હતું નહિ.

શિયાળિયાં, ગીધડાં એટલું બધું ખાઈ ગયાં હતાં કે વાઘ ને ચિત્તા માટે કાંઈ શિકાર જેવું રહ્યું ન હતું!

એ ભયાનક કાળની, કાઠિયાવાડનાં એ સો વર્ષની, સંહારના એ નશાની, સંગ્રામના શોખની ઇતિહાસગાથા જ્યારે લખાશે ત્યારે એની ભીતરમાંથી અનેક જાતભાતની ભયંકરતાઓ ખદબદતી, ઊભરાતી બહાર નીકળશે. કલ્પના થરથરી જાય, બુદ્ધિ ભમી જાય, હૃદય બેભાન બની જાય, લોહી થીજી જાય એવી ત્રાસકથાઓ—એવી વિપદવેદનાઓ વાંચવા મળશે.

જેણે ગિરનારનું સત ભૂંસી નાખ્યું છે, ઉજ્જ્વલ ઇતિહાસની પગદંડી નાશ કરી છે, અનોખી સંસ્કારસૃષ્ટિનો વિનાશ કર્યો છે, કાઠિયાવાડીના જીવનકાવ્યને બરબાદ કર્યું છે, દેશના કલેવર ઉપર આજથી હજાર વર્ષ પછી પણ નહિ ભૂંસાય એવાં લીસજામાં ઉપસાવ્યાં છે—એવાં એ સો વર્ષની તાંડવનૃત્યની ભયંકરતાઓ તો કોણ ક્યારે ભૂલશે?

પણ એ સર્વ ભયંકરતાઓમાં સર્વવિશેષ ભયંકરતા હતી નમાયાં, નબાપાં, નધણિયાતાં બાળકોની. સો વર્ષના એ સંહારગાળાના ધૂમકેતુની પૂંછડીને નજરે જોનારા ઇતિહાસનવેશોને જ એ બાળકોનાં વીતકો એમની જ જબાનમાં કહેવા દઈએ :—

"અને હવે આ હતભાગી પ્રાંત અરાજકતાના અગાધ દરિયા નીચે જાણે સાવેસાવ ડૂબી ગયો. એ અરાજકતાની પાછળ નવરચનાની કોઈ આશા ન હતી. માણસાઈનો કોઈ અંશ ન હતો; શૌર્ય કે શાહદતનો કોઈ તણખો પણ ન હતો. આ કારમા તુફાનમાંથી આ પ્રાંતને ઉગારી શકે એવા કેવળ બે પુરુષો હતા : એક તો જૂનાગઢનો શેરખાન બાબી ને બીજો કચ્છનો દીવાન દેવચંદ. પરંતુ એ બંનેને એમના સાથીદારોએ ને એમના માલિકોએ દગો દીધો. શેરખાન બાબી બાલહત્યે અવસાન પામ્યો; ને ખુદ એના જ માલિક કચ્છના રાવે ખૂનીના હાથમાં મૂકેલી છૂરીથી દીવાન દેવચંદનું ખૂન થયું. સેંકડો માણસો ટંટાફિસાદ ને ધિંગાણામાં મરી ગયાં. ને હજારો માણસો ભૂખમરો, બળાત્કાર, અત્યાચાર, દુકાળ, તંગી ને લૂંટબાજીમાં મરી ગયાં. પ્રામાણિક મહેનત કરતાં લૂંટની આમદાની ઉપર જીવવાનું સહેલું બન્યું. સળગતાં ઘરોને બદલે ભાઈભાઈના કજિયામાં મરી જવું સહેલું બન્યું. રક્ષણ વગરનાં બાળકો અત્યાચારથી અવસાન પામ્યાં ને ઘરબાર વગરનાં, માબાપ વગરનાં બનેલાં

છોકરાંઓ ચીંથરેહાલ હાલતમાં વનવગડામાં રઝળવા લાગ્યાં."—
લેફ. કર્નલ રેઇકીન.

"એ દૃશ્ય હું કદી યે મારી જિંદગીમાં નહિ ભૂલું. ભાતભાતની ઉંમરનાં સેંકડો બાળકો એક ગામથી બીજે ગામ ભમતાં હતાં, અને એમની ભાળ લેવાને માટે કોઈને કાંઈ પડી હતી નહિ. ભૂખે મરતાં હતાં એટલે તેઓ ભીખ માગતાં, ચોરી પણ કરતાં, નાના નાના ગુનાઓ પણ કરતાં. એઓ માગતાં હતાં કેવળ રોટી અને આપનારા આપતા પણ હતા—કેવળ પથરા! એમને જંગલી ઉપદ્રવ જેવાં લેખવામાં આવતાં. એક ગામથી બીજે ગામ એમને ભૂખ્યાં-તરસ્યાં મારીમારીને કાઢી મૂકવામાં આવતાં. વનવગડામાં એ સૂતાં. ઊંડાં દટાયેલાં મૂળિયાં મળી આવવાની આશાએ એઓ ઉજ્જડ બનેલી જમીન ખોદતાં, અનાજની રાખ પણ મળે એ આશાએ સળગાવી મૂકવામાં આવેલાં ઝૂંપડાંઓ તેઓ ચૂંથતાં. એઓ રઝળતાં રઝળતાં ક્યાંક પણ વસ્તીવાળા ભાગમાં પહોંચતાં તો ત્યાંથી એમને ગાળો આપીને માર મારીને હાંકી કાઢવામાં આવતાં, ને એમની પાછળ વરુઓ ને શિયાળિયાં પડતાં. ને લાલચુ ગીધો એમને માથે આકાશમાં ઊડતાં! નહિ, એ દેખાવને હું કદી યે વીસરીશ નહિ."
—ડૉ. બર્ન્સ.

"મારા અંતરનો હું એકરાર કરું છું. એ એકરાર અહીં જેમ અડગ છે તેમ હરકોઈ બીજા સ્થળે પણ અડગ રહેશે એવી મારી આત્મશ્રદ્ધા છે. આકાશમાં ઈશ્વર છે ને એ જ પરમ પવિત્ર પિતા મારો સાક્ષી છે કે લડાઈ—કોઈ પણ લડાઈ—માં ખરાબીની સાથે જરાતરા પણ આબાદી સમાઈ છે, એમ હવે હું માનીશ નહિ. લડાઈખોરી એ સર્વાંગ શાપ છે. જે લડાઈ કરે છે એને એ શાપ સમાન છે ને જે લડાઈ સહન કરે છે એના ઉપર એ વધારે શાપ-

સમાન છે. ઈશ્વરે તજી દીધેલા આ હતભાગી પ્રદેશની પ્રજાની એક આખી પેઢીએ પોતાના વડીલોની બેવકૂફી, દુષ્ટતા અને લૂંટબાજીની ભયંકરમાં ભયંકર કિંમત ચૂકવી છે. સેંકડો ને હજારો સિપાઈઓની જ્યાં કતલ થઈ છે એ લડાઈઓનાં મેદાનોમાંથી, સળગતાં ગામડાંઓમાંથી, ભસ્મીભૂત બનેલાં ખેતરોમાંથી, લૂંટખોરીમાંથી, ભૂખમરા અને તંગીમાંથી, એક અણુતગ અને આશાહીણો પ્રવાહ પેદા થયો. માબાપ વગરનાં બનેલાં, ઘરબાર વગરનાં, સગાંસંબંધી વગરનાં, લૂંટાયેલાંઓનાં છોકરાંઓનો એ અખૂટ અને અતાગ પ્રવાહ સેંકડો ને હજારો નાનાં મોટાં છોકરાંઓનો બનેલો હતો. કોઈ એમને સંઘરતું ન હતું; કોઈ એમને અન્ન આપતું ન હતું. માર ખાતાં ખાતાં તેઓ એક ગામથી બીજે ગામ ભાગતાં હતાં. એમાંથી કેટલાં યે અધવચ મરી જતાં હતાં, કેટલાંયને જંગલી જનાવરો ફાડી ખાતાં. એ છોકરાંઓ તો ભૂલી ગયાં દેખાતાં કે એમનો જન્મ એક બાપ અને એક મા થકી થયો છે. થાકેલા પગે, ભાંગેલા મને, તૂટેલા શરીરે ખોરાકની ભીખ માગતાં ભટકતાં હતાં, ને એમનાં ટોળાં ઉપર ઈશ્વરના જાણે સજીવ બનેલા શાપ સમાન માખીઓનું વાદળું ઝેરી તરસથી ગણગણતું હતું. અર્થહીન, દયાહીન યુદ્ધખોરીની આ પેદાશની સામે ભયંકરમાં ભયંકર ઓથારો પણ સાવ સાદા જ લાગે."

આવી ભૂમિ ઉપર, આવી બરબાદ બનેલી ભૂમિ ઉપર જમાદાર સાલમીન પોતાના રસાલા સાથે દોડતો આવતો હતો; ને પોતાના બક્ષીનું ફરમાન અક્ષરશઃ અદા કરવા સિવાય બીજા કોઈ વિચારો જમાદારને આવતા ન હતા.

એના જુવાન સરદાર અમરજીની આજ્ઞાના જાણે ભણકારા હજી પણ એના કાનમાં વાગતા હતાઃ 'જમાદાર સલામીન! તમારા

માર્ગમાં ચાહે તે કોઈ દખલગીરી કરે, એનો હિસાબ તાબડતોબ પતાવી લેજો. ચંદનને જીવતી કે મરેલી પણ મારી સામે હાજર કરો.'

જમાદારને આ વાત સમજાતી ન હતી. પણ એનું કામ હુકમનો અમલ કરવાનું હતું; એ હુકમની ચર્ચા કરવાનું ન હતું.

અને જમાદાર સાલમીન અને એના શીબંદી સાથીઓ આગળ ને આગળ ઘોડાં દોડાવતા નીકળ્યા.

એમની ઊડતી ખેપટથી આકાશમાં જાણે ધૂળનો ઘુમ્મટ રચાયો.

# પ્રકરણ સોળમું

## ભુલાએલા મહામાર્ગ ઉપર ભુલાએલો મહાપુરુષ ચાલે છે

ગોર મહારાજ જૂનાગઢની બહાર નીકળ્યો. નીકળીને એ ચાલવા માંડ્યો. પોતે ક્યાં જવું જોઈએ તે એ જાણતો ન હતો; પોતે ક્યાં જઈ રહ્યો છે તે પણ એ જાણતો ન હતો. એ જતો હતો એટલું એ જાણતો હતો.

જેના મગજમાં આજપૂર્વે દાળ કે દૂધપાક સિવાય બીજું કાંઈ ઊઠ્યું ન હતું, એવા ગોર મહારાજના મગજમાં અત્યારે તરંગો ઊઠળી રહ્યા હતા. પોતાને તત્કાળ કરવાની રસોઈ સિવાયના બીજા કોઈ પણ વિચારો પોતાના મગજમાં ખદબદે એ અનુભવ ગોર મહારાજને માટે જિંદગીમાં પહેલો જ હતો. પોતે જેનો તત્કાળ નિવેડો ન લાવી શકે એવી વાતો એના મગજમાં ઘર કરીને રહે ને પગ પહોળા કરે એ અનુભવ પણ ગોર મહારાજને માટે નવો હતો. રસોઈ સિવાયના કોઈ કામ માટે આજ પહેલાં કુટુંબમાંથી એને કોઈએ કાંઈ કહ્યું ન હતું. ને આજ એના પિતાએ એને ફરમાન કર્યું; એની ભાભીએ એને વિનંતી કરી.

એના એક કાનમાં ભણકારા વાગતા હતા એના પિતાની છેલ્લી આજ્ઞાના: 'ચંદનનો મને પત્તો મેળવી આપ; એના કુશળક્ષેમના વાવડ લાવી આપ.' ને એના બીજા કાનમાં ભણકારા વાગતા હતા

એની જુવાન ભાભી ખુશાલભાઈના બોલતા: 'કોઈક વાર એવી વેળા આવે છે કુટુંબમાં, જ્યારે જેઠ એ મોટા ભાઈ બને છે, ને નાના ભાઈની વહુ બહેન બને છે. એવી વેળા આજે આપણા કુટુંબમાં આવી છે. એટલે વીનવું છું, મોટા ભાઈ! નાની બહેન થઈને, ખોળો પાથરીને કે મને મારા પતિની શાંતિ અને સલામતીની ભિક્ષા આપો.'

એટલે શું ભલા? એટલે...એટલે...ચંદનની ભાળ ન જ લાવવી એમ જ ને? કે બીજું કાંઈ?

શા માટે ભલા, ભાઈ અને પિતાની વચ્ચે સંઘર્ષણ ઊભું થયું હતું? કોને કારણે ભલા, ભાભીને નાતની મર્યાદાનો, કુલની લજ્જાનો ત્યાગ કરીને માથેથી પાલવ દૂર હટાવવો પડ્યો હતો?

ચંદનને કારણે! એક ચંદનને કારણે કેટલા કેટલા માણસો કેવાં કેવાં ન કરવા જોગ કામો કરી રહ્યાં હતાં?

અમરજીને ઊંઘ નહોતી આવતી; તેનાં પિતાને આરામ નહોતો આવતો; એને કારણે જટો ગુમ થયો હતો, ને એનો કોઈ પતો નહોતો; એને જ કારણે પ્રભાશંકર વસાવડા જેવા નાગરબચ્ચાએ સેંકડો વર્ષની માલિક તરફની વફાદારીના એકધારા ઇતિહાસમાં બેવફાઈનું મહાપાપ વહોર્યું હતું.

કોણ હતી આ ચંદન? કેવીક હતી આ ચંદન?

મોર મહારાજે એની આખી યે જિંદગીમાં કદી કોઈ નારીનો વિચાર સરખો પણ કર્યો ન હતો, અને અત્યારે વણપ્રીછ્યા માર્ગે જતાં જતાં એને ચંદન સિવાય બીજા વિચારો આવતા ન હતા!

જેની કબજેદારી માટે એક જોરાવર રિયાસતનો દીવાન અજંપો વેઠી રહ્યો હતો, જેની વિસ્મૃતિ માટે એક ખાનદાન કુટુંબની ખૂબસૂરત બાઈ કુલમર્યાદાનો વ્યતિક્રમ કરી રહી હતી, જેની સલામતી માટે છેક કાશીના ઝાંપા સુધી મશહૂર બનેલો કુંવરજી પંડ્યા જેવો

વેદપાઠી ઉદ્વેગ સેવતો હતો, જેની રક્ષા માટે એક જોરાવર સેનાનો પ્રભાશંકર વસાવડા જેવો જબરજસ્ત સરદાર પોતાના શપથને-પોતાની નોકરીને બેવફા બનતો હતો, અને જેની હિસાયતને માટે જટારામ જેવો નવલોહિયો જુવાન જ્યોત ઉપર જેમ પતંગ ઝંપલાવે એમ સર્વતોમુખ વૈમનસ્યની આગમાં ઓરાતો હતો—આટલું બધું જે એક છોકરીએ કર્યું એ છોકરી કેવી હશે?

ને સાંભળ્યું હતું પાકે પાયે, ખુદ એના પિતા કહેતા હતા, એનો ભાઈ કહેતો હતો કે વડોદરાનો વંકો સૂબો પણ આ જ છોકરીને પોતાની હવાલાતમાં રાખવા માગતો હતો!

બે બે રિસાયતના શિરતાજ ધૂણી ઊઠે: બે બે લશ્કરી સરદારો પૂરપાટ ઘોડાં દોડાવે: એ છોકરી કેવી હશે?

સોળ વર્ષની એની કાયા હશે! સ્વયંવરમાં ઊભેલી દ્રૌપદી જેવી એ જાજરમાન હશે કે વનવાસ જવા માટેનાં વલ્કલ પહેરતી સીતા જેવી એ સૌમ્ય હશે? પાપી પતિની પુણ્યશાલિની પત્ની ભાનુમતી જેવી સાત્ત્વિક હશે કે વીર પતિની તજાયેલી પત્ની ઊર્મિલા જેવી સત્ત્વશીલ હશે? દેશને માટે ફના થનાર કુમારી કૃષ્ણા જેવી એ દેશમાની હશે કે પોતાને માટે દેશને ફના કરનાર સંયુક્તા સમી એ અપમાની હશે?

જેની કલ્પના આજ પૂર્વે કદી યે રસોડાના ઉંબર બહાર સંચરી સરખી યે નહોતી, એની કલ્પના આજ પાંખો કરીને હજારો વર્ષના વિશાળ પટ ઉપર ઊડી રહી. સોળ સોળ વર્ષની સુંદરીઓ—સતી દ્રૌપદી અને સતી સીતા, સતી ભાનુમતી ને સતી ઊર્મિલા, કુમારી કૃષ્ણા અને સતી સંયુક્તા: સોળ વર્ષની ઉંમરે તો ઇતિહાસના તખ્તા ઉપર યુગમૂર્તિ સમી બનીને ઊભી રહી, ને એના એકએક બોલમાંથી એક એક સો વર્ષના ઇતિહાસના લેખ લખાયા.

એ બધી યે સુંદર હતી. ને વ્યાસ અને વાલ્મિકી, ઇસર અને ચંદ બારોટ જેવા મહાકવિઓ એ સૌંદર્યસામ્રાજ્ઞીઓનાં ગુણગાન પાછળ ગાંડા બન્યા હતા. સેંકડો વર્ષના કાંટાના ઇતિહાસકેડામાં જાણે પૂર્ણિમાના પ્રભાતના ઝાકળથી નિખારાયેલા ગુલાબના ફૂલના ગંજ પડ્યા હોય!

સોળ વર્ષની એ સુંદરીઓમાંથી કોનો કેટલો રૂપરાશિ આ ચંદનમાં હશે? દ્રૌપદીનું વર્ણન કરીને છેવટે વ્યાસમુનિએ લખ્યું છેઃ 'સર્વ અંગોને મેં વર્ણવ્યાં છે, પરંતુ એની આંખના તેજને ઝીલનારા શબ્દો મને મળતા નથીઃ' વાલ્મિકીને અન્ય સર્વ સૂઝે છે; કેવળ સીતાની મુદ્રાને મૂર્ત કરનારા શબ્દો નથી સૂઝતા. ભાનુમતીનું પ્રત્યક્ષ સ્વાસ્થ્ય કે ઊર્મિલાની પરોક્ષ પ્રભા કવિઓની કવિતામાં સમાતી નથી. કૃષ્ણાનું જિગર અને સંયુક્તાના દિલની અગન 'પરમેસરા શા ઇસરા' કે 'બરદાયી' ચંદથી પણ ઝિલાઈ નથી.

શું ચંદન પણ એવી હશે? કોના જેવી હશે? કેવી હશે?

મોર મહારાજના ચિત્ત ઉપર ચંદન એવી તો સવાર થઈને બેઠી કે પોતે ક્યાં જઈ રહ્યો છે એનું ભાન પણ આ ભગવાનના ઘરના માણસને રહ્યું નહિ.

ચોપાસ લીલી ઝાડી ફેલાતી હતી. ચોપાસ સેજળ જળનાં ઝરણાં વહી જતાં હતાં. મોર મહારાજ ચાલ્યો જતો હતોઃ ક્યાં જવું એની એને ગમ ન હતી. ને જે માર્ગે એ જઈ રહ્યો હતો એ માર્ગ ભલે ચંદનની નજીક એને લઈ જતો ન હોય તો ય કુંવરજી પંડ્યા, અમરજી દીવાન કે ખુશાલબાઈથી તો એને દૂર લઈ જતો તો હતો જ.

એ માર્ગ રળિયામણો યે હતો. એકલવાયો યે હતોઃ ને એ

બસ એ માર્ગે એ જતો હતો. બીજું કાંઈ એ જાણતો ન હતો.

મોર મહારાજને ખ્યાલ સરખો યે નહિ હોય કે જે માર્ગે એ વહી રહ્યો હતો એ માર્ગ તો ભવિષ્યમાં મહામાર્ગ તરીકે લેખાવાને પાત્ર હતો. એને ખબર પણ ન હતી કે જેમ અત્યારે એને એ માર્ગની કાંઈ ગમ નહોતી તેમ ભવિષ્યમાં ઇતિહાસકારો પણ એ માર્ગને ભૂલી જવાના હતા.

ને મોર મહારાજને ખબર ન હતી કે એ ભુલાયેલા માર્ગની મજલને અંતે એને એક મહાન મંત્ર સાંપડવાનો હતો. મહાપુરુષોની વચમાં એ મંત્ર એને સંતજન તરીકે ખડો કરવાનો હતો.

પાકશાસ્ત્રપ્રવીણ આ માણસને એટલો યે ખ્યાલ ક્યાંથી હોય કે એના બુલંદ બખ્તિયાર ભાઈ ને કે એના હઠયોગી પિતાને કે બીજા મદઝરતા સામયિક માંધાતાને શક્ય નહોતું બન્યું, એ પોતાના જેવા અલગારી માણસને હાથે સાધ્ય બનશે. એ સર્વથી અજાણ, આ ભુલાયેલા મહામાર્ગનો ભુલાયેલો મહાપુરુષ ચાલ્યો જતો હતો.

વહેતા વહેળાનાં પાણી પીતો, જંગલનાં ઝાડ નીચે પથ્થરનાં ઓશીકાં કરીને સૂતો, દિવસે પંખીઓના કલરવ ને રાત્રે શિયાળ-વરુની લાળી સાંભળતો માંગરોળનો બ્રાહ્મણ ત્રણચાર દિવસ આમ ચાલ્યો, ને એક દિવસે સવારના એણે કાંઈક વિચિત્ર અવાજ સાંભળ્યા. પિત્તળની થાળીમાં કાંકરા ખખડતા હોય એવો એ અવાજ હતો. એ અવાજની વચમાં ચીસો હતી, રાડો હતી. મોર મહારાજને લાગ્યું કે બે માણસો સામસામા લડી રહ્યા છે.

મોર મહારાજ ઉતાવળે ચાલ્યો. થોડે દૂર જંગલની ઝાડીની વચમાં થોડી ખુલ્લી જગ્યા આવી. ને એ ખુલ્લી જગ્યામાં બે માણસો સામસામા લડી રહ્યા હતા. એઓ વાઘની તરસથી લડતા હતા,

વરુની જેમ ઘૂરકતા હતા, આખલાની જેમ બાથે ભરાતા હતા. એમનાં અંગો પરસેવે રેબઝેબ થઈ ગયાં હતાં. એમાંથી એક ઊંચો ને પાતળો હતો; બીજો ઠીંગણો ને દૂબળો લાગતો હતો. પરંતુ એમ છતાં એમાંથી કોઈ મચક આપતું ન હતું. ને એમાંથી એક પણ જ્યારે પણ પડે ત્યારે બીજો એ પડેલાનો જાન લેશે એની જોનારને જરા પણ શંકા રહે નહિ એટલા ખુન્નસથી એ બે લડતા હતા.

તેઓ એકબીજાને લાતો મારતા હતા ને બટકાં ભરતા હતા; એકબીજાના વાળ ખેંચતા હતા ને માથાં મારતા હતા. ને એમના પ્રયાસપૂર્ણ ને સૂસવતા દીર્ઘ શ્વાસની વચમાં અચાનક ઘાની તીવ્રતા સૂચવતી ચીસો ઊઠતી હતી. એમનાં કપડાં ફાટીતૂટી ગયાં હતાં; એમનાં અંગ અનેક જગ્યાએ ઉઘાડાં બન્યાં હતાં; એમના ચહેરા ઉપર ને વાળમાં લોહીના રેલા નીંગળતા હતા. કોઈ ભારે અન્યાયના ખુન્નસથી ઉશ્કેરાયેલા તેઓ જીવને સાટે લડતા હતા, ને એમાં જીવ ખોવા કે જીવ લેવા માગતા હતા.

મોર મહારાજ માંગરોળનો બ્રાહ્મણ; ઘીદૂધ ને ગોળનાં એનાં હાડ. મોર મહારાજને માટે એક લોકવાયકા હતી કે એક વખત જન્માષ્ટમીને દિવસે એક કણબીને અને મોર મહારાજને તાકાતની સરસાઈની હોડ થઈ. કણબીએ એકલે હાથે કૂવામાંથી બે બળદનો કોસ ખેંચી લીધો; ને મોર મહારાજ કણબીના ફળિયામાં પડેલું ભારોટિયાનું ગાડું ખભા ઉપર ઉપાડીને ગામ બહાર મૂકી આવ્યો!

એટલે કેવળ બે માણસોનો ઝઘડો પતાવવામાં મોર મહારાજને ખાસ તકલીફ ન હતી. માખી ઉડાડતો હોય એમ એણે એ બન્ને લડનારને જુદા પાડ્યા ને જુદા રાખ્યા.

'માળા મૂરખાઓ! આમ વનવગડામાં તે વળી આખલાની જેમ લડાતું હશે? અહીં છોડાવવા કોણ તમારો બાપ આવવાનો હતો?

આ તો વળી પાડ માનો ઈશ્વરનો કે હું આ રસ્તેથી નીકળ્યો…'

'કોણ…કોણ…મોર મહારાજ?' એમાંથી જે ઠીંગણો વઢનારો હતો એ બોલ્યો.

'હા, હું મોર. પણ તું કોણ?'

'મને ન ઓળખ્યો? હું જટો.'

'જટો?…જટો કોણ?'

'કેમ? સંપતરામનો જટારામ!'

'કોણ, તું જટો? તે આમ વગડામાં કમોતનો મરવા સારુ કોની સાથે બાઝે છે?'

એના મોઢા ઉપર લોહીના ડાઘા હતા; એની એક આંખ લીલ-જામાથી સૂઝી ગઈ હતી, પરંતુ એની બીજી આંખમાં ભયંકર તેજ ઝબક્યું: 'મોરભાઈ! એ વિશ્વાસઘાતી છે, દ્રોહી છે, ચોર છે, નીચ છે, દુષ્ટ છે, શયતાન છે. ને એનો હું જાન લઈને લોહી પીને જંપીશ.'

મોર મહારાજની નજર ચૂકવીને જટો રાક્ષસના જોરથી પોતાના હરીફ સામે દોડ્યો. મોર મહારાજે પાછળ એક ડાંફ ભરીને જટાને ગળામાંથી ઝાલીને ઊંચો કર્યો.

'હવે બેસ ને, વઢવાવાળો જોયો ન હોય તો પાછો! મારવા કરતાં તારે તો મરવાનો મામલો મને લાગે છે!'

ભોંય પર ફેંકાયલો બીજો હરીફ ધીમેથી પોતાનું માથું દાબતો, આંખનાં પડળ ખંખેરતો ઊભો થયો હતો. એ બોલ્યો: 'આવવા દો ને એને, મહારાજ! તમારે શું કામ પારકી પંચાતમાં વગર બોલાવ્યા પડવું જોઈએ છે? આવવા તો દો એ ચોરને, દગલબાજને, વિશ્વાસઘાતીને, એ નીચને! પ્રામાણિક ગુસ્સાની થોડીક પ્રસાદી તો મળવા દો?'

હરીફની વાત સાંભળીને જટાને મોર મહારાજે પોતાની સામે જમીન ઉપર મૂક્યો. તિરસ્કારથી જટો હસ્યો: 'વાહ, વાહ! ઊલટો ચોર કોટવાળને દંડે, કેમ?'

'સાલા, નીચ, પાજી, કમબખ્ત!' બૂમ પાડતો માતેલા આખલા જેવો હરીફ જટા ઉપર દોડ્યો.

પછી શું થયું એનું ઝાઝો વખત એને ભાન જ ના રહ્યું. એને લાગ્યું કે એના ઉપર કાં તો કોઈ પહાડમાંથી શિલા તૂટી પડી, કે કાં તો કોઈ ઝાડ ભાંગ્યું, કે કાં તો ધરતીકંપ થયો, કે પછી અચાનક વીજળી પડી. એને આવા બધા તરંગ એક કાચી ઘડીમાં થઈ ગયા, કેમકે મોર મહારાજે પોતાના ડાબા હાથથી એને ખંખેરી નાખ્યો હતો, એ લોહી ને પરસેવાથી ઝાંઝવાં જોતી આંખને દેખાયું જ ન હતું. પરંતુ એ એની તરંગમાળા એક કાચી ઘડીથી વધારે ન ચાલી. બીજી જ પળે એની આંખ આગળ ધરતી ને આકાશ એક થઈ ગયાં. આકાશમાંથી તારા નીચે ઊતરતા ને ધરતી ઉપરથી ઝાડપાન ઊંચે ઊડતાં એને લાગ્યાં, ને એની આંખ આગળ ધુમ્મસ જેવા સફેદ તેજનો દરિયો લહરી ઊઠ્યો.

મોર મહારાજે જટા સામે જોઈને પૂછ્યું: 'હમણાં ઘડી બે ઘડી તો જાણે એની દુનિયા ડૂબી ગઈ છે. તે એ છે કોણ?'

'અરે એ શેતાન છે.'

'એ તો સમજ્યા. પણ કાંઈ નામઠામ?'

'એનું નામ પ્રભાશંકર વસાવડા છે.'

'એમ! એ જ પ્રભાશંકરભાઈ કે? અને તું જટો? વાહ, કેવો જોગાનુજોગ! કેમ?' મોર હસ્યો. 'કેમકે હું તમારા બેયની ભાળ કાઢવા જ જૂનાગઢથી નીકળ્યો છું. ને મને તો એવો ભય હતો કે ઘારીમાં સોયની જેમ ગુમ થયેલા આ બેયનો હું છએક મહિને

પણ પત્તો લગાવી શકું તો નસીબદાર!'

'અમારી ભાળ? અમારી ભાળ મેળવવા તમારે કેમ આવવું પડયું? ને તમને મોકલ્યા કોણે?'

'મને મોકલ્યો મારા બાપુજીએ. તમારી સાથે પેલી છોકરી હતી ને ચંદન? એ ક્યાં ગઈ?'

જટાના ચહેરા ઉપરથી કુતૂહલ ઓસર્યું ને પાછો રોષ – મહા-રોષ સળગ્યો. 'પૂછો એ બદમાશ પ્રભાશંકરને! એ જ દુષ્ટે એને ભગવીને ગુમ કરી છે!'

'ગુમ કરી છે? ક્યાં?'

'મને જો એની ખબર હોત તો હું અહીં હોત ખરો કે? પણ એ મુરીદ શયતાનનું લોહી ચૂસવું પડે તો ય ચૂસીને એ ચંદનનો પત્તો મેળવીશ. મેળવીશ ત્યારે જ જંપીશ.'

પ્રભાશંકરે પોતાની અર્ધ બેભાનીમાંથી જાગતાં કહ્યું: 'જૂઠી વાત, સાલા! તેં જ એને ભગવી છે ને વળી પાછો સતો થાય છે? પણ...પણ...'

'જૂઠી વાત.'

'જૂઠી વાત.'

હરીફોનું શારીરિક યુદ્ધ બંધ થયેલું તે શાબ્દિક યુદ્ધમાં પલટાય એ પહેલાં મોર મહારાજે કહ્યું: 'જો, જટા! તેં એને ભગવી ન હોય, ને પ્રભાશંકર! તેં એને ભગવી ન હોય, તો ચંદન ક્યાં ગઈ?'

'પૂછો જટિયાને.'

'પૂછો પરભાને.'

મોર મહારાજે કહ્યું: 'બે ય નાગરના ફરજંદ. તમારી જીભ ઉપર આવા શબ્દો શોભતા નથી.'

'શોભે કે ન શોભે, પણ સાચા છે.'

'ઊભા રહો.' મોર મહારાજે કહ્યું. 'તમે બે ય નાગર બ્રાહ્મણ છો. એ વાત ભૂસે એની માને ઢેડ પરણે. ખાઓ હાટકેશના સોગન!'

'હાટકેશના સોગન ખાઈને હું કહું છું કે ચંદનને મેં ભગવી નથી.' જટાએ કહ્યું.

'હાટકેશના સોગન ઉપર હું કહું છું કે ચંદનને મેં ભગવી નથી; ભગવવાનો ઇરાદો પણ કર્યો નથી.'

'ત્યારે ચંદન ગઈ ક્યાં?' મોર મહારાજે સવાલ કર્યો.

આસપાસના જંગલે પડઘો પાડ્યો: 'ત્યારે ચંદન ગઈ ક્યાં?'

માથે હાથ દઈને જટારામ ને પ્રભાશંકર એકબીજાને જોઈ રહ્યા. બેયને પરસ્પરના બેગુનાની પતીજ તો થઈ. પણ જે સવાલ મોર મહારાજે કર્યો એ જ સવાલ એમને પણ થયો: 'ત્યારે ચંદન ગઈ ક્યાં?'

# પ્રકરણ સત્તરમું

## જમાદાર સાલમીનની શોધ

આ તરફ જ્યારે જટારામ અને પ્રભાશંકર અને મોર મહારાજ જંગલનાં ઝાડને, નદીના વહેતા પાણીને અને પવનથી વહેતી હવાને સવાલ પૂછી રહ્યા હતા: 'ચંદન ક્યાં ગઈ?' ત્યારે દૂર દૂર જંગલના બીજા ભાગમાં જમાદાર સાલમીન એ જ તલાશની પરેશાની વહોરી રહ્યો હતો.

જે કામ એને સુપ્રત થયું હતું. એ એને ગમતું હતું કે નહિ એનો તો એનાં દિલમાં વિચાર સરખો પણ ન હતો. એના આરબ લોહીમાં માલિકના હુકમની સામે નાફરમાની પેઠે એવું કશું જ સંચરવાને નાલાયક હતું.

પણ એના દિલમાં રંજ હોય તો એક જ વાતનો હતો કે એને જટારામનો, પ્રભાશંકરનો કે ચંદનનો કોઈનો પત્તો મળતો ન હતો. એનાં ઘોડાં એણે નાસતાં જોયાં હતાં; એની પાછળ જ્યારે એ પડ્યો ત્યારે એનાં ઘોડાંને એણે ક્ષિતિજની કોરે ભાગતાં જોયાં હતાં. એને એ ઘોડાંના સમાચાર પણ મળ્યા હતા; એને એ ઘોડાના સગડ પણ મળ્યા હતા. નાસેડુને પકડી પાડવા માટે એને જે કાંઈ મળી શકવું જોઈએ એ તમામ એને મળ્યું હતું; એકાદ દિવસ મળેલું રહ્યું હતું. અને પછી જાણે એકાએક કોઈ આસ્માની તિલેસમ થયો હોય એમ એ બધું જ મળેલું એકાએક લોપ થઈ ગયું હતું! પછી

તો સાલમીનને ન દેખાયાં ઘોડાં, ન મળ્યા સમાચાર, ન મળ્યા સગડ, ન મળી બાતમી! જાણે કે એ બધાં જ ધરતીના પટ ઉપરથી એકાએક અલોપ થઈ ગયાં હોય નહિ?

રઝળીને એ થાક્યો, એના સાથીઓ થાક્યા, એમનાં ઘોડાં થાક્યાં. અને આખરે એના સાથીઓએ પાછા ફરવાની સૂચના કરી. એ સૂચના સાલમીને સાંભળી નહિ, એટલે એમણે જિદ્દ કરી. એ જિદ્દ તરફ પણ એ બેપરવા રહ્યો એટલે એમણે મૌન સેવ્યું. પરંતુ એ મૌનની પાછળ મૂંગો પરંતુ જાગતો અસહકાર હતો!

એક ઝાડ નીચે પોરો ખાવાને બધા બેઠા હતા, ત્યારે જમાદાર સાલમીને જાણે દિશાઓને પૂછ્યું: 'પણ ત્યારે ચંદન ગઈ ક્યાં?'

'જમાદાર સાલમીનના ભેજામાં!'

'હેં, ક્યાં? તને ખબર હોય તો તું બોલતો કેમ નથી, રહેમાન?'

'બોલ્યો હું તો. હવે તમે પકડી પાડો.' રહેમાનના જવાબમાં કંટાળો હતો, અવાજમાં બેદિલી હતી, વર્તનમાં નફટરતા હતી. પરંતુ ચંદનના સંભાવ્ય પત્તાથી સરવા બનેલા સાલમીનના કાનમાં એ અવાજના રૂપરંગ પારખવાનું ખમીર નહોતું.

'શું બોલ્યો?'

'તમારા ભેજામાં.'

'મારા ભેજામાં? ભેજામાં? ભેજું આવ્યું ક્યાં?'

'એની તો તમને ય ખબર નથી તો પછી મને તો ક્યાંથી જ ખબર પડે?'

રહેમાનનો વ્યંગ કેળના થાંભલા ઉપરથી ઝાકળ સરે એમ એ કદાવર દેહના આરબ ઉપરથી સરી ગયો: 'ખબર નથી તો પછી બોલે છે શું કામ?'

આરબનો દીકરો તે સિપાઈ હોય કે ચોરડાકુ હોય? આરબનો દીકરો તે રાજની નોકરી કરે કે દીવાનનાં દલ્લાલાં કરે?'

સાલમીન હોઠ પીસીને સાંભળી રહ્યો.

'કેમ ચૂપ થઈ ગયા જમાદાર?' ધ્યાનથી વાત સાંભળનારામાંથી એકે ટકોર કરી.

'મને ખૂબ ક્રોધ ચડે છે આ રહેમાનના બકવાટ ઉપર, અને મને મારી જાતનો ભરોસો નથી!'

'અમને ય નથી હો, જમાદાર!'

'શું કરું?' સાલમીનના અવાજમાં છંછેડાયેલા નાગ જેવો ફૂંફાડો હતો. 'શું કરું? પણ તમને બધાને મારા હાથ નીચે મૂકવામાં આવ્યા છે ને જૂનાગઢમાં એક ઓછો જણ જશે તો પૂછપરછ થાય. બાકી ખીજ એવી ચડી છે કે રહેમાનનું લોહી ખોબેખોબે પીત!'

'પીતની વાત છે ને? એવી વાતનો મને ડર પણ ક્યાં હતો? પણ ઝાઝી વાતે ગાડાં ભરાય, જમાદાર! અમે થાકી ગયા છીએ, કંટાળી ગયા છીએ. અમને લડાઈના મેદાનમાં લઈ જાઓ અને અમે અમારો હિસાબ બરાબર ચૂકવશું. અમને સિપાઈગીરીનાં કામ સોંપો ને અમે સિપાઈગીરી પણ કરી શકીએ છીએ. દુશ્મન બતાવો ને એનો પીછો લેવામાં અમે ભૂખેતરસે પણ રહી શકીએ છીએ. માલિક ઉપરની આફત બતાવો ને અમે એને માટે જાન આપી શકીએ છીએ. પણ એક છોકરીને પકડીને એને પાપના ધામમાં મોકલવી — એ કામમાં અમે તમને સાથ નહિ આપીએ. કદાચ એમ બને કે આ ડુંગરાઓના મુલકમાં રહીને તમે રણના રીતરિવાજ ભૂલી ગયા હો!'

સાલમીન જમાદારનો ચહેરો પારેવાંની પાંખ જેવા રંગનો બની ગયો. એના કપાળ ઉપર, ગાલ ઉપર, વાદળી લોહી ધસી આવ્યું.

પારેવાંની જેમ એની આંખની કિનારી ગુલાબી રંગની બની ગઈ. હાથીના હાડના માણસમાં જાણે વાઘનું ઝનૂન પુરાયું હતું.

ધીમે, અતિ ધીમે એ ઊભો થયો.

'રણના એક રિવાજની મને તો ખબર છે, રહેમાન! કે નાનો માણસ જ્યારે મોટા માણસનું અપમાન કરે ત્યારે મોટો માણસ પોતાનાં હથિયાર નાનાના હાથમાં સોંપી, પોતે પોતાના ઉઘાડા હાથથી લડે. આ મારાં હથિયાર લઈ લે; પછી આપણે આપણી તાકાત માપી લઈએ.'

રહેમાન ઊભો થયો. 'ભલે એમ હો! પણ સાચી વાતનાં માપ જો શરીરની તાકાત ઉપરથી મપાતાં હોય તો શેતાનથી વધારે સાચકલો માણસ સારા ય ખલ્કમાં ન હોત. બાકી લડાઈનાં કહેણ તો મેં કોઈનાં પાછાં ઠેલ્યાં નથી અને તમારું યે પાછું ઠેલવાનો નથી. હોશિયાર!'

એ લડાઈ લાંબી ચાલી નહિ. હજાર હથિયારો સાથે પણ રહેમાન જમાદાર સાલમીનનો સમોવડ નહોતો, એ વસ્તુનું ભાન રહેમાનને લડાઈના આરંભ પછી એક જ પળમાં થઈ ગયું. રહેમાને ઘા ઉગામ્યો. આ ઘાને સાલમીને કેમ વાર્યો, એણે ક્યારે રહેમાનને પકડ્યો ને ક્યારે પકડીને ફેંક્યો, એની કોઈને સરત જ ન રહી. જાણે વીજળીનો એક ઝાટકો ફરી ગયો!

અને દૂર દૂર હવામાં ધૂળનો ગોટો ઊડતો ને એમના તરફ આવતો દેખાયો.

એ ગોટામાંથી એક ગહરો અને દયાહીન લાગતો ગણગણાટ જાણે નદી ઉપર પૂરનાં ચડતાં પાણીની જેમ એકધારી ગતિએ આગળ વધતો, મોટો ને વધારે મોટો થતો આવતો હતો.

કોઈને કાંઈ સમજાયું નહિ. બધા જ્યાં હતા ત્યાં થંભી ગયા.

શું હતું? કોઈ અણધારી આફત હતી કે વણજોયેલું જોણું હતું?

ધીમે ધીમે ભયંકર તટસ્થતાથી એ ગણગણાટ કરતો ધૂળનો જબરો ગોળો જાણે પાછળથી કોઈ ગબડાવતું હોય એમ આગળ દડવા લાગ્યો. એ અવાજના પેટાળમાંથી બૂમો, ચીસો અને ધુરકાટ સંભળાતા હતા.

આવો ભયંકર અવાજ કોઈએ સાંભળ્યો નહોતો. ને એની અપરિચિત કઠોરતાએ સહુનાં કાળજાં ફફડાવી મૂક્યાં. પરિચિત ભય નામર્દોને પણ જેટલો નથી પજવતો એટલી અપરિચિત અસ્પૃશ્યતા મર્દોને થથરાવી શકે છે.

લડાઈ ભુલાઈ ગઈ; પરસ્પરના આક્ષેપો ભુલાઈ ગયા. બધા જેમ હતા તેમ ચિત્રવત્ ઊભા રહી ગયા.

દુર્ધર્ષ અવાજનો દુઃસહ બોજ જાણે એકાએક ગજા ઉપરવટનો થઈ ગયો હોય એમ ધૂળના એ ગોળાનો પડદો ફાટ્યો; અને અવાજનું રુંધન જાણે તૂટ્યું હોય એમ એકાએક જંગલમાં ભયાનક કોલાહલ કાંઠા છલકતો પથરાયો.

સેંકડો નાનાંમોટાં છોકરાંઓનું ટોળું દોડતું આવતું હતું. એમાંથી કોઈને અંગ કપડાં ન હતાં ને કોઈનાં અંગ લોહીના ડાઘ વિનાનાં ન હતાં; એમનાં શરીર ધૂળથી સેલાંધેલાં લાગતાં હતાં ને એમના વાળ ભૂરિયા ભૂખરા રંગના બન્યા હતા.

કેવળ પશુઓને જ હોય છે એવી એમના ચહેરા ઉપર નરી ઉજ્જડતા હતી; કેવળ પશુઓ જ જોઈ શકે એમ તેઓ પોતાની આંખને ચોક્કસ સ્થળે ઠેરવ્યા વગર આસપાસ જોતાં હતાં.

એઓ રોતાં હતાં ને ઊઠતાં હતાં. એઓ અંદર અંદર ધક્કામુક્કી કરતાં હતાં, ને ભોંયે પડનારને કચરીને આગળ દોડતાં હતાં. એમની આંખો ભયથી ભરેલી હતી; એમના પગો થાકથી ભરેલા

હતા; એમનાં પેટ ભૂખથી ભરેલાં હતાં; છતાં તેઓ દોડતાં હતાં. તેઓ આગળ દોડતાં હતાં, ને ઘડી ઘડી વારે પાછળ જોઈ ને વધારે જોર કરવા મથતાં હતાં. એમાં કોઈક પડતાં હતાં, ને જેઓ પડતાં હતાં એની કોઈ ને ય પરવા નહોતી.

ને એમના ઉપર રાશવા જેટલે ઊંચે લીલી માખીઓનું વાદળું ગણગણાટ કરતું આવતું હતું. બાળકો દોડે તો દોડતું, ઊભે તો ઊભતું, એમની સાથોસાથ. એને માથે કો ભયાનક શાપની છત્રી જેવું બનેલું એ લાગતું હતું. માખીઓનાં દોરડાં જાણે વાદળમાંથી ઊતરીને ટોળા ઉપર ઊતરતાં હતાં, અને જાણે કે તૂટ્યા ન તૂટે એવા લોહીતરસ્યા બંધનથી એ લીલા વાદળને નબાપાં છોકરાંઓના સંઘ સાથે જડબેસલાક બાંધી લેતાં હતાં.

એ કોલાહલ અને એ ગણગણાટને છરીથી વીંધતા હોય એવા ખુરકાટના લાંબા ઊંડા અને તરસ્યા અવાજના ટપ્પા સંભળાતા હતા.

છોકરાંઓની પાછળ—નમાયાં નબાપાં અનાથ છોકરાંઓના મુફલિસ સંઘની પાછળ—એમનાં સુક્કાં ચામડાં ચૂંથવાને અને એમનાં હાડકાં કરડવાને માટે કાળાં વરુઓનું ટોળું પડ્યું હતું.

અને પાછળ નજર પડે ત્યાં સુધી સિસોટી બજાવતાં ગીધોનો કાળો લિસોટો જમીન ઉપર પડ્યો હતો—ખગ્રાસ સૂર્યગ્રહણનો જાણે પડછાયો પડ્યો હોય એવો.

'યા અલ્લાહ!' જમાદાર સાલમીનની આંખો ફાટી ગઈ. હોઠ પીસીને એણે એક આરબની તલવાર ઉપાડી અને ગરણિયા આવેશથી એ ભાગતાં છોકરાંઓની વાંસે થતાં વરુઓની વચમાં કૂદ્યો; એનું એ કૃત્ય જોઈને બીજાઓએ પણ તેમ જ કર્યું.

એક શબ્દ પણ બોલ્યા સિવાય એઓએ પોતાની તલવારોથી વરુઓને રોક્યાં. ભૂખ્યાં વરુઓને લાચાર તો આ લાગ્યો સમજાયો

નહિ; પણ સમજાયા પછી એનો સામનો કરવામાં એમને જરા ય સંકોચ ન થયો.

એ લડાઈ તો સાચેસાચ જીવસટોસટની બની. આરબોને કંઈકને વાગ્યું, કંઈક વરુઓ ભોંયે પડ્યાં.

વરુઓને તદ્દન નવા અને મીઠા શિકારનો સાદ સંભળાયો. વરુઓના ખૂની ભભકા જોઈને આરબોના ઘોડા ચમક્યા ને ભય ભરી હાવલ નાખી ચોપાસ વેરાયા.

ઘોડા! વરુજાતિની માનીતી મહેફિલ! બાળકો અને આરબોને છોડીને વરુઓ નાસી છૂટતાં ઘોડાં ઉપર ત્રાટક્યાં.

અને કાળીચૌદશે મસાણમાં જાગેલી ભૂતાવળ પાછી એકાએક શમી જાય એમ જંગલ પાછું પ્રશાંત બન્યું–એકાએક આવેલું દુઃસ્વપ્ન જાણે સંકેલાઈ ગયું હોય એમ.

આરબોના જાનમાં જાન નહોતો રહ્યો; ફાટેલી આંખે તેઓ એકબીજાને જોતા હતા.

'સાલમીન જમાદાર ક્યાં?' રહેમાને ધ્રૂજતે અવાજે પૂછ્યું. ને એના કંઠમાંથી નીકળી ગયું : 'ઇન્શાલ્લા!'

આરબોએ જમાદારની તપાસ કરી. દસબાર મરેલાં વરુઓના ઢગલાની પાસે લોહીલોહાણ થયેલો સાલમીન ભોંય પડ્યો હતો, ને એના અંગેઅંગને જાણે રોષે ભરાયેલાં વરુઓએ પીંખી નાખ્યું હતું!

# પ્રકરણ અઢારમું

## વગડામાં આસમાની ભયનો ભણકાર ઊઠે છે

ઓથાર શમી જાય પરંતુ એનાં શમણાં શમતાં નથી. મારતાં, મરતાં, ચૂંથાતાં, પીંખાતાં, નમાયાં ને નોધારાં બાળકોનું ટોળું કાળો કિકિયાટો કરતું, પૂરે ચડેલી નદીનાં ડહોળાયેલાં પાણી ઉપર ખેડુનાં તણાઈ ગયેલાં ઝૂંપડાંના આટકાટ ચાલ્યા જાય એમ ચાલ્યું ગયું. ટોળું દેખાતું બંધ થયું, આરબોનાં ઘોડાંની ભયચીસો સંભળાતી બંધ થઈ, એની પાછળ પડેલાં વરુઓના ઘુરકાટો સંભળાતા બંધ થયા. જીવલેણ નાગપાશ જેવા ગીધડાંના કાળા પડછાયા દેખાતા બંધ થયા, અને તેની તીણી સિસોટીઓ પણ સંભળાતી બંધ થઈ.

—અને છતાં તે તમામના ભણકારા ચારે દિશાઓને ભરી રહ્યા. હવા, ધરતી અને આકાશમાં જાણે મૂંગી ચીસો પડી રહી.

સેંકડોબંધ ધિંગાણાનો જૂનોપુરાણો જોગી રહેમાન જમાદાર સાલમીનના જખમાયેલા શરીરની સામે જોઈ રહ્યો. પરંતુ એની આંખો એ અંગેઅંગમાં વરુઓના તીખા નહોર, ભૂખ્યા દાંતો અને ગીધોની તીણી ચાંચોથી ચૂંથાઈ ગયેલા દેહને જોઈ શકતી હતી કે નહિ?

અંગેઅંગ શીત વળતાં હોય એમ રહેમાન ધ્રૂજી રહ્યો હતો! જે એણે જોયું હતું એ શું સાચેસાચ આ લોકનું દૃશ્ય હતું? કે શું કોઈ ભૂતપ્રેત, જીન, ખવીસના રૂહનો પરચો હતો? શું આવી

નારકીયતા આ ધરતી ઉપર અવતરી શકે ખરી ? આચરાઈ શકે ખરી?

આ ધરતી જેના ઉપર એક વાર યદુકુલભૂષણ કૃષ્ણચંદ્રની મુરલીનાં સામગાન ગૂંજ્યાં હતાં ને જેના ઉપર આજ પણ એ યશોધન નરોત્તમના વારસાના દાવાદારોનાં યાવત્ચંદ્રદિવાકરૌનાં રાજરખવાળાં હતાં: આ ધરતી જેના ઉપર શક્તિમાતાના આશિષપાલવ પથરાયા હતા અને જેના ઉપર આજ પણ એ જગજ્જનની અંબાના માબાપપણાના દાવાદારોનાં રાજ હતાં; ને જે ધરતી ઉપર એક સસલાનો જાન બચાવવાને માટે પોતાનો જાન સરતો કરનાર સેજકજીના વંશદારોના અમલ હતા, એ ધરતી ઉપર શું આવી નઠોરતા હતી? સાચે જ એણે જે જોયું હતું એ શું સાચું હતું?

શું સાચે જ જે ક્ષમાશીલ ઉદારચિત્ત ધરાએ હિંદમાત્રના ભાગેડૂઓને સંઘર્યા હતા; જ્યાં અરબાનોને આદર આપ્યો હતો; જેણે બલૂચ, સિંધી, સીદી, મકરાણી ને પઠાણને જારબાજરી આપી હતી; જેણે શક, ગુજ્જર, કાઠી, બ્રાહ્મણ, નાગર, હૂણ, મોગલ, સર્વની મહેમાનદારી કરી હતી: એ ધરાની ક્ષમા શું એટલી ઓસરી ગઈ કે આજ એનાં પોતાનાં બાળકોને માટે એની પાસે ટુકડો અનાજ, ટુકડો વાસ પણ એને નથી પોસાતો?

કે શું ધરતીમાંથી અમી પરવાર્યું ? કે શું જુગપલટો થયો? શું થયું કે માણસની માણસાઈ ગઈ, રાજની રાજવટ ગઈ, પંચનું પ્રભુત્વ ગયું, ગામની પરોણાગત ગઈ, ને રાની પશુપંખીની આવી કાળજગરી કારમી ભૂખ ઊઘડી?

રહેમાન આવા વિચારોને ખંખેરી શક્યો નહિ. ને ક્વચિત્ ભૂલી જાય તો ય એ વિચારોને ચિત્તમાંથી જિંદગીભર દૂર હટાવી શકવાનો ન હતો. પરંતુ એ વિચારોને એ દાબી શક્યો. પોતાની તાત્કાલિક ફરજને પ્રયાસે યાદ કરતો ને અમૂઝ ભયના ગાંડપણના દરિયામાં ડૂબી

જતી પોતાની જાતને બચાવવાને એ યાદગીરીને બાઝી રહેતો રહેમાન જમાદાર સાલમીનના બેભાન–બેજાર દેહ પાસે બેઠો. 'જમાદાર ! સાલમીન! બિરાદર! જમાદાર! જમાદાર! જમાદાર!'

એને એકાએક ચમક આવી. શું ગીધની સિસોટી એણે સાંભળી? એણે ચમકીને આસપાસ જોયું. કોઈ ગીધ તો એને દેખાયું નહિ પરંતુ એણે પોતાના સાથીઓના વાહેલા, બીધેલા ચહેરા માત્ર જમાદાર સાલમીનની મૂછ સામે તાકતા જોયા. રહેમાનને ખ્યાલ આવ્યો કે એણે જે સાંભળ્યું તે ગીધની ચીસ નહોતી પરંતુ કેવળ પોતાનો જ અવાજ હતો.

પોતાની બીકને, પોતાના ભયને છુપાવવાને માટે રહેમાને પોતાના સાથીઓ ઉપર અકારણ ક્રોધ કર્યો: 'એમ બાઘા જેવા ઊભા શું રહ્યા છો? પાણી લાવો! જાઓ, જલદી પાણી લાવો!'

રહેમાન જમાદાર સાલમીન તરફ ફર્યો. કો લાલ રંગની વલંદીના કફન નીચે કો મૃત દેહ ઢંકાયો હોય એમ લોહીના પાલવ નીચે પથરાયેલા જમાદારના કદાવર બદન ઉપર એની આંખ ઠરી. અન્ય સર્વ વાતોનાં વાદળ એની આંખમાંથી દૂર હટી ગયાં, ને કેવળ એક જ સંશય માત્ર રહ્યો. એણે જમાદાર સાલમીનની છાતી ઉપર ધ્રૂજતો હાથ મૂક્યો. રહેમાનને છાતીની ભીતરમાંથી કોઈ સાદ સંભળાયો નહિ.

એક ક્ષણ રહેમાનની આંખો જડવત્ જમાદારને જોઈ રહી. બીજી ક્ષણે એણે સાલમીનના નિશ્ચેષ્ટ દેહ ઉપર માથું નાખી દીધું.

'જમાદાર! સાલમીન! મારી તકરારના શબ્દનું છેલ્લું ભાથું લઈને તું ચાલી નીકળ્યો!. સાલમીન! ભેરુ! સેંકડો દંગામાં આપણે કદમ સાથે કદમ મિલાવ્યા છે, ખભા સાથે ખભા મિલાવ્યા છે, તલવાર સાથે તલવાર મિલાવી છે, રોટી સાથે રોટી મિલાવી છે; ફિકર સાથે ફિકર મિલાવી છે, કાવા સાથે કાવા મિલાવ્યા છે.

એમાંનો એક બોલ પણ મારાથી તારી સામે ન નીકળ્યો, અને મારી અને તારી વચ્ચે આ પહેલી અને છેલ્લી તકરારના જ બોલ નીકળ્યા, ને એ બોલને તું તારા જિગરમાં લઈને ચાંલી નીકળ્યો! તારા બેહિસ્તને મેં જહન્નમ બનાવ્યું. તારી વફાદારીને મેં ગુલામી બનાવી, તારી નિમકહલાલીને મેં ખિદમતગારી બનાવી, અને તારા આરબ લોહીને મેં આપેલી ગાળને લઈને તું પરવરી ગયો! જમાદાર, જમાદાર! એક પળ પણ પાછો આવ, પાછો આવ! મારા દોસ્ત! મારા ભેરુ! મારા જમાદાર! મને યકીન દે કે મારી ભાઈબંધી તારા જિગરમાં વસી છે ને મારી બેવકૂફી તારા જિગરમાં વસી નથી! જમાદાર! જમાદાર! જમાદાર!'

'રહેમાન! હવે જમાદાર નહિ બોલે. હું ને તમે ને આપણે બધાં ગમાર જેવા જોતા હતા, ને માણસનું જિગર ભરી દે એવું મોત તો એ લઈ ગયો!'

'માણસનું જિગર ભરી દે એવું મોત? આ કમોતને તમે એવું મોત ગણાવો છો?'

'રહેમાન! દુનિયા ઉપર દીવાનો આવશે ને બેહિસ્તની હૂરીઓ જેવી છોકરીઓ પણ આવશે. રહેમાન! રૂપસુંદરીઓની પાછળ સત્તાધીશો પાગલ પણ બનશે ને મારા તમારા જેવા લાખ ભાડૂતી જેવા તલવાર ને પેટના દુકાનદારો એમને એમનાં સારાંમાઠાં કામ કરવાને પણ મળી આવશે. મોટા માણસોનાં ઊતરી ગયેલાં પગરખાંની જેમ આપણે ક્યાંક, કોક ગામની ભાગોળમાં, કોક કોઠાના કાંગરે, કોક ચોકીને દરવાજે મરી યે જઈશું ને નવાં ખાસડાંની જેમ એમનાં કામ કરવાને નવા પેટ ભરનારા પણ એમને મળી આવશે. પણ બાળક તો ખુદાની ખુદાઈ બક્ષિશ છે. ને એવા બાળકનો જાન બચાવવાની કોશિશ કરવી એ માલિકની સાચી નોકરી છે. સાલમીન

એ નોકરી કરી શકયા ને હું ને તમે જોઈ રહ્યા !'

'હું ને તમે જોઈ રહ્યા? સાચી વાત, બેલી! સાચી વાત.' રહેમાને નીચી મૂંડીએ જવાબ દીધો. 'હું ને તમે સાચે જ જોઈ રહ્યા, બેલી!'

'અફસોસ તો કરો આપણો કે આપણે જીવતા રહ્યા! સાલમીનનો અફસોસ ન હોય. હવે એના કફનદફનનો વિચાર કરો.'

એક ખાડામાં સાલમીનના દેહને એમણે ભાવભેર સુવાર્યો. એ દેહની ઉપર એમણે વરુઓએ ફાડી ખાધેલા એમના ઘોડાઓનાં જીનોનું ઢાંકણ કર્યું. એના ઉપર એમણે ધૂળ છાઈ અને પોતાના એક જોરાવર અને જાંબાજ સાથીની એ અજાણી કબર ઉપર ખુદાની છેલ્લી દુવા અને રહેમ માગીને રહેમાન અને એના સાથીઓ પગપાળા ઊપડ્યા.

ભારે હૈયે અને થાકેલે પગે એમણે પોતાનો પંથ કાપ્યો અને રાતે વગડામાં રાતવાસો કર્યો. એ કાળે સિપાઈઓને કોઈ ગામમાં રાતવાસો આપતું નહિ; ને સાંજ ને રાતના ભાગમાં સિપાઈ તરીકે એકલા અટૂલા ગમે તેવા વસ્તીદાર ગામમાં પણ ભમવું એ પૂરેપૂરું જોખમ હતું. આવા સિપાઈઓના પછીથી કાંઈ કરતાં કાંઈ જ સમાચાર પણ મળતા ન હતા.

મધરાતે એમની અધુખી ઊંઘ ઊડી ગઈ. એમના કાનમાં એક ભયંકર ચીસ પડી. એ ચીસમાં બાળકોની ભયચીસ હતી, વરુની શિકારચીસ હતી, ગીધની ગંધ હતી. એમને લાગ્યું કે વગડામાં રઝળતાં થોકબંધ વરુઓમાંથી એકાદ વરુટોળાએ એમના ઉપર હુમલો કરવાની વેતરણ કરી છે. હથિયાર સંભાળીને ચારે દિશામાં નજર ફેરવતા તેઓ જોઈ રહ્યા.

ફરીને એ કારમી ને કાળી ચીસ સંભળાઈ, ને એ ચીસની

પાછળ ધરતી ઉપર જાણે કોઈ લોખંડનું પીપ ગબડતું હોય એવું ગબડતું અટ્ટહાસ્ય સંભળાયું. એ ચીસ ભયંકર હતી ને હાસ્ય ચીસથી યે ભયંકર હતું.

રહેમાન અને એના સાથીઓ એકબીજાની સામે જોઈ રહ્યા.

ત્રીજી વાર એ ચીસ સંભળાઈ: તદ્દન નજીક.

ને વરુઓનો હુમલો હવે માથે આવ્યો સમજીને એનો જીવન-મરણનો મુકાબલો કરવાને આરબો તલવારો ખેંચીને ઊભા થઈ રહ્યા.

ને એક ચીસ...એમના કાનમાં.

'સાવધાન!' રહેમાને બૂમ પાડી. તલવાર ઊંચી કરી.

રહેમાનની ઉપર જ કાંઈક ભારે બોજદાર, ભારે ઊંચું અથડાયું. રહેમાને તલવારનો ઘા કરવાને તૈયારી કરી.

અને વરુ કદી કરી શકે નહિ, કોઈ જાનવર કદી કરી શકે નહિ, એવું પ્રચંડ અટ્ટહાસ્ય ભોંકોઠીમાંથી દારૂની શેડ ફાટે એમ એમની વચમાં ફાટી નીકળ્યું.

ઝીણી, ચંદ્રમાના આછા ઉજાસમાં બે ઝીણી ચમકતી આંખો એમની સામે ચમકી રહી ને એમાંથી લાલઘૂમ તેજનાં જાણે નીર ફૂટચાં. ક્ષણ બે ક્ષણ જાણે ઊજળી દંતાવલિ એમની સામે ચળકી રહી.

ને તર્યાંનીતર્યાં ભયથી રહેમાનની છાતી જાણે ફાટી ગઈ: 'જમાદાર સાલમીન!'

જવાબમાં આરબ સાથીઓને જાણે હાથપગના ધક્કા વાગ્યા. દૂર અને વધારે દૂર જાણે નાસભાગ કરતા બે પગો ઉપર દોડતું જતું અટ્ટહાસ્ય સંભળાયું.

ને રહેમાને એના સાથીઓના હાથ પકડચા. એના સાથીઓએ જોયું કે રહેમાનના હાથ કંપતા હતા.

'ભૂત, ભૂત!'

'ભૂત?'

'હા, જમાદાર સાલમીનનું ભૂત! આપણી નાફરમાનીનો જવાબ લેવાને કબરમાંથી ઊઠયું છે, ને આપણી પાછળ પડયું છે. ભૂત!'

'હોય નહિ!'

'મેં જોયું; જરા ય શક નહિ. ભાગો!'

દૂર અને દૂર ગાજતા અટ્ટહાસ્યના આછા પડઘા હવામાં ધણ-કતા એમને સંભળાયા.

અને પાછું વાળીને જોયા વગર જ રહેમાન અને એના સાથીઓ ત્યાંથી જાન લઈ ને ભાગ્યા.

વળતો દિવસ ગયો ને એ દિવસની રાત પડી. ને આસપાસનાં ગામોમાં ગામજનને ચિંતા ઉપજાવે, સંશય ઉપજાવે, એમનાં કાળજાં ધણકાવે એવી એવી વાતો ચર્ચાવા માંડી. કોઈક ગામમાં સીમમાં છાણાંલાકડાં વીણવા ગયેલી ગામનારીઓ શ્વાસભરી દોડતી હાંફતી આવતી વાત લાવી હતી. કોઈક ગામમાં સીમમાં ચરતાં ઢોરને ઊભાં મૂકીને ભાગી છૂટેલો ભરવાડ વાત લાવ્યો હતો. કોઈક ગામમાં પર-ગામથી ઘી વેચવા આવેલો વાણિયો વાત લાવ્યો હતો. કોઈક ગામમાં સીમમાં ખેતરે રાતવાસો રહેતા સાથી મધરાતના ખેતરમાંથી મૂઠી વાળીને ગામમાં વાત લાવ્યા હતા.

જુદે જુદે રસ્તે જુદી જુદી જીભે જુદે જુદે સ્થળેથી વાત આવી હતી. અને વાતનાં અનેક બાહ્ય સ્વરૂપો હોવા છતાં મુદ્દો તો સર્વસામાન્ય હતો.

ગામની સીમમાં સર્વત્ર શાંતિ હોય ત્યાં એકાએક લોઢાની સાંકળો ખડખડે એવું અટ્ટહાસ્ય સંભળાય છે. દૂર દૂર ન કળાય એવો ઊંચો માણસ જેવો આકાર દોડતો દેખાય છે ને હાસ્ય જાણે એની પાછળ ગડગડતું દેખાય છે. રાતે સીમમાં કોઈ સૂતું હોય તો

એને બે કાળી તગતગતી આંખો ને ધોળી દંતાવલિ દેખાય છે, ને બે કદાવર હાથો સૂનેલાને ઉઠાવીને અદ્ધર ઉપાડીને ફેંકી દે છે.

ઘણા માણસોએ આ હાસ્ય સાંભળ્યું હતું; ને એ હાસ્યથી ઘોડાં પણ ડરતાં હતાં, એટલે એમાં જરૂર કાંઈક પારલૌકિક પરચો પણ ખરો. ઘણા માણસો સીમમાં મધરાતે ફેંકાયેલા પણ ખરા ને કઈકના હાથપગ ને માથામાં ફૂટ થયેલી યે દેખાતી હતી, એટલે એમની વાતો કોઈ અવગણી શકે એમ ન હતું

ને અભણ ને ભોળી ગામનારીઓને મનમાં જરા યે સંશય ના રહ્યો કે લડાઈ, લૂંટ, ચોરી વગેરેનાં એમને સતાવી રહેલાં ભૌતિક ને સુલતાની ભયોમાં એક આસમાની ભયનો પણ ઉમેરો થયો છે. વગડામાં એક ભયંકર ને ઝનૂની ભૂતનો વાસો થયો છે ને એની સતામણી સક્રિય અને સતત છે.

આ અસૂઝ ભયે ગામજનોની હિલચાલો ઉપર મર્યાદાઓ મૂકી.

ખાટસ્વાદિયાઓ તો હતા ને એમણે ભૂતનાં પારખાં લેવા માગ્યાં. એમાંથી કોઈ કે હાસ્ય સાંભળ્યું, કોઈ કે અચાનક પછડાટો ખાધી; ને સર્વતોમુખે નક્કી થયું કે સાચેસાચ કોઈ ઉત્પાતિયો પરચો વગડામાં થઈ રહ્યો છે ને એનાં પારખાં લેવા કરતાં એનાથી દૂર રહેવું વધારે સલામત છે.

## પ્રકરણ ઓગણીસમું

# આજ તો માબાપ માગવા નીકળ્યાએ.

હેલારે ચડેલી હરણફાળ ભરતી ભમરીઓ નાખતી કોઈ વેગવાન નદી પોતાનાં પૂરનાં તમામ પાણીને ઊંડા દરિયાની ખારી અનંતતામાં ઠાલવવાની આંધળી ને આત્મઘાતી ઉતાવળમાં કોઈક ઊંડી બખોલમાં એકાદ ખાબોચિયાને ભૂલીને ચાલી જાય, એમ નમાયાં નોંધારાં ને નબાપાં બાળકોનો વિસ્મૃતિમાં વિલીન થતો અખૂટ લાગતો પ્રવાહ પણ ક્યાંક ક્યાંક પોતાના ગર્ભના એકાદ બે છાંટા ભૂલી જતો હતો. અખૂટ પ્રવાહ વિજય તરફ કે વિનાશ તરફ ધસતો જતો હોય ત્યારે આવાં ઉતાવળાં મૂકાણ દેખા દે છે.

ધંધુસર ગામમાં ગામને માબાપનો આધાર માનીને, એક છોકરો ત્યાં આવી ચડ્યો હતો. એ ક્યાંથી આવ્યો એની કોઈને ખબર ન હતી; એ ક્યારે જવાનો હતો એની એને પોતાને ખબર ન હતી; એ ક્યાં સૂતો હતો એની કોઈને પડી ન હતી; એ કેમ ખાતો હતો એની કોઈને ફિકર ન હતી; એનું નામ શું હતું એની કોઈને ખબર ન હતી; એનું કુળ શું હતું એની કોઈને ય ગરજ ન હતી. જે કોઈ એને બોલાવતું એ એને રાંકો કહેતું, ને એ પણ પોતાને રાંકાના નામથી જ ઓળખાવતો હતો.

પહેલાં તો રાંકો એકલો હતો. ધીમે ધીમે રાંકાની સાથે એક

બીજો જ શંકો જેવો પણ સાત આઠ વરસનો છોકરો એની પાછળ પાછળ વફાદાર કૂતરાની જેમ ફરવા લાગ્યો. ત્યાર પછી થોડા દિવસ શંકો ધંધુસર ગામમાં દેખાયો નહિ. ને ચોપાસ ચાલતી ખૂની લડાઈ-ઓમાંથી ધીકતી રોજગારી મેળવતા ધંધુસર ગામને આ બે છોકરા-ઓની ભાળ રાખવાની નવરાશ ન હતી. થોડા વખત પછી શંકો પાછો ગામમાં દેખાયો ત્યારે એની જમાતમાં એકનો ઉમેરો થયો હતો; એ જોવાની યે કોઈને ફુરસદ ન હતી.

વાત એમ હતી કે ધંધુસર ગામ કાંઈ બીજા ગામની જેમ બેકાર ન હતું. એ જમાનામાં તો ગુજરાત–કાઠિયાવાડના એક આગે-વાન ગામ તરીકે એની ખ્યાતિ હતી. ધંધુસર ગામની ખ્યાતિના મૂળ પાયા બે: એક તો ચતો શેઠ, ને બીજો ગામનો મશહૂર બનેલો ચામડાનો ધંધો. ચામડાં કમાવવાં, કમાવેલાં ચામડાંની જથ્થાબંધ નિકાસ કરવી, ચામડાંની જાતજાતની બનાવટો વેચવી...અમદાવાદની અટલસ, ખંભાતની સુતરફેણી, ભુજની મિનાકારી, પોરબંદરનો પથ્થર, માધાપુરનો કાચ, જૂનાગઢનું લોઢું, જામનગરનું કંકુ ને પેથાપુરની બંદૂકની જેમ ધંધુસરનું ચામડું પણ ભારે વખાણમાં ને માગમાં હતું.

એટલે ગામલોકને કાંઈ જોવા–જાણવા–સમજવાની ફુરસદ ન હોય એ દેખીતું છે.

આવા કામઢા ગામમાં પણ એક દિવસ ભારે મોટી ફુરસદ આવી. સવારથી આખા ગામમાં ઘેરઘેર કામધંધો બંધ હતો. ધુમાડો બંધ હતો. ગામના નગરશેઠ સાકરચંદનો એકનો એક દીકરો ફુલેકે ચડતો હતો ને પછી તો 'વહોરા રોડે ને વાણિયા ઘોડે' જેવો ભારે મોટો મામલો મચ્યો. ફરતા પચીસ ગાઉમાં છાકો પડી ગયો કે સાકરચંદ શેઠના પાનાભાઈનાં લગ્ન થાય છે, ને માંડવા નીચે ખોબે ખોબે ભરીને ખારેકો વહેંચાય છે!

સાંજ પડી ને વરઘોડો ચડ્યો. વરરાજાના બાપે આખા ગામને ધુમાડાબંધ જમાડ્યું હતું. ગામની આંખમાં એ મહેફિલનો નશો હતો. શેરીએ શેરીએ ને ચૌટે ચૌટે ગામનાં નરનારીઓ, 'જીવ્યા કરતાં જોયું ભલું' જેવો વરઘોડો જોવાને જમા થયાં.

શી વાત એ વરઘોડાની શોભાની? પચાસ ઘોડા એક જબરી લાંબી પાટ ખેંચતા હતા ને એ પાટ ઉપર સૂરતની મશહૂર નાયકા સૂરજાન નૃત્ય વાટે, પોતાની વીસ વરસની જોબન છલકાતી કાયાના અંગમરોડ બતાવતી હતી.

સૂરજાન! વીસ વરસની આ વારાંગના પાછળ તો ભારે જબરો રોમાંચક ઇતિહાસ રચાઈ ચૂક્યો હતો! સૂરત શહેરનું નામ જેના ઉપરથી પડ્યું એ વારાંગના સૂરજની એ સીધા વંશની ઓલાદ હતી. ત્રણ રાજાઓ ને પચીસ જુવાનોના આપઘાતો આ સુંદરીના રૂપના બજારના ઉંબરે નોંધાઈ ચૂક્યા હતા. કંઈકની પાયમાલીની કહાણીઓ એની નશાઘેરી આંખમાં ને લસલસતા હોઠમાં છુપાઈ હતી.

એની આંખના એક ઇશારા માટે ભાઈએ ભાઈના જાન લીધેલા કહેવાતા. એના હાસ્યના એક છંટકાવ માટે નબીરાઓએ પોતાનાં ખાનદાનનાં લિલામ કર્યાં કહેવાતાં. એવી એ સૂરજાન ધંધુસરની બજારમાં સાકરચંદ શેઠના પાનાભાઈના વરઘોડામાં તા તા થૈ કરી રહી હતી! રંગ રાખ્યો સાકરચંદ શેઠે. નાણું તો કોથળીઓને હિસાબે ખરચાયું હશે પણ વાતમાં મીન કે મેખ નહિ કે માઈનો પૂત તો સાકરચંદ શેઠિયો કે ધંધુસરના મારગ ઉપર એણે સૂરજને નચાવી તો ખરી જ! વરઘોડામાં વર કરતાં પણ સૂરજનું આકર્ષણ મોટું હતું.

નાયકાની પાટ પછી વાડીઓ આવ્યાં, ઝૂમર આવ્યાં, મોર આવ્યા ને મશાલચી આવ્યા; ભૂંગળ ને બેરાઈ ફૂંકનારા આવ્યા, લાકડીઓના

પટાબાજ આવ્યા, નાટડા આવ્યા, ભાંગનાં ત્રેડણાં આવ્યાં, બંદૂકના ફોડનારા બરકંદાજો આવ્યા, શણગારેલા ઘોડાઓના ખેલનારા આવ્યા અને આ બધા ઉપર કોઈ મહારાજાની નગરપધરામણીની જાણે સલામીની તોપ દૂર દૂર ગડગડતી હોય, તેમ ઘોડા ઉપરના નિશાન ને ઊંટ ઉપરના ડંકાના ઘેરા ખૂંગિયા અવાજ ઘોરવા લાગ્યા.

કોઈ રાજાની સવારીને પણ ઝાંખી પાડે એવો તો એ વરઘોડો હતો.

ને એ જોવાને લોક જમા થયું હતું. ઘેરાયેલો અજગર ધીમે ધીમે બોડ તરફ જતો હોય એમ વરઘોડો ધીમે ધીમે આગળ વધતો હતો.

વરઘોડો જેમ બીજાઓએ જોયો તેમ રાંકાએ જોયો. એને ઉમંગ આવી ગયો. ઊલટને અવાજે આ છોકરાએ પોતાની નાનકડી જમાતને હુકમ આપ્યો: 'અલ્યા હાલો, આપણે ય વરઘોડો કાઢીએ!'

'હાલો. પણ વર કોણ?'

'વર પણ હું, ને ઘોડો પણ હું ને તમે વાજાંવાળા.'

અને સાકરચંદ શેઠના વરઘોડાની પાછળ રાંકાનો વરઘોડો પણ ચાલ્યો.

વરરાજા જાણે ઘોડા ઉપર બેઠો હોય ને ઘોડો થનગનતો હોય એમ રાંકો બે પગે ઘોડાના નૃત્યનો ને વરના મુખની પ્રસન્ન ગંભીરતાનો અભિનય કરતો ચાલવા લાગ્યો. પોતાને માથે ઊંચા કિનખાબનું છત્તર છે એમ સૂચવવા રાંકાએ પોતાના બે હાથ ઊંચી છતરી પકડતા હોય એમ ઊંચા ધર્યા હતા.

ને એની પાછળ એની જમાત વાજાં બજાવતી ચાલી આવી. ભૂંગળ ને ભેરાઈ જાણે બાજતી હોય એમ એક છોકરાએ પોતાના હાથનો લહેકો રાખ્યો ને મોઢેથી અવાજની નકલ કરવા માંડી; બીજાએ ઢોલ ને તાંસાં બાજતાં હોય એમ પોતાના ઉઘાડા પેટ ઉપર

હાથના થાપા મારવા માંડ્યા ને મોઢેથી ઢોલના અવાજની ને પગેથી ઢોલીની ગોળ ફરતી ચાલની નકલ કરવા માંડી.

અને આમ રાંકાભાઈનો નકલી વરઘોડો અસલી વરઘોડાની પાછળ ચાલવા માંડ્યો.

થોડે દૂર આ વરઘોડો ચાલ્યો ને વરઘોડાની આસપાસ ચોમેરથી ઉપહાસના, અટ્ટહાસ્યના કડાકાઓ ગાજી ઊઠ્યા.

માળાં ભિખારાનાં છોકરાં જો ને! એમણે પણ ચાળા માંડ્યા છે ને!

રસ્તાની બાજુમાં એક બુઢ્ઢો ભિખારી પડ્યો રહેતો હતો. એણે રાંકાને કહ્યું: 'એ ય ભિખારચોટા! ઓલ્યો સાકરચંદ શેઠ જોશે કે તમે એના લાખ રૂપિયાના વરઘોડાના ચાળા કરો છો તો ગામમાંથી ધોલ મારીને કાઢી મૂકશે. રાંડના! એટલી યે અક્કલ નથી કે મૂવા પછી હાડકી યે નહિ મળે એના તે વળી વરઘોડા હોય?'

ભિખારીના અવાજમાં કડવાશ હોય, રોષ હોય, બળાપા હોય તો એ સમજવાની એ છોકરાઓમાં અક્કલ ન હતી. રાંકાએ સામો સવાલ પૂછ્યો: 'કેમ, અમારા વળી વરઘોડા કેમ ન હોય?'

'ગમાર! તમે તો બળોતિયાના બળેલા. વરઘોડા તો એના હોય કે જેને મા ને બાપ બેય જીવતાં હોય...ને નાણાવાળાં હોય. તમારે બાપ છે? મા છે?'

ત્રણ છોકરાઓએ એકબીજા સામે થોડી વાર જોયું. ત્રણેની આંખો એકબીજાને જાણે સવાલ પૂછી રહી.

'બાપ એટલે શું? મા એટલે કોણ?'

રાંકાએ પૂછ્યું: 'નાણું એટલે શું?'

બુઢ્ઢો ભિખારી થોડી વાર દસ દસ બાર બાર વરસના એ છોકરા સામે જોઈ રહ્યો. પછી એક પણ અક્ષર જવાબનો બોલ્યા સિવાય

ચાલવા માંડયો.

પણ છોકરા એને ફરી વળ્યા.

ભિખારીએ ઉડાવનારો જવાબ આપ્યો: 'મોટા થાશો એટલે સમજશો.'

'ના, હમણાં.' શંકાએ કહ્યું.

'જાઓ! જાઓ છો કે નહિ?' ભિખારી એકદમ ખિજાયો.

'નથી જતા.'

શંકાએ નજર ચૂકવીને ભિખારીની લાકડીને ઝોંટ મારી; લાકડીને ટેકે ચાલતો ડોસો નીચે પડી ગયો. 'કહેતા જાઓ, નહિતર તમને આખી રાત પજવશું!'

'તો અભાગિયા સાંભળો! તમે ભૂખ્યા હો તો આખા મલકના છોકરાને ભૂખે મારીને પણ તમને ખવરાવે એ તમારો બાપ, ને ભગવાન તમને હમેશાં ભરેલાં રાખે એવી ઉમેદથી તમને ખવરાવીને પડોશનાં છોકરાંને ખવરાવે એ તમારી મા.'

'અમને ખવરાવે? અમારા માટે એ માગવા જાય?'

'માગવા નહિ, કમાવા જાય: તમારો બાપ.'

'કમાવા? કમાવા એટલે?'

'માગવું, લીખવું, ધૂતવું, છેતરવું, ચોરવું, લૂંટવું, વગેરે વગેરે!'

'એવો બાપ તો મજાનો; આપણે તો ફિકર જ નહિ! ને મા શું કરે?'

'મા રાંધે. ને રાંધીને તમને ખવરાવે. તમને ખવરાવીને ખાય, સુવારીને સૂવે, પોતે ભૂખી રહે ને તમને ખવરાવે, તમને કપડાં પહેરાવીને પછી કપડાં પહેરે, તમે તમારા બાપના પણ બાપ થઈને રહો એટલા માટે તમારા બાપની એ ગુલામડી થઈને રહે!'

'એવી મા હોય તો પછી જોઈએ શું? ચાલ ફકીરા, ચાલ

ભિખારા! રોજ તો ખાવાનું માગીએ છીએ. આજ તો માબાપ માગવા નીકળીએ કે પછી કાંઈ ફિકર જ નહિ. બસ, પગ ઉપર પગ ચડાવીને ખાંતે ખાંતે ખાઈએ.'

અને વંથુસરની બજારમાં આમ સાકરચંદ શેઠના વરઘોડા-માંથી ફૂટેલા ફણગા જેવા રાંકા, ફકીરા ને ભિખારા રોટલારોટલીના ટુકડા નહિ પણ માબાપ માગવા નીકળ્યા.

ત્યારે વંથુસર ગામ ઉપર જાણે આવતી કાલની એક મહદ્ આશાના પ્રતીક સમો વરઘોડાની સેંકડો મશાલોના કેસરિયા તેજનો અંબાર રમતો હતો; ને કો ભવ્યતાનો પુરોગામી ઢોલ જાણે આજના ઘુમ્મટમાં ગૂંજતો હોય એમ ડંકાનિશાનના ઘેરા અવાજ ગામમાંથી જાણે કાંઈ નીરખતા ઢૂંઢતા આમથી તેમ દોડતા હતા.

# પ્રકરણ વીસમું

## સોનાની પૂતળીને શેર માટીની ભૂખ જાગે છે.

શેઠ સાકરચંદના પાનાભાઈનો વરઘોડો ધંધુસર ગામની બજાર વીંધીને આગળ ચાલ્યો અને ઉજળિયાત ગામનો વાસ મૂકીને હરિજનવાસ તરફ ચાલ્યો.

સામાન્યતઃ ઉજળિયાત વરઘોડા હરિજનવાસમાં જતા નથી. પરંતુ ધંધુસરનો હરિજનવાસ કાંઈ સામાન્ય નહોતો. સામાન્યતઃ ગામ હોય ત્યાં ઢેડવાડો હોય છે, પણ ધંધુસરમાં જ્યાં હરિજનવાસ હતો ત્યાં ગામ હતું.

હરિજનવાસ અને ગામની વચમાં એક જબરી હવેલી હતી. ફરતા પચાસ ગાઉમાં કોઈ કરતાં કોઈ જાડામાતા નરનો એવી હવેલીમાં વાસ ન હતો. એ હવેલીની દોઢી પાસે આવતા વરઘોડામાં વરની ઇજ્જત કરવા બેત્રણ ઉજળિયાત માણસો રસ્તા ઉપર ઊભા હતા.

અને આવતા વરઘોડાને હવેલીના ઝરૂખામાં ઊભીને નીરખતાં હતાં એક નર અને એક નારી.

નર હતો લગભગ બેતાળીસ તેતાળીસ વર્ષની વયનો; એના ચહેરામહોરામાં પહેલી નજરે કાંઈ અસામાન્ય લાગે એમ ન હતું. પરંતુ એ પીઢ દેખાતો, સાલસ લાગતો. માણસ જાતનો હરિજન હતો. એમ જાણ્યા પછી એનામાં કેટલીક વાત અસામાન્ય લાગતી.

એ હરિજન હતો પણ ઉજળિયાત જેવો લાગતો હતો; એ ઢેડ હતો પણ કોઈ વાણિયા સોદાગર જેવા એના પહેરવેશ હતા; એ હરિજન હતો પણ કોઈ બ્રાહ્મણ જેવી એની ચામડી સુંવાળી ને સુરક્ષિત હતી; જાતનો એ ઢેડ હતો પણ એનો ચહેરો વેપારી જેવો લાગતો હતો.

એ સહેજ ઊંચો, સહેજ ગોરો, સહેજ પાતળો માણસ હતો: ચતો શેઠ. ચતો શેઠ એટલે ધંધુસર ગામ. ધંધુસર ગામ એટલે ચામડું. ચામડું એટલે એ કાળનું કાચું સોનું. ને ચતો શેઠ એ કાચા સોનાનો માલિક હતો. એની પાસે નાણું કેટલું હતું એનો કોઈને અડસટ્ટો ન હતો. એનો વેપાર કેટલો બહોળો હતો એનો કોઈને ય સુમાર ન હતો. ને ચતા શેઠની હુંડી ક્યાં વટાવાતી ન હતી એ ગામનું નામ કોઈએ હજી જાણ્યું ન હતું.

ચતો શેઠ જન્મથી કાંઈ કુબેરભંડારી ન હતો. મૂળ તો ગરીબ ને બીજા ઢેડવરણ જેટલો જ એ પણ હડધૂત થતો. પણ ધંધુસરના પાદરમાં એકાદ ધિંગાણું થયું. કોની વચ્ચે શા માટે ધિંગાણું થયું એનો ખ્યાલ ચતાને ન હતો; એમાં કોણ હાર્યું ને કોણ જીત્યું એનો ય એને ખ્યાલ ન હતો. પણ ગામની સીમમાં ઘોડાં ઘણાં મરેલાં પડ્યાં હતાં, ને ઘોડાંનાં ચામડાંમાં ચમારોને ઠીકઠીક રળતર મળ્યું હતું.

આ વાતનો મર્મ બીજાઓને બહુ ન સમજાયો, પણ ચતાને તો પાકા ગુરુમંત્ર જેવો સમજાઈ ગયો. લડાઈમાં વર મરે, કન્યા મરે પણ ચમાર–ગોરનું તરભાણું તો ભરાય જ! માણસ મરે, સેપાઈ મરે, ગામ જિતાય, ગામ ગુમાવાય, રાજ્ય પલટાય, સીમ બળે, બધું ખાનાખરાબ થાય પણ ઘોડાં તો મરે ને? ભૂખમરામાં ગમે તે થાય પણ ઢોર તો મરે ને?

ને પછી તો જૂનાગઢમાં રાજપલટા થયા એના કરતાં વધારે

ઝડપથી ચતાના નામમાં પલટા આવ્યા. ચતો એ ચતાભાઈ બન્યો. ચતાભાઈમાંથી એ ચતુર્ભુજ બન્યો. ચતુર્ભુજમાંથી ચતુરભુજ થયો. ને હમણાં હમણાં એ ચતા શેઠના નામથી ઓળખાતો હતો.

હરિજનવાસના મોખરા ઉપર ચતા શેઠની મોટી હવેલી. ને હવેલીની પરસાળ મોટી વાળી લીધેલી. ત્યાં ચતા શેઠના મેતા બેસતા. વચમાં હવેલીની અંદર જવાનાં પગથિયાં. ને આ બાજુ પાછી મોટી પરસાળ વાળેલી. એમાં શેઠના વહેવારિયા બેસતા.

પગથિયાં ઉપર થઈને અંદર જવાતું. વચમાં મોટો ખંડ ને બે બાજુ બે નાના ખંડ. એકમાં શેઠનો વાણોતર બેસતા. વચમાં શેઠ પોતે મોટી ગાદી ને મોટા તકિયા ઉપર બેસતા. બાજુનો ખંડ વેપારવણજના કામકાજ માટેનો ખાનગી. રાજરજવાડાના મોટા સોદા એમાં થતા.

આમ રાજરજવાડાને જીવતા ઘોડા પૂરા પાડવા ને એ ઘોડા મરે એટલે એનાં ચામડાં વેચવાં એ શેઠનો ધંધો હતો.

ને એ ધંધામાંથી વડમાંથી વડવાઈઓ ફાલે એમ બીજા ધંધાઓ હતા. એ ધંધાઓ આંહી ન થતા. પણ દયાળજી ને ગણેશજી નામના બે નાગરો આંહી બેઠા બેઠા એ વડવાઈઓનાં પાંદડાં સુધ્ધાં ગણતા. એ આંગળીના ટેરવે એનો હિસાબ રાખતા.

વેરાવળમાં ચતા શેઠની પેઢી હતી; અમદાવાદમાં હતી; અરે ઠેઠ દિલ્હીમાં પણ ચાંદની ચોકમાં શેઠની આડત હતી. ત્યાં ધીરધારો થતી, વાટાઘાટો થતી, ભાંગ્યાના વટાવ થતા, દેશપરદેશ માલ ચડતા ને આવતા.

ચામડાના માલ ચડતા તે તો સહુ જોતાં. ભામથી માંડીને ચામડાની બનાવટો ચડતી ને શેઠનાં વહાણોમાં દરિયાલાલના ચોરાસી યે બંદરમાં ઠલાવાતી એ તો સહુ જોતા; સમજતા. પણ જે કાંઈ

સહુ જોઈ શકતું ન હતું એવું પણ ઘણું ઘણું આવતું. કેટલી યે વાર પરદેશી જહાજોમાંથી ફ્રેન્ચ, અરબ, ફિરંગી કે અજબ બગલામાંથી મોટી મોટી દાઢીવાળા મલ્લાહો મોટી મોટી પેટીઓ બંદરે ઉતારતા. શેઠનાં ગાડાંઓમાં આ પેટીઓ ચડતી. ને પછી કોઈ એ પેટીઓને નજરે ભાળી યે શકતું ન હતું.

પણ ચતા શેઠ વહેવારમાં ભાનસાન ભૂલ્યા નહોતા. લક્ષ્મીના તેજમાં એ જણ અંજાયો ન હતો કે લક્ષ્મીની લાતથી ગાંડો બન્યો ન હતો. કો યોગભ્રષ્ટ આત્મા જેમ શાંતિથી વૈભવ જીરવે એમ એ પોતાની દોમદોમ સાહેબી જીરવી શક્યો હતો.

આને કારણે નાતજાત મહાજનમાં એનો મોટો તાપ પહોંચતો ને એની ઉષ્મામાં આખું ગામ ગરમ રહેતું.

ગામઝાંપે ક્રોડપતિ રહેતો હોય એની વાત ન્યારી છે. ને એમાં ય એ નિરભિમાની હોય, હાથનો છૂટો હોય ત્યારે તો એની આદણ અને આમન્યાની તો તમારે વાત જ ન કરવી.

ગામમાં ને મહાજનમાં ચતો શેઠ ગામધણી જેવો જ લેખાતો. ગામ સાથેના વહેવારમાં ચનો શેઠ પોતે હરિજન છે એ વાત કદી ભૂલતો નહિ. ને એ સાલસતા ગામને ઘણી ગમી ગઈ હતી.

એના વેપારરોજગાર ને વહેવારમાં એની આ આદત અને એની આ સદા જાગતી સ્મરણશક્તિ એને ભારે કામની બની હતી ને બનતી હતી એનો બીજાને ઝાઝો ખ્યાલ નહોતો. નમ્રતા એ પણ એક ધંધાદારી રોકડ છે એ વાત કાંઈ બધાને નથી સમજાતી. ને જેને સમજાય છે એને પણ આચારમાં મૂકવાનું સરલ નથી પડતું. એની આસપાસની હવા એની નમ્રતા માટે ઘણું વિરોધી વાતાવરણ ઊભું કરે છે. એટલે ચતા શેઠની નમ્રતા એ ગામલોકને એટલી તો સુખ-કરે ને પ્રિયકર બની હતી કે એની પાછળ કાંઈ છે એનો કોઈ લાંબો

વિચાર કરતું નહિ. ભોળપણની ઓથ નીચે શેઠે પોતાના પગ ઠીક ઠીક પહોળા કર્યા હતા.

ચતા શેઠની બાજુમાં ઊભેલી નારી બીને વાને હતી. ઊંચી એકવડી કાઠીની હતી. એના મોઢાની ઊંચાઈ કરતાં ઊંડાઈ વધારે હતી. એટલે એવી આડમૂરત કોઈ જાજરમાન નારીની લાગતી.

એની મૂરત ખૂબસૂરત તો ન હતી; પરંતુ આંખને ઠંડક આપે એવી ગોરાંપણાં તરફ વધારે ઢળતી એવી વચગાળાના રંગની હતી. એની આંખો મોટી ને શાનદાર હતી. ને એના નાક કાનમાં પહેરેલા હીરાની હરીફાઈ કરતી હતી.

એ હતી હાનીબાઈ, ચતા શેઠની પત્ની. ચતો શેઠ આ બાઈને પોતે ગરીબ હતો ત્યારે પરણેલો. આજ એ માલદાર હતો તો ય આ બાઈને વળગી રહ્યો હતો. ચતો જાતનો હરિજન હતો. ને એક કરતાં એકવીશ બાઈને લખણાં કરી આપીને બે બે ત્રણ ત્રણ વરસે નવાં લગ્ન કરી શકતો હતો. પણ એણે એમ કર્યું ન હતું; ને એમ કરવાનો યે હોય એમ લાગતું નથી.

હાનીબાઈને રાજી રાખવામાં ચતો શેઠ પોતાનું ગૌરવ, પોતાની લક્ષ્મીનું ગૌરવ સમજતો હતો. ને ધણીએ જેટલી પણ વાણિયાવિદ્યા કરીને ધન જીરવી લીધું હતું તેમ હાનીબાઈ પણ શેઠના એ કામમાં ઉત્તેજન આપતી હતી.

એવાં હતાં એ નર ને નારી, ને ઊભાં હતાં પોતાના ઝરૂખામાં.

વરઘોડાનાં વાજાં સંભળાયાં. ઢોલ ને ત્રાંસાં તો જાણે ગાંડા- તૂર બનીને હીબકી ઊઠતાં હતાં. વચમાં વચમાં ભેરાઈને તૂરી બાજતી સંભળાતી હતી. બે ચાર મકરાણીઓ જામગરીવાળી બંદૂકોમાંથી ભડાકા ધડાકા કરતા હતા.

ને એ બધાનો એકસામટો અવાજ આવતા વરઘોડા ઉપર

પાલવ જેમ પથરાતો હતો.

વરઘોડો હરિજનવાસ તરફ ફર્યો. સામાન્ય રીતે બ્રાહ્મણ-વાણિયાના વરઘોડા હરિજનવાસમાં જતા નથી; પરંતુ આ વરઘોડાને હરિજનવાસ તરફ વળતો જોઈને કોઈને ય નવાઈ ન લાગી. કેમકે ગામ આખું જાણતું હતું કે આ વરઘોડાનો બાપ સાકરચંદ શેઠ હતો, પરંતુ એની શોભા તો ચતા શેઠની હતી.

સાકરચંદ શેઠ મોટા માણસ. જાડા કુટુંબના મોટા જણ. કુટુંબની આબરૂ ઠેઠ કાશીના ઝાંપા સુધીની, પણ ઘસાઈ ગયેલા. ને સાકરચંદ શેઠની કમાઈમાં તો શેષ રહ્યું માત્ર કરજ અને મોટી મૂછ. એને ઘેર સાત ખોટનો છોકરો પરણતો હતો. તે વહોરા રોડે ને વાણિયા ઘોડે એમ જો આવા મોટા કુટુંબના નબીરાનો મોટો વરઘોડો ન નીકળે તો વાણિયાની સાત પેઢીની આબરૂ ઉપર પાણી ફરી વળે. સાકરચંદ શેઠને ઝેર ખાવાનો વખત આવ્યો. પણ ચતા શેઠને એ વાતની ગંધ આવતાં એમણે શેઠને સહારો પાઠવ્યો ને એમાંથી આ પ્રચંડ કોલાહલભરી, ધડાકાભડાકા ધૂમાડાભરી, જરિયન સાડી ને રેશમી ફેંટાઓથી ઝળહળતી ને કુળની આબરૂ ઉપર સોનાનો કળશ ચડાવતી ધામધૂમ ઝગમગતી ઊઠી હતી.

ને વરઘોડામાં પણ કાંઈ સાજન—કાંઈ સાજન! ખંભાતના મોતીચંદ શેઠ, સૂરતના આત્મારામ શેઠ, ઉદેપુરના અમરચંદ શેઠ, અમદાવાદના મંગળ શેઠ, દ્વારકાના પ્રેમચંદ શેઠ, માંડવીના હંસરાજ શેઠ—છ છ તો જગત શેઠો આવ્યા હતા. એ છ શેઠો મારફત આ વરઘોડાએ ચીન ને જાપાન, જાવા ને સિયામ, આફ્રિકા અને ઈટાલી, વિલાયત ને વકાલતને જાણે આંટો લઈ લીધો હતો. અરે બીજું તો ઠીક, સાકરચંદ શેઠના પનોતા પુત્રના લગનમાં છેક છેલ્લી ઘડી પહેલાં જૂનાગઢના નવાબ આવી જવાના હતા. અને નવાબની હાજરીને યે જરાક

પાછળ મૂકી દે એવી એક બીજી વાત પણ બનવાની હતી. શેઠને વાયદો તો પાકો મળ્યો હતો ને એ જો પળાય તો નામ રહી જાય! જૂનાગઢના દીવાન અમરજી જાતે પધારવાના હતા! ધન્ય ઘડી ને ધન્ય ભાગ્ય સાકરચંદ શેઠની સાત સાત પેઢીનાં કે એને ઘેર આવો અમુલખ અવસર સંડાયો!

ને એ પરતાપ તમામ ચતા શેઠનો. ચતા શેઠને ને સાકરચંદને આમ તો કાંઈ સંબંધ નહિ. સાકરચંદ શેઠનો કાળ આથમી ગયો હતો; ચતા શેઠનો મધ્યાહ્ન તપતો હતો. શેઠ મહાજનમાં, મહાજનની પાખીમાં, વારતહેવારે કંદોઈની કડાઈઓ ચૂલેથી ઉતરાવવામાં ને ખોડાં ઢોરને નિભાવવાના ફાળામાં ગૂંથાયેલા રહેતા. ચતો શેઠ મ્હૈ-સૂરના દરબારથી માંડીને લખનૌના નવાબ સુધીનાં રાજરજવાડામાં બેસતો ઊઠતો હતો. એકને ધંધુસર ગામ એ દુનિયા તમામ હતી, બીજાને રાતવાસો કરવાનું ઠામ હતું. એકને મન એ બોડ હતી, બીજાને મન એ માળો હતો. ને ખીલે બાંધેલાં ઢોરને આકાશમાં ઊડતાં પંખી વચ્ચે હિતોપદેશ કે પંચતંત્ર સિવાય બીજે ક્યાં ય ભાઈબંધી સાંભળી નથી.

પણ ચતા શેઠનો કાળ મધ્યાહ્ને હતો ને મધ્યાહ્ને તપતો સૂરજ પોતાનો પ્રકાશ વેરવાને માટે અંધારા ખૂણા શોધી કાઢે છે. ચતા શેઠે સાકરચંદને કહેવરાવ્યું: 'શેઠ, તમારો દીકરો એ ગામનો દીકરો છે. તમારી આબરૂ એ ગામની આબરૂ છે. બાપદાદાની રીતમાં કાંઈ વાંધો ન આવે એ જોજો. ને કોઈ વાતે મૂંઝાશો મા.'

અલબત્ત આ વાત ખાનગી હતી. સાકરચંદ શેઠ ને ચતા શેઠ સિવાય બીજા કોઈને ખબર ન પડે એવી રીતે એ કરવામાં આવી હતી. છતાં ગામ આખાને આ ખાનગી વાતની ખાનગી રીતે ખબર હતી ને દરેક માણસને એમ હતું કે હું એક આ ખાનગી વાત જાણું છું ને

બીજા કોઈને ખબર નથી.

એટલે વરઘોડો હરિજનવાસ તરફ નમે એમાં નવાઈ ન હતી. ને કોઈને એમાં અચરજ ન લાગ્યું. કેમકે આખરે તો આ અવસર ચતા શેઠનો હતો. ખોડાં ઢોરને ય પાળવાનો ધરમ સમજનાર શેઠનો દીકરો ભામના ઇજારદારને પૈસે પરણતો હતો! એ વાતમાંથી ફલિત થતો સામાજિક વિપ્લવ, કાળપલટો, જમાનાની અદલબદલની કોઈને ય કાંઈ સૂઝ હતી કે નહિ એ કોણ જાણે!

એ તો જે હો તે. સમયના માપ કરવાનો કોઈને અવસર ન હતો ને ઘણાને તો એની જરૂર નથી. દુનિયા ઊગતા સૂર્યને પૂજે છે. નવો સૂર્ય કેમ ઉગ્યો, એનાં અજવાળાં દુનિયાને કેવા રંગની બનાવે છે, જૂનો સૂર્ય કેમ આથમ્યો ને એનાં જૂનાં અજવાળાં દુનિયાને કેવા રંગની બનાવતાં હતાં ને જૂનાં ને નવાં અજવાળાં વચ્ચે ભેદ શો છે, ને ક્યાં છે ને એ ક્યાં દોરી જાય છે એ જોવાનું કામ લોકનું ક્યાં છે? એ કામ પંડિતોનું છે, શાસ્તરોનું છે, કે એવા બીજા કોઈ નવરા અને આવતી કાલની ઉપાધિમાં આજના રંગરાગમાં પૂળો મૂકનારાઓનું છે. વરઘોડામાં આવનારા સાજનને એવી નવરાશ ક્યાંથી હોય?

અરે જુઓ તો ખરા! અહીં ફૂલવાડી લૂંટાય છે, બંદૂકો દારૂએ ધરબાય છે, ધોળી ઇજાર ને કાળા પહેરણવાળા મકરાણીઓ બંદૂકોના ભડાકાઓ કરે છે, જરિયન ઝૂલવાળા બળદો ધીમે ધીમે હીંડે છે ને એમને પગલે પગલે રથ ને વેલ ને સીગરામનાં પૈડાંનાં સંજીરાં ઝણઝણે છે. કાળા પહાડ જેવા હાથીઓ ઉપર લાલ લાલ વસંદી લહેરાય છે ને એને માથે અંબાડીમાં વરરાજા બેઠા છે ને એને સાથે સોનારૂપાથી મઢેલી પરી જેવી એની બેનડી લૂણ ઉતારી રહી છે.

ને આગળ ચાલે છે જેના મહોલે સગ દીવા બળે છે એવા નવલખ ને નવક્રોડ શેઠિયા ચાલે છે—જેની પાઘડીઓના વળમાં અરધા

હિંદુસ્તાનનાં રજવાડાં છે, જેના ખિસ્સામાં અરધા હિંદુસ્તાનની દોલત છે, જેના પગથી અરધા હિંદુસ્તાનની ધરણી ધણધણે છે—એવા અમરચંદ ને આત્મારામ, મંગળ પારેખ ને પ્રેમચંદ મોતીચંદ ને હંસરાજ—જેને આંગણે દરિયાલાલની કામધેનુનાં દૂઝણાં છે ને હિંદુસ્તાનની ભોમકાનું વલોણું છે. અરે, કાળ પણ ઘડી જેની દોમદોમ સાહેબી આગળ થંભી જાય એવા સાજનમાજનમાં કાળના પલટાની વાત વળી કોણ નવરો કરે છે–નક્કી એ એક અભાગિયા જીવને વરઘોડામાં આવવાનું ઇજન જ નહિ મળ્યું હોય. નાચનારીનું આંગણું વાંકું ખરું ને!

વરઘોડો હરિજનવાસ તરફ વળ્યો.

ને હરિજનવાસના મોખરે આવેલી ઊંચી હવેલીના રંગબેરંગી કાચમઢ્યા ઝરૂખામાંથી ચતો શેઠ ને હાની શેઠાણી વરઘોડાને મરકતે મુખે જોઈ રહ્યાં હતાં.

ઝરૂખામાંથી જરા લળીને ચતો શેઠ વરઘોડાને જોઈ રહ્યા હતા. હવેલીના બારણા આગળ બાર મકરાણી ને બાર ખાંટ ભરેલી બરક ને સળગતી જામગરીઓ સાથે ઊભા હતા ને બાર બંદૂકના બારથી વરરાજાનાં વધામણાં લેવાના હતા.

હવેલીના દરવાજા આગળ ઠેઠ કાશીથી ખાસ ખેપથી લાવવામાં આવેલા ગંગાજળથી ખાખી બાવાઓએ આગળ પાછળ ભોં માર્જિત કરીને પવિત્ર બનાવી હતી. હરિજનનાં પગલાંથી ભોમકા અભડાઈ હોય એ આભડછેટને ગંગામાનાં નિર્મળાં નીરે અપહરી લીધી.

ગંગામાનાં નિર્મળાં નીરે પાવન કરેલા એ સ્થાનમાં ગામગોર ગંગારામ કાશીનાં પીળાં પીતાંબર પહેરીને કાશ્મીરી હીરની ભરેલી શાલ પહેરી ગળામાં સોનાથી બાંધેલી સ્ફટિકની માળા પહેરીને સોનાની કંકાવટીમાંથી વરરાજાના કપાળમાં ચાંદલો કરવાનો હતો,

અક્ષત ચોડવાનો હતો ને બસરાઈ મોતીથી મઢેલું નકોર સોનાનું શ્રીફળ આપવાનો હતો. ને હીરચીર પહેરીને ગામના બ્રાહ્મણવાડાની કુમારિકાઓ વરરાજાને સોનારૂપાનાં ફૂલોથી વધાવવાની હતી. ધન ધન હતા એ વરરાજા જેનો આવો શાહી આદર થવાનો હતો; ધન ધન હતું ગામ કે એને આંગણે ગામશેઠના દીકરાનો આવો આદર કરનાર ચતા જેવો શેઠિયો પાક્યો હતો.

મોઢા ઉપર આછું સ્મિત કરીને પોતાની આ લક્ષ્મી મહોર્યી સાહેબીથી દંગ થઈ ગયેલા સાજનમાજનને ચતા શેઠ જોઈ રહ્યા હતા. એણે બાર વરસના વરરાજાને કોક મોટા રાજના યુવરાજ જેવા પોશાકમાં જોયો. એણે વરરાજાને હાથી ઉપરથી સીડીની ઈસો ઝાલીને નીચે પગથિયાં ઊતરતો જોયો. એણે ગામગોરને વરના કપાળમાં તિલક અક્ષત કરતો જોયો. એણે વરરાજાના હાથમાં નાળિયેર મુકાતું જોયું. બ્રાહ્મણકન્યાઓને સોનારૂપાનાં ફૂલો વેરતી જોઈ. એણે વરરાજાને ભારે સંકોચથી નાળિયેર સાથે હાથી ઉપર ચડતો જોયો. ને એને આ મહાસમારંભની વચમાં આવડા નાના નાયકને સંકોચથી મૂંઝાતો જોઈ કાંઈક રંગભર્યું હસવું આવ્યું. વસંતના ખીલેલા બાગ જેવી રંગબેરંગી મેદની ઉપર એની નજર પડી. વસંતની રંગબેરંગી પિચકારીઓની વચમાં ધાણી ફૂટતી હોય એવા બંદૂકોના અવાજો એના કાનમાં મીઠા લાગ્યા.

ઢોલત્રાંસાં ધ્રબકી ઊઠ્યાં. ભેરીતુરાઈ બાજી ઊઠ્યાં. ઘોડાની ઘુઘરીઓ ને બળદોની ઝાંઝર ઝણઝણી ઊઠી અને અસ્ફુટ અવાજો સાથે વરઘોડો જાણે આગળ સરકવા લાગ્યો. આથમતા સૂર્યના સાત સાત રંગે રંગાયેલી કો' વાદળી આછા પવનમાં આગળ સરે એમ.

'સાકરચંદ શેઠે પણ લગન બનાવ્યાં હો!' મીઠાં ગીત ગાતી

નગરનારીઓના રંગબેરંગી એવા વરઘોડાના છેડા ઉપર મીઠી ટીકા કરતાં ચતા શેઠે બહાર નજર રાખતાં પોતાની પત્નીને કહ્યું.

પણ ચતા શેઠને ધારેલો જવાબ ન મળ્યો.

'કાં, કેમ બોલતી નથી?' એમ કહીને ચતા શેઠે બહારથી નજર ખેંચી લઈને પોતાની બાજુમાં નજર કરી.

પહેલાં તો એની પત્ની બાજુમાં ઊભી હતી; વરઘોડાના સ્વાગતને પણ બાજુમાં ઊભીને જોતી હતી. ને હજી પણ એ બાજુમાં જ ઊભેલી હોવી જોઈતી હતી. પણ એ બાજુમાં ઊભી ન હતી.

'એ ય! ક્યાં ગઈ?' ચતા શેઠે સાદ દીધો.

ને એનો જવાબ ન મળ્યો.

કાંઈક અચરજ અનુભવતાં ચતા શેઠે અંદર ખાટ ઉપર નજર કરી. ખાટ ઉપર એની પત્નીનો ઘણોખરો દિવસ વીતતો હોય. એ બીજે ક્યાંય ન હોય ત્યારે ખાટ ઉપર જ હોય.

પણ ખાટ ઉપર પણ ન હતી! ક્યાં ગઈ? હોંશમાં ને હોંશમાં વરઘોડા સાથે ચાલી નથી નીકળી ને?

એમ હોય તો અલબત્ત કોઈ કાંઈ કરતાં કાંઈ બોલી શકે એમ તો ન હતું. પણ નાહક મનમાં કચવાટ થાય ને ઘરના પૈસા ખર્ચીને ગામનો કચવાટ શા માટે વહોરવો? વેપારીના દીકરાની એ કોઈ રીત કહેવાય?

ચતા શેઠ પોતાની પત્નીને ઢૂંઢવા માંડચા.

'હાની!' ચતા શેઠ અવાજ દેવા લાગ્યા.

કાંઈ સીધો જવાબ ન મળ્યો. પણ દીવાનખાનામાં બારણું પડતું હતું એવા સૂવાના ઓરડામાંથી કાંઈક જાડો, કાંઈક ઘેરો, કાંઈક કદી ન સાંભળેલો અવાજ આવ્યો.

ચતા શેઠ એ ઓરડામાં ગયા. ઉઘાડા બારણાના ઉંબરામાં જ

થંભી ગયા.

પલંગ ઉપર ઊંધું માથું નાખીને હાનીબાઈ ધ્રૂસકાં ભરતી હતી!

હાનીબાઈ! એની હાનીબાઈ! એની હાની! એના સુખદુઃખની સાથી! એની ચડતીની લક્ષ્મી! એના ઘરની અન્નપૂર્ણા...જેના ઝાંઝરને એકેએક રણકે ઘરમાં લક્ષ્મી આવી, આબરૂ આવી, એવી એની લક્ષ્મી–કોઈ વાર એની મા, કોઈ વાર એની બહેન–સદાકાળની સખી અને પત્ની...ને એની આંખમાં આંસુ...એની છાતીમાં ધ્રૂસકાં...! અરે કોણ છે એવો બે માથાંનો જે હાનીની છાતીમાં એક નિઃશ્વાસ સરખો પૂરી શકે...? શા કામની એની આ નવલખ સાહેબી જો હાનીને એક નિસાસો પણ મૂકવો પડે તો?

'હાની!' ચતા શેઠ બાજુમાં બેઠા. વાંસો પંપાળવા લાગ્યા: 'હાની...'

હાનીબાઈએ જવાબ ન આપ્યો.

ચતા શેઠે પોતાની પત્નીનું પલંગ સાથે દબાયેલું માથું ઊંચું કર્યું. એની ભીની આંખો પોતાના ખડબચડા હાથથી લૂછી.

'શું છે? હાની શું છે?'

હાની પથારીમાં બેઠી થઈ. સામેની દીવાલ સામે મૂંગી તાકી રહી

ચતા શેઠ થોડી વાર ચૂપ રહ્યા. થોડી વાર એ પોતાની પત્નીને વાંસો પંપાળી રહ્યા. પછી એમણે પૂછ્યું: 'શું છે?'

'કાંઈ નથી.'

'ના, કાંઈક છે.'

જવાબમાં હાનીએ માથું ધૂણાવ્યું. પરંતુ માથું ધૂણાવવાની વાત ખોટી હોય એમ એના મુખમાંથી એક નિઃશ્વાસ નીકળી ગયો

'મારા સમ! કાંઈક છે. મને નહિ કહે તો કોને કહીશ?

'કોઈને કહ્યે શું વળે?'

'મને તો કહે!'

'હું વરઘોડો જોતી હતી એમાં મન ભરાઈ આવ્યું.'

'ગાંડી! વરઘોડો જોવાથી મન ભરાઈ આવ્યું? વરઘોડો તો સરસ હતો, કેમ?'

'એ જ વાત છે. વરઘોડો સરસ હતો. ભગવાને મને બધું આપ્યું. હીરા આપ્યા, સોનું આપ્યું, ચાંદી આપી, હવેલી આપી, વાડી આપી. અને ટુકડા માગ્યા રોટલા ને મરેલા ઢોરનાં માંસ ખાનારી કોમની બાઈને ભગવાને બધું આપ્યું — ને કાંઈ ના આપ્યું!'

'કેમ કાંઈ ના આપ્યું?'

'શા કામનું એ સોનું ને એ હીરા, એ હવેલી ને એ નાણું — શેર માટી વિના ભગવાને મારું અંગ બધું મઢી દીધું ને ખોળો ખાલી રાખ્યો.'

ચતા શેઠ હસ્યા. 'અરે ગાંડી! જેટલું ભગવાને દીધું એટલું માથા માથે ચડાવી લે ને નથી આપ્યું એટલું તારા નસીબમાં નથી એમ માની લે. ગામ સાથે વઢીએ, રાજા સાથે વઢીએ; નાત સાથે વઢીએ; પણ ભગવાન સાથે કાંઈ વઢવાડ કરવા યે જવાય છે?'

હાનીબાઈ ચૂપ રહી. રોજ રોજ એણે શું આ રીતે જ મનને વળાવવા કોશીશ નહોતી કરી? ને તો ય મન વાનરવેડા નહોતું ચૂકતું એ એ ક્યાં જાણતી નહોતી?

'મારા પૈસાથી આ વરઘોડો નીકળ્યો. ભલે નીકળ્યો. સાકરચંદ શેઠનો કુંવર સો વરસનો થાજો. ને એનું જોડલું કદિ યે વિખૂટું ન હોજો. પણ મારે બસ એક જ છોકરો પણ હોત ને તો હું ય મારા કુંવરનો વરઘોડો કાઢત ને આકાશમાંથી દેવ જોવા આવત એવો કાઢત પણ કોણ જાણે કેમ ભગવાનને ઘેર એક મારે માટે શેર માટીની ખોટ પડી ગઈ!'

ચતા શેઠ ગંભીર બન્યા. પોતાને કાંઈ સંતાન ન હતું એ વાત એને મનમાં કદિ નહોતી ખૂંચતી એમ તો નહોતું. કોઈક કોઈક વાર એને પણ એ વાતનું મનમાં દુઃખ થતું. કેટલેક ઠેકાણેથી બીજી પત્ની કરવાની દરખાસ્ત પણ આવેલી, પણ ચતા શેઠે એ બધી ધૂતકારી કાઢેલી.

એમણે કહ્યું: 'તું ગાંડી છો. વામણો આંબાફળ ઇચ્છે એવી તારી વાત છે. છતાં ય તારા મનમાં જો એ વાતનો રંજ હોય તો કાંઈક બાધા રાખ, કાંઈક આખડી રાખ; કાંઈક જોવરાવ.'

'બાધા યે ઘણી રાખી છે. આખડી યે ઘણી રાખી છે. પણ કાંઈ થતું નથી.'

'તો બસ આપણું લેણું એટલું!

'મને એમ થાય છે કે ભગવાને સોનું આપ્યું. હીરા આપ્યા. રૂપું આપ્યું. તો માટી કેમ ન આપી? કાંઈક પણ નડતર છે. ભગવાને નક્કી આપ્યું છે. પણ વચમાં કોક આવરે છે.'

ચતા શેઠ હસ્યા. હાનીબાઈની વાત ગાંડી હતી!

'તમે એમ હસો નહિ. હસવામાં મારી વાત સાવ કાઢી નાખશો એ નહિ ચાલે. તમે જાઓ, ગગા ભટને બતાવો. ટપકા મંડાવો. જન્મોતરી જોવરાવો. શું નડતર છે એ પૂછી આવો.'

'ચોક્કસ પૂછીશ. આજ ને આજ જઈ આવીશ.'

'ના, એમ વાયદો નહિ. અત્યારે ને અત્યારે જ જાઓ.'

હાનીબાઈ ઊઠી. એણે શેઠનું અંગરખું એના હાથમાં આપ્યું, એની પાઘડી લઈ એના માથા પર મૂકી, હાથમાં લાકડી આપી. શેઠના જોડા સાફ કરીને એના પગ આગળ મૂક્યા.

'હમણાં ને હમણાં જાઓ.'

શેઠ ગગા જોશીના જોશમાં કે એના જન્મોતરીના વાચનમાં

માનતા ન હતા. જ્યોતિષ એ સાચું શાસ્ત્ર છે કે કેવળ ગપાષ્ટક છે એનો વિચાર કરવાનો ય એને પોતાના ધંધામાંથી અવકાશ મળતો નહોતો. પણ જે કાંઈ કરવાથી પોતાની પત્નીના મનનું સમાધાન થાય એવી વાત કરવામાં એને વાંધો નહોતો. એ તૈયાર થયા.

પત્નીએ માથે મૂકેલી પાઘડી એમણે ઠીક કરી. એમણે અંગરખું પહેર્યું. ખભે ખેસ નાખ્યો: પગમાં ઉપાન પહેર્યાં.

'ગગા ભટ અત્યારે ઘેર હશે?'

ચતા શેઠે જાણે ભીંતને પૂછતા હોય એમ સવાલ કર્યો. એણે પોતાની પત્નીને સીધો સવાલ પૂછ્યો ન હતો. પરંતુ પત્ની એ સવાલનો જવાબ આપશે ને એ જવાબને કારણે પોતાને અત્યારે જવાનું નહિ થાય એવી તો એના મનમાં આશા હતી ખરી.

'ગગા ભટ પણ ગામની ભેગા વરઘોડામાં ગયા હશે.' ચતા શેઠે પોતાના બહાનાને આગળ ચલાવવા ધાર્યું. પરંતુ એની નજર એની પત્ની ઉપર પડી. પલંગ ઉપર એ બેઠી હતી. એના જમણા હાથની હથેલી ઉપર એણે પોતાનો જમણો ગાલ ટેકવ્યો હતો. ને એને કારણે એનું મુખ સહેજ આડું હતું. પરંતુ એ ચહેરો એ બેઠક એ મૂરત એને એટલાં તો વ્યથિત લાગ્યાં કે એમણે તત્કાલ પલટો માર્યો. 'અરે વરઘોડામાં ગયા હોય તો ય બોલાવી મંગાવીશ. તું તારે મુંઝાઈશ મા. હમણાં ને હમણાં જવાબ લેતો આવું.'

પોતાની પત્નીના મનને સંતોપ આપવા માટે ચતા શેઠે ઢીલને હૈયા ઉપરથી ઉતારી નાંખી. વાતને પોતાની સાથે ખાસ લાગતું વળગતું નથી એવો મનોભાવ પણ આદરી લીધો. સાપ જેમ કાંચળી ઉતારે એમ ચતા શેઠે ઢીલને ઉતારી નાંખી. એના ચહેરા ઉપર આતુરતા આવી. ઉતાવળ આવી. કાળી ગરીબી ને કાળી મજૂરી ને

કાળી ભોમકામાંથી ઊંચે ચડેલા ચતા શેઠના મનમાં એક ગાંઠ કંઈ કાળથી હતી ને કોઈ એને છોડી શકે એમ ન હતું. ચમારની નાતમાં સામાન્યતઃ કદિ યે ન સંભવી શકે એવી કુમાશ, એવી નરમાશ એવી દિલાવરી અને એવી એકતાનતા, એવી મૂરત ને એવી સૂરત સાથે હાનીબાઈએ એના ગરીબ ઘરના ઉંબરામાં પગ મૂક્યો ને એની તૂટી ફૂટી ઝૂંપડીમાં વાસો કર્યો ત્યારથી એના દિવસ ફર્યા હતા. એ એના ઘરની લક્ષ્મી હતી ને એની લક્ષ્મીની ઉદાસીનતા એ એને વસમી લાગી.

હાનીની વાત સાચી હો કે ન હો. એની પ્યાસ સાચી હો યા ન હો. એની સાથે ચતા શેઠને ઝાઝી નિસ્બત ન હતી. પણ એક વાત તો સાચી હતી. જો હાનીનું મુખ ઉદાસ હોય, વીલું હોય, તો પછી શા કામની હતી એની આ સાહ્યેબી?

ને એણે પોતાની પત્ની પાસે જઈને એની હડપચી સાહીને એનું મુખ ઊંચું કર્યું.

'હાની! મારી સામે જો. હું તને કહું છું કે મારે આ સારી યે દોલત ને સારી યે જાહોજલાલી ફના કરવી પડશે તો ય તારી મનની મુરાદ પૂરી કરવામાં હું પાછો નહિ પડું! જો, હું ગગા ભટને ત્યાં જઉં છું. ઘેર નહિ હોય તો જ્યાં હશે ત્યાંથી એને શોધી કાઢું છું. હવે તું જરા હસ!'

ચતા શેઠ દાદર નીચે ઊતર્યા. ને એની પાછળ એની પત્ની પણ દાદર ઊતરવા માંડી.

ચતા શેઠે હવેલીનું બારણું ઉઘાડ્યું.

ને ઉઘાડા બારણામાંથી ત્રણચાર ભિખારીનાં છોકરાં અંદર ધસી આવ્યાં.

'મા!' સૌથી મોટા છોકરાએ મોટે સાદે અવાજ દીધો. ને

પહેલી વાર જાણે એ સાદથી હવેલી આખી યે ભરાઈ.

'બાપા!' બીજા છોકરાએ સાદ દીધો ને જાણે એનો પડઘો આગલા સાદના પડઘાને શોધવાને હવેલીના ખૂણેખૂણામાં ફરી વળ્યો.

ક્ષણવાર ચતા શેઠ ને હાની અવાક્ જેવાં થઈ ગયાં. ક્ષણભર છોકરાં અવાક્ જેવાં ઊભાં રહ્યાં.

અને પછી સૌથી મોટા છોકરાએ વેગથી શ્વાસ ખાવા થંભ્યા સિવાય બોલવા માંડ્યું:

'મા! તમે અમારી મા છો ને? અમે રસ્તાના રઝળતાં ભિખારીનાં છોકરાં છીએ. અમારે મા નથી ને બાપ નથી. મા ને બાપ બે ય હોય તો અમારું લાલનપાલન કરે. અમારી માવજત કરે. અમારા વરઘોડા કાઢે. ને આ વરઘોડો જોઈને અમને પણ મા ને બાપની ભૂખ લાગી. ને અમે આજ તો રોટીના ટુકડાને બદલે માબાપ માગવા નીકળ્યા. તમે મળી ગયાં. તમે અમારી મા થશો? તમે અમારા બાપ થશો? તમારે ઘેર છોકરાં નથી; અમારે કોઈ માબાપ નથી; અમારે રહેવા ઘર નથી. તમે અમારાં માબાપ થશો?'

ચતા શેઠ જ્યાં હતા ત્યાં ઊભા રહ્યા. હાની દાદરનાં પગથિયાં ઉપર જડવત્ ઊભી રહી. ને ચમકી રહી માત્ર એક એની આંખો—નમાયા રઝળુ છોકરાઓ ઉપર, એમના લીરા જેવાં કપડાં ઉપર, એમના ભૂખથી સૂકાયલા ને તાપથી જલી ગયેલાં અંગ ઉપર, એમની ઊંડી ઊતરી ગયેલી આંખો ઉપર, એમના ધૂળથી મેલા થયેલા વાળો ઉપર......

ચતા શેઠ બહારના બારણા તરફ આગળ વધ્યા. બહાર નીકળી જવા એમણે ઉંબર વટાવ્યો. નીચેના પગથિયાં ઊતરવાને એમણે પહેલા પગથિયા ઉપર પગ મૂક્યો.

# પ્રકરણ એકવીશમું

## જેમાં એની શ્રદ્ધાને આગુધાયો જવાબ મળે છે

પોતાની પત્નીના શબ્દોથી જ ચતો શેઠ અવાક્ થઈ ગયો એમ નહિ, એનો અવાજ પણ એના કાનમાં આજ કોઈક નવો રણકાર કરી રહ્યો. કોઈ દિવસ નહિ એવું કાંઈક ભરેલું ભરેલું એને એ અવાજમાં લાગ્યું.

ને એનો ચહેરો! હાનીબાઈને એ છેલ્લાં વીસ વરસથી સવાર બપોર સાંજ જોતો હતો. એ પ્યારા મુખડાની એને રગે રગ ને રેખાએ રેખા પરિચિત હતી, એની આંખમાં જડાઈ ગઈ હતી.

લખનૌના નવાબ વાજીદઅલીખાં અને ચતા શેઠ એક દિવસ વાત કરતા હતા. વાતમાં ને વાતમાં નવાબે ચતા શેઠને લખનવી નાચ બતાવવાનું માથે લીધું. ને પોતાની એ દરખાસ્ત ઉપર ચતા શેઠનું મોઢું કસાણું થયેલું જોઈને નવાબને આ જડ, અરસિક અને ચામડાના ચૂંથનારા ઉપર મનમાં કચવાટ પેદા થયો.

'અરે શેઠ! તમે તે ઘોડા ને ઘોડીની વાતમાં બીજું કાંઈ સમજો છો કે? હું તમને નાચ બતાવવાની વાત કરું છું: લખનવી નાચ. જે જોવાને માણસ સેંકડો કોસથી મુસાફરી કરે છે, જે જોવાને ભલભલાનાં પાણી ઊતરે છે, જે જોવાને બેહિસ્તમાંથી હૂરી આવે છે, એ નાચ હું તમને બતાવવાનું કહું છું. નાચ શું એની તો તમને ખબર છે ને?'

નવાબે જાણ્યું કે ચતા શેઠની અરસિકતા ઉપર કટાક્ષ કરીને પોતે જાણે મોટી બાજી જીતી છે. પણ ચતા શેઠના વળતા સવાલે એને અચરજમાં નાખી દીધો.

'નાચશે કોણ, સરકાર?'

'નાચનારીઓ. હું ને તમે તે કાંઈ થોડા નાચવાના છીએ?'

'સરકાર? હું ને તમે નાચીએ તો ય ખોટું શું છે, આપણી મા બહેનોને નાચતી જોવા કરતાં?'

આ ગુસ્તાખી ઉપર નવાબનું માથું ફાટી ગયું. પણ નવાબનું માથું ફાટે ને હિમાલય ડોલવા માંડે ને ધરતી ધ્રૂજવા માંડે એ દિવસો હવે લખનવી નવાબીના રહ્યા ન હતા. 'આપણી મા બહેનો?'

'ભૂલ્યો સરકાર! મારી તો મા બહેનો થાય. પણ આપની તો દીકરીઓ થાય. આપ નવાબ રહ્યા; ને આ રૈયત તમામ તો આપની પ્રજા કહેવાય ને?'

નવાબ ચૂપ થઈ ગયો! આ જડ ચમારને શું કહેવું એ જ એને ના સૂઝયું.

મિયાં ફારૂખ નવાબના વજીર; ખાસ સલાહકાર, બેઠકઊઠકના સંગાથી. એણે કહ્યું: 'શેઠ! તો તમે કદી નાગસુન્દરા જોયો નથી?'

'એમાં જોવાનું શું છે?'

'એ તો ઠીક. આંખ આંખમાં ફેર છે. પણ તમે કોઈ દિવસ ઘરની સ્ત્રી સિવાય બીજી કોઈ સ્ત્રીને જોઈ છે કે નહિ? તમારે સ્ત્રીઓ છે શેઠ?'

'અમારા ધર્મ પ્રમાણે એક પુરુષને હજારો માતાઓ ને હજારો બહેનો હોય છે; સ્ત્રી એક જ હોય છે.'

'અરે કાંઈ વાત છે?' મિયાં ફારૂખે ચતા શેઠને પડતો મૂકીને નવાબની ખુશામત કરવાની તક લીધી.

'અમારા નવાબ સાહેબને ચાર બેગમ છે. પણ એક ચંદા નામની નાજનીન અતિ પ્યારી છે! શી એની નજાકત!'

ચતો શેઠ હસ્યો. દુનિયામાં એક વાતને માટે તો મગરૂબી ધારતા શેઠને પોતે જેના ઉપર અભિમાન લેતો હતો એ જ વાત સામે આવી.

ચતા શેઠે કહ્યું : 'નવાબ સાહેબને એ એટલી પ્યારી છે?'

'અરે વાત શી? મગર જાન દેવો પડે તો ય સરકાર જાન દે, ચંદા ઉપર.'

ચતા શેઠે કાગળ લીધો, લેખણ લીધી. લેખણ નવાબની સામે ધરી: 'તો નવાબ સાહેબ, આ કાગળ ઉપર એની છબી ચીતરી દ્યો.'

નવાબ વાજીદઅલી શાયર હતો. ચિત્રકાર હતો. પરંતુ સામે નમૂના વગર ચંદાનું ચિત્ર કેમ દોરાય?

ચતા શેઠે કાગળ લીધો. લેખણ લીધી. કાગળ ઉપર ચિત્ર દોરવા માંડ્યું. દોરી લીધું. 'સરકાર! મારી સ્ત્રી મને પ્યારી છે. એની એકએક રેખા હરહંમેશ મારી નજર આગળ રમે છે. આ મારી સ્ત્રી. ખુદાએ મારે માટે એ એક ઘડી છે.'

નવાબે ચતા શેઠનો તાગ લેવા દોરેલા ચિત્ર સાથે ખાસ માણસો ધંધુસર મોકલેલાં. માણસોએ પાછા આવીને ચિત્રની વફાદારીની તારીફ કરી. નવાબે એ ઉપરથી ચતા શેઠની મારફત 'પોતાની બહેન'ને એક મોતીનો કંઠો ભેટ મોકલાવ્યો. ત્યારથી એ ચતા શેઠને 'ચાચા' કહીને બોલાવતો.

આવી કથા જે માણસના નામ સાથે સંકળાયેલી છે એ માણસને પોતાની પત્ની કેટલી પ્યારી હોવી જોઈએ? એનો ચહેરો એની આંખમાં, એના દીલમાં કેટલો વસી ગયો હોવો જોઈએ?

પણ દીન રાત જે માણસે આવા એકરાગી પ્યારથી ને એકરાગી

એક ભેંસ ઉપર બેસતો ને એ મને કોઈ વાર તેડી લેતી.'

'પછી?' ચતા શેઠ બોલે એ પહેલાં હાનીબાઈએ પૂછ્યું.

'પછી તો એક દિવસે ગામમાં ગોકીરો થયો. ઘણા ઘોડેસ્વારો આવ્યા. બંદૂકોના ધડાકાભડાકા થયા. ગામ આખું સળગાવી દીધું. પેલી બાઈ મને તેડીને ભાગી નીકળી. ને એક ઘોડેસ્વારે આવીને એને ભાલો માર્યો, એ જમીન ઉપર ઊંધમૂંધ પડી ને એના અંગમાંથી લોહીની ધારા ઊડી ને એમાં હું ભીંજાઈ ગયો. મને લાગ્યું કે મને પણ ભાલો મારશે. હું ભાગ્યો. મારા જેવા ઘણા છોકરા ભાગતા હતા. હું ભાગ્યો...ભાગ્યો...મા...મા...કરતો ...ને મને આજ મારી મા મળી ગઈ.'

ચતા શેઠની ખાટ બંધ થઈ ગઈ. એના કપાળમાં કરચલી પડી. આ તો એની સોદાગરીની કહાણી હતી કે શું?

'અને તું?' હાનીબાઈએ બીજા છોકરાને સવાલ પૂછ્યો.

'મને કાંઈ યાદ નથી. થોડુંક યાદ છે. થોડા વખત પહેલાં વગડામાં આ ભીખો ને હું રખડતા હતા. ત્યાં અમારા ઉપર નહારે હુમલો કર્યો. અમે બેઉ ભાગ્યા. ને રસ્તામાં એક ઝાડની ડાળી ઉપર બેઠેલા રાંકાને મેં જોયો. મેં એને નહારની વાત કરી, ભીખો પાછળ પડી ગયાની વાત કરી.

'વીણ વીણ, પથરા વીણ.' રાંકાએ મને કહ્યું. મેં પથરા વીણ્યા. રાંકાએ વીણ્યા. ને અમે બે પાછા ગયા. ભીખો દોડતાં પડી ગયો હતો ને નહાર એને પકડીને ઘસડતું હતું, ને બીજાં બેચાર નહાર આવ્યાં હતાં એની સામે એ ઘુરકતું જતું હતું. અમે પથરા ફેંક્યા. નહારને ભગાડી મૂક્યાં. ભીખાનો એક પગ ચૂંથાયો હતો; એના ઉપર રાંકાએ એનું પહેરણ ફાડીને પાટો બાંધ્યો; ને ત્યારથી આ ભીખો એક પગે લંગડાય છે. અમે આ ગામમાં આવ્યા.

ધરશોડો જોયો. માબાપ માગવાની વાતે ચડચા.'

ચતા શેઠે હોઠ પીસ્યા. આવી વાત કાઈક કોઈક વાર એને કાને આવતી ખરી. પણ એ એને સાંભળવી ગમતી ન હતી. આ તો વાત ધોડાની, એની સોદાગરીના પાછલા વાડાની, પોતાને સાંભળવી ગમે નહિ એવી હતી. પોતે સાંભળતા ન હતા, ને હાની એ સાંભળે એ એને ગમતું ન હતું.

'હવે પહેલાં એમને ખવરાવ પિવરાવ; પછી વાત કરજે.' શેઠે હાનીબાઈને સલાહ આપી.

એ અવાજ જ જાણે એણે ના સાંભળ્યો હોય એમ હાની-બાઈએ પૂછ્યું: 'પણ તમે અહીં ક્યાંથી આવી ચડચા? તમને અમારું ઘર કોણે બતાવ્યું?'

'કોઈએ બતાવ્યું નથી. અમને કોણ બતાવે? અમને તો લોક મારે છે ને કાંઈક પૂછીએ તો ગાળો દો છે. પણ અમે જુગતિથી શોધી કાઢ્યું.'

'કઈ રીતે?'

'અમે માબાપ માગવા નીકળીએ, પણ જેને ઘેર પોતાનાં છોકરાં હોય એ કાંઈ અમને માબાપ ન દો! અમે કોઈના ઘરમાં ઘૂસીને નજર કરતા. ક્યાંક છોકરાંનું રડવું સંભળાય, ક્યાંક મા હાલરડાં ગાતી સંભળાય, ક્યાંક છોકરાંનાં લૂગડાં સૂકાતાં દેખાય. અમે તો ઘણું રખડ્યા. ને અમને થયું કે અમને માબાપ મળશે નહિ. ત્યાં રસ્તામાં એક ધોબી લૂગડાં તારવતો હતો. એણે પાંચ સાત ગાંસડીઓ કરી. એ બધામાં મોટી એક, પણ એમાં કોઈ છોકરાનું એકે ય લૂગડું જ નહિ. અમે ધોબીને પૂછ્યું કે આ ગાંસડી કોની? ધોબીએ તમારું ઘર બતાવ્યું, ને અમે આવ્યા. અમને માબાપ આપશો?'

'આપીશ, તમને મા ને બાપ બે ય મળશે, બેટા! હું તમારી મા, આ તમારા બાપ ને આ ઘર તમારું. આવો, અહીં બેસો!'

છોકરા દોડ્યા. હાનીબાઈને બાઝી પડ્યા ને પછી દીવાનખાનામાં કૂદાકૂદ કરી રહ્યા.

પલંગ ઉપર ઠેકડો મારીને શંકાએ કહ્યું: 'આ ખાટલો હવે મારો. મારો કે નહિ માં?'

ફકીરો હાનીબાઈ ને ચતા શેઠની વચમાં ખાટ ઉપર બેઠો: 'ને આ ખાટ મારી. બંદા સવારથી સાંજ સુધી હીંચક્યા કરશે; મા રાંધશે, ને ખાશું પીશું ને મોજ કરશું.'

ભીખો એક પગે લંગડાતો હતો. જંગલના માઝમ વાસનું એ ચિહ્ન હતું. એનાથી કૂદીને કે દોડીને કોઈ ચીજ ઉપર પોતાની અલાહેદી માલિકી સ્થાપી શકાય એમ ન હતું. એનો ચહેરો કાંઈક ઓશિયાળો બન્યો; આંખોમાં જાણે આંસુ આવવાનાં થયાં.

હાનીબાઈ ઊઠી. એણે ભીખાને તેડી લીધો. 'ને ભીખુ મારો!' હાનીબાઈએ કહ્યું.

હાનીબાઈના ચહેરા પરની ગૌરવની ભભક ને ભીખુના ચહેરા ઉપરની કૃત્યકૃત્યતાનું તેજ જીરવવાં ચતા શેઠ માટે અસહ્ય થઈ પડ્યાં. એની સોદાગરીનો આ ઓળઘોળ પોતાને આંગણે આવ્યો એ એને ગમ્યો નહિ. પરંતુ એની પત્નીના ચહેરાના તેજ આગળ એનો વિસંવાદ મૂંગો બની ગયો.

એ ઊઠયા: 'લે ત્યારે હવે હું જઉં છું; જરા પેઢીમાં કામ છે.'

પોતાની પત્નીની હાજરીમાંથી ચતો શેઠ પહેલી વાર ભાગ્યો.

ઘરમાં પ્રચંડ ઉત્પાત થઈ રહ્યો. જાણે ભારે આકરો વંટોળ ચઢાવો લઈ રહ્યો.

નહાવાના, ધોવાના, ખાવાના, રમવાના ઘોંઘાટથી એ હવેલી

ગાજી રહી. ઘરમાં જાણે એકસામટા પચાસ વાંદરા પૂર્યા હોય એવો ઉત્પાત મચી રહ્યો. ઘેર દરજી બેઠા ને મોચી બેઠા.

હાનીબાઈના છોકરા હાનીબાઈના વૈભવને છાજે ને હાનીબાઈના મનને સંતોષ આપે એમ સજાયા.

ચતા શેઠને મનમાં થયું: 'ચાલો ઠીક થયું—થયું તે. હાની હવે રાજી છે. હવે એને જંપ છે. ને હું ય હવે વેપારવણજમાં વધારે ધ્યાન આપી શકીશ!'

રાત પડી. છોકરાઓ સૂઈ ગયા હતા. હાનીબાઈએ એમને સરખું ઓઢાડ્યું; એમના માથા ઉપર હાથ ફેરવ્યો. બોલી: 'કેવા ગભરુ છોકરાઓ છે!'

# પ્રકરણ બાવીશમું

## જેમાં એક અંગળ યાત્રાનાં બીજ રોપાય છે.

ચતા શેઠ પોતાના કામકાજમાં પરોવાયા. પોતાની પત્નીને જે જોઈતું તે અગર તો તેવું કાંઈ મળ્યું છે અને પત્નીના દિલમાંથી જૂનો કચવાટ નીકળી ગયો છે એ જાણીને એમને સંતોષ થયો. અને હાનીબાઈને સાંપડેલા નવા સંસારમાં એને ઓતપ્રોત મૂકીને ચતા શેઠ પોતાના વેપારધંધામાં મશગૂલ બન્યા.

અને એમના વેપારની અત્યારની પરિસ્થિતિ એમનું તમામ લક્ષ માગી લ્યે એવી હતી.

ઈસ્વીસન સત્તરસો એંસીની સાલ હિંદના રાજકીય આકાશમાં ભાવીના ભારે ભણકારા પાડતી હતી. ચિત્રવિચિત્ર બનાવો બની ગયા હતા, અને હજી વધારે પ્રમાણમાં બનશે એવી માન્યતા ફેલાઈ હતી. મ્હૈસુર, રાજપૂતાના, બંગાળા, ગુજરાત, માળવા, કચ્છ—જ્યાં નજર કરો ત્યાં તલવારના ચમકારા દેખાતા હતા. પેશ્વાઈ અને મરાઠા રિયાસત વારાફેર દબાતી હતી અને ઊછળતી હતી.

ને ચારેકોર બાકરબંધા માણસોની, બાટસ્વાદિયાઓની, કારડિયાઓની, પરદેશી આરબની, મકરાણીની, ખોરાસાનીની, અફઘાનોની ને સીદીઓની રોજી ફાટી નીકળી હતી.

ને રોજ ચતા શેઠની ટપાલ એના ખાસ ખેપિયાઓ મારફત આવતી. ને રોજની ટપાલમાં કોઈ ને કોઈ રાજ્યે, કોઈ ને કોઈ

દેશી કે પરદેશી બેરખને ભરતી કરી છે એવા સમાચારો મળતા.

ને જ્યાં હવામાં લડાઈનાં નગારાં બાજે, ટપાલમાં લશ્કરભરતીના વાવડ મળે, રાજ્યો વચ્ચે જૂના કે નવા સીમાડાના વાંધાઓ ઊભા થાય, જ્યાં મોગલાઈ ને પેશ્વાઈ, રજપૂતવટ ને રાજવટ હાલકડોલક થતી હોય ત્યાં ચતા શેઠની રોજી હતી, ધંધો હતો, વેપાર હતો.

જ્યાં લશ્કરો ભરતી થાય ત્યાં થોડાં કે વધારે ઘોડાં જોઈએ. એક રાજ્યને ઘોડાં જોઈએ તો બીજાને એનાથી સવાયાં જોઈએ.

ચતા શેઠને લક્ષ્મીની તૂટ ન હતી. લાલચ પણ ન હતી. છતાં આવનારી લક્ષ્મીનાં નુપૂરઝંકારના પુરોગામી પડઘા એને આકરા ન લાગ્યા, કર્ણપ્રિય લાગ્યા.

હાનીબાઈ હવેલીમાં પુરાઈ ગઈ, ને શેઠ ઘોડાના તબેલામાં પુરાઈ ગયા. રોજનાં સો બસો હજાર ઘોડાંનો સોદો હોય, રોજ લાખ બે લાખની ધીરધારની વાતો હોય, ને રોજ ઘુવડની મધરાતની ચીસ જેવી ગાજતી વિગ્રહખોરી ક્યાંઈક ને ક્યાંઈક પણ સાકાર બનવાની રાહ જોવાતી હોય, ત્યાં ચતા શેઠને બીજી કોઈ વાતને માટે ઘડીની યે ફુરસદ ન હોય એ દેખીતું છે.

ચતા શેઠને પોતાને પણ આ વાતનું તથ્ય સમજાયું—જ્યારે એક દિવસે એમણે ગામમાં કાળો દેકારો ગાજતો સાંભળ્યો.

'અલ્યા આ શું છે વળી?' શેઠે પોતાની બાજુમાં લાંબી લેખણ ને કાળી દુવાત લઈને બેઠેલા મુનીમને પૂછ્યું.

શેઠને નિરાંત ન હતી, તો વળી મુનીમને ક્યાં નિરાંત હતી? ચાર દિવસથી તો એ બાપડો બુઝુર્ગ માણસ ઘેર ખાવા યે નહોતો ગયો. પણ શેઠને મુનીમથી કાંઈ એવો જવાબ અપાય નહિ.

એટલે મુનીમે કાન માંડ્યા. મુનીમને લાગ્યું કે એની લાંબી લેખણે અત્યાર સુધી એના કાનો બંધ કર્યા હતા. બાકી કાંઈક દેકારો

થાય છે એ તો શેઠની વાત સાચી. ને મુનીમે આજ પહેલાં આવો દેકારો સાંભળ્યો ન હતો.

'ક્યાંક કજિયો થતો હોય, વઢવાડ થતી હોય એમ લાગે છે.' મુનીમે કહ્યું. 'તપાસ કરું?' એમ કહેતા મુનીમ ઊભા થવા ગયા.

'હવે બેસો ને! આપણે ક્યાં વળી પારકી પંચાતની અત્યારે નવરાશ છે? જે હશે એ ખબર પડશે. હં, તમે મારવાડના કાગળમાં લખો અમરચંદ શેઠને કે—'

'આ ધાંધલ તો આ તરફ આવતું લાગે છે.'

ચતા શેઠે પ્રયાસે અમરચંદને લખવાના કાગળ ઉપરથી ચિત્ત હઠાવીને બહાર કાન માંડ્યા. મુનીમની વાત સાચી હતી. કોલાહલ તો એમની દુકાન તરફ જ આવતો હતો.

'લાંબો વિચાર કરે એ પહેલાં તો ભાદરવામાં હાથિયો ગાજે એમ એમની દુકાન લગોલગ કોલાહલ પૂર જોરશોરથી ફાટી નીકળ્યો.

ને ચતા શેઠ ઊઠીને દુકાનના બહારના ઓટલા ઉપર આવ્યા.

ને એમણે એક દૃશ્ય જોયું!

સેંકડો છોકરાં હતાં. એમના હાથપગ પાતળાં દોરડાં જેવા હતા. એમની આંખો ફાટી ગઈ હતી. એમનાં કપડાં કાળા લીરા વાં હતાં. એમનાં અંગ લોહીલોહાણ હતાં.

એ લંગડાતાં, પડતાં, આખડતાં, ચીસો પાડતાં, દોડતાં હતાં; ને એમની પાછળ એમના લોહીનાં ટીપાં વેરાતાં હતાં.

ને છોકરાંઓની પાછળ જાડા પરોણાની લાઠીઓ લઈને ગામલોક પડ્યું હતું; આખું ગામ ન હોય તો ય ગામનો મોટો ભાગ ખરો.

આ લોકો ભયંકર ગાળો બોલતા હતા. આ લોકો કાનમાંથી કીડા ખરે એવાં વેણ ઉચ્ચારતા હતા. આ લોકો ઝનૂની જોમથી લાઠીઓ વીંઝતા હતા. કોઈ છોકરાંના માથા ઉપર એ લાઠી પડી

તો એના તાળવાના ફાટી જવાનો બીનો જાડો ને ડબ્બા જેવો અવાજ આવતો. કોઈ છોકરાના પગ ઉપર લાકડી લાગી તો કાળી ચીસનો અવાજ આવતો.

આ ઝનૂની લાકડીમારથી બચવા માટે છોકરાંઓ આંધળાંભીંત બનીને નાસભાગ કરતાં હતાં. ને એમને લાકડી મારવાના ઝનૂનથી ગામલોક એની પાછળ દોડતાં હતાં.

વંટોળ પસાર થઈ જાય એમ આ તોફાન શેઠની દુકાન આગળથી પસાર થઈ ગયું. શેઠ અવાક બનીને જોઈ રહ્યા—જોઈ જ રહ્યા. આવું એમણે કદી જોયું ન હતું, આવું એમણે કલ્પ્યું ન હતું, ને આવું કદી ક્યાંઈ થઈ શકે એ એમના માન્યામાં આવતું યે નહોતું!

રસ્તા ઉપર બેભાન બનેલાં છોકરાંઓની લોહીની ફૂટ ને જખ-માયેલાં છોકરાંઓના કણસવાના અવાજને શેઠ જોઈ રહ્યા—સાંભળી રહ્યા. જ્યાં ઊભા હતા ત્યાં જ ઊભા રહ્યા.

થોડી વાર થઈ એટલે લાકડીઓને હવામાં વિંઝાવતું કે રસ્તા ઉપર ભભકાથી ઠેકતું ગામલોક પાછું વળતું દેખાયું. આ વખતે એમની આગળ છોકરાંઓ દોડતાં ન હતાં. આ વખતે તો કર્તવ્ય પૂરું કરીને તેઓ જાણે એક કામ પાર ઉતાર્યાના સંતોષથી આવતા હતા.

આના શેઠને એમણે જય જય કર્યા. ગામલોકના જૂથમાંથી શેઠે ગામગોર ફકીરચારામને પારખી લીધો. ગામગોરને માહિતી આપ-વાનો શોખ હતો એ વાત શેઠ જાણતા હતા. બીજાઓની જેમ ગલાંતલાં કરવાને બદલે એ પોતાની વાત કહેવાની રીતથી માંડીને વાત કહેશે એ પણ શેઠ જાણતા હતા. સમાચારપત્રો ન હતાં એવા એ જમાનામાં ગામગોર ફકીરચારામ ગામના જીવતા સમાચારપત્રો જેવા હતા.

'કાં ફકીરચારામ?' શેઠે સાદ દીધો.

પોતાની લાઠીને ખભેથી ઉતારીને જમીન ઉપર ટેકવી. એટલો ફીરપારામે શેઠનો મરતબો કર્યો. ફીરપારામે પોતાના જનોઈ ઉપર હાથ મૂક્યો, ને શેઠ તો ય ઢેડના ઘરથી ચાર હાથ છેટો ઊભો. જનોઈ અભડાઈ જાય તો? ઘેર જઈને નહાવું પડે એ તો ઠીક; ભગવાનની મહેર હતી કે ગામમાં પાણીની કોઈ તાણ ન હતી. પણ જનોઈ બદલવું પડે એનું કેમ? ને આજકાલ જનોઈ બહુ મોંઘાં થઈ ગયાં હતાં. બે ઢીંગલા પડતા એક જ જનોઈના!

એટલે પોતાનો ધરમ જાળવવામાં અને બે ઢીંગલા બચાવવામાં હરકત ન આવે એટલે પાસે આવીને એ ઊભો. સામાન્યઃ કોઈ ઢેડના ઘરનો એ પડછાયો ય ન લેતો; પણ ચતા શેઠની વાત જુદી હતી. વાર તહેવારે બ્રાહ્મણની ચોરાસી જમાડે, છાશવારે પાકાં સીધાં અપાવે, અમાસ સંક્રાંતિ ને અખાત્રીજના ત્રણ દિવસે ગામના બ્રાહ્મણ માત્રને યાદ કરે, એવા ચતા શેઠની અદબ જાળવવાને એટલાથી ચાર હાથ છેટો એ ઊભો રહ્યો. એની પાછળ એની જેમ જમીન ઉપર લાકડી ટેકવીને બીજું ગામલોક પણ ઊભું.

'આ બધું છે શું, ફીરપારામ?' શેઠે પૂછ્યું.

'અરે શેઠ! તમે તે ગામમાં વસો છો કે પરગામમાં?'

શેઠ છેલ્લા દિવસોમાં મ્હૈસૂર ને મરાઠા, પેશ્વાઈ ને મોગલાઈની વચ્ચમાં જ વસતા હતા. પણ એ માહિતી આ ગામગોરને આપવાનો કોઈ અર્થ ન હતો.

'છું તો ગામમાં, પણ કામકાજમાં કાંઈ ફુરસદ નથી મળતી. આ છે શું એ તો વાત કરો?'

ફેડ ઉપરના પંચિયાની આંટીમાંથી તપખીરની ડાબલી કાઢી એમાંથી ફીરપારામે એક સડાકો લીધો. પછી નાક સાફ કરતાં કહ્યું: 'એ તો ગામમાં કાંગલાં આવ્યાં હતાં.'

'કાંગલાં એટલે શું?'

કીરપારામે જડતાથી ભરેલું મોટું હાસ્ય કર્યું અને જવાબ આપ્યો: 'શેઠ! તમે તમારે ચોપડા ચીતરો ને વેપાર કરો ને? ગામની ચોકી કરવાવાળા તો અમે બેઠા છીએ.'

'ચોકી વળી શેની? શા માટે?'

માહિતી આપવાની હોંશમાં કીરપારામ પોતાની ને શેઠની વચ્ચે 'ધરમ' માટે ચાર હાથનું અંતર જોઈએ એ પણ વીસરી ગયો.

એટલા પાસે આવીને એણે કહ્યું: 'શેઠ! તમે પૈસા કમાઓ એમાં કાંઈ નવીન નથી. આ મારી જેમ આખા ગામની તમને ફિકર પડી નથી, ને એ ફિકરમાં તમે મારી જેમ દૂબળા યે નથી થયા. તમે તો ઊંધું માથું નાખીને વેપારમાં બસ એવા તો પડ્યા છો કે આ ગામના ઉપર પ્રલે આવે તોય તમને ખબર ન પડે. અરે આખો મલક જાણે છે કે કાંગલાં એટલે શું, ને આખો મલક જાણે છે ગામચોકી શા માટે કરવી પડે! ને તમને કાંઈ ખબર પણ નથી?'

પોતાને ખરેખર ખબર ન હતી એમ બતાવતા ચતા શેઠે માથું ધૂણાવ્યું.

'સાંભળો શેઠ ત્યારે. તમારે સમજવા જેવી વાત છે. આ આજકાલ ચોગરદમ લડાઈઓ થઈ રહી છે એમાં એક રાજ ઉપર બીજા રાજનાં લશ્કર કૂચ કરે ખરાં ને? એના સિપાઈ તો મોટા ભાગના પરદેશી જ હોય છે: આરબ ને મકરાણી ને સિંધી ને સીદી ને કારડિયા ને ખોરાસાની ને બલોચ. એને કાંઈ થોડી કણબીની કે બામણની પડી હોય! આ એ સિપાઈઓ તો પારકા રાજમાં આગળ વધતા જાય એમ લૂંટ કરતા જાય, ખેતર સળગાવતા જાય, ગામડાં બાળતા જાય. આમ કંઈક લોકો માર્યાં જાય કે ગામ મૂકીને ભાગી જાય. એવાનાં છોકરાં હોય એ પછી માબાપ ને

સગાંસંબંધી વગરનાં થાય. છોકરાં કાંઈ કામ તો કરી શકે નહિ તેમ એને કોઈ ખવરાવે પિવરાવે પણ નહિ જ; પછી રસ્તા ઉપર રઝળે અને આથડે. આ એવાં છોકરાંનાં ટોળાં થાય એને કાંગલાં કહેવાય, સમજ્યા શેઠ?'

'અરેરે!' શેઠ બોલી ઊઠ્યા: 'તે તમે એવાં છોકરાંને મારીને કાઢી મૂક્યાં?'

ફીરપારામ ચિડાઈને બોલ્યો—મનથી ન ગમતું કામ જાત-સલામતી માટે કરવું પડે ત્યારે માણસને જે ચીડ ચડે છે એવી ચીડથી કાંઈક ઉશ્કેરાઈને ફીરપારામ બોલ્યો: 'કાઢી ન મૂકે તો શું પાટલો લઈને પૂજે? ગામમાં તે શું કોઈ અખેપાતર છે? અરે કાંગલાં જો ગામ ભાળી જાય તો ગામમાં ખાવા ધાન પણ ના રહેવા દે. એક આવે, બીજાં આવે, ત્રીજાં આવે; ચોરી કરે, ખાતર પાડે, ટોળે મળીને અનાજ લૂંટે; એ તો શિયાળવાં જેવાં. ગામમાં જો જીવવું હોય તો એમને તો ગામની સીમ જ છંડાવી દેવી જોઈએ.'

'અરરર!' શેઠની પાસે જાણે બીજો કોઈ બોલ જ ન હતો.

'અરરર તો ઠીક. કોઈને આ કામ થોડું ગમે છે? પણ શું કરવું? આજકાલ કાળ કેટલો બારીક છે? રાજને કોઈની પડી નથી! રાજહક્કને માટે લડતાં એ આળસતું નથી. એમાં વસ્તીનો ખોરફૂટો નીકળે છે એની એને પરવા નથી. ગામે ગામ ને લોકે લોક આજ રાજના પાપે મરે છે ને પોતાની જાતથી જીવે છે. અમો ઘણું જાણીએ છીએ કે ગરીબને ખવરાવવું, માબાપ વગરનાંને ભોજન આપવું, બધું ય સમજીએ છીએ. નથી સમજતા એમ થોડું છે? પણ આભ ફાટ્યું હોય ત્યાં શું કરવું? આભ ફાટે ત્યારે પોતાનું પંચિયું લઈને એનાં થીગડાં સાંધવા કોઈ થોડું જાય છે? ને જાય છે એનું કાંઈ વળવાનું છે? એક, બે, પાંચ, દશ, સો, હજાર: કેટલાંને

સંઘરશો? ને કાંગલાં તો તીડનાં ટોળાં જેમ ઊભરાઈ નીકળ્યાં છે. ત્યારે શું આપણે પણ ઘર બાળીને તીરથ કરવું ને સરવાળે કાંગલાં ભેગા કાંગલાં થવું?'

'ના; એમ તો કાંઈ થોડું થાય છે? પણ—'

'પણ ને બણ. એક વાર કાળજું કઠણ કરીને એક ટોળાને ગામની સીમ છંડાવી દો એટલે પછી બીજાં કોઈ ટોળાં ફરકે જ નહિ! ખરી દયા એ જ છે; દેખવું યે નહિ ને દાઝવું યે નહિ. ને આપણા ગામમાં આ કાંઈ થોડું નવું થાય છે? ગામેગામ બસ આ જ રવૈયો. ગામમાં કાંગલાં પેઠાં કે એને મારીને તગડી મૂકવાં.'

'હર! હર! હર!' શેઠે અરેરાટી મૂકીને હરને સંભાર્યાં.

'બીજું તો ઠીક, પણ એક દિવસ ખવરાવીને પછી મોકલવાં હતાં ને?'

'શેઠ! એ શું બોલ્યા? એક દી શું, એક કણ દાણો ય દેવાનો ન હોય! કાંગલાંને જો ખબર પડે કે આંહીથી કંઈક મળે છે તો તો ગામમાંથી એ પાપ ટળવાનું જ નહિ; ને મારે ને તમારે ગામ છોડવાનો વખત આવે. એ તો એને દિશા જ છંડાવી દેવી જોઈએ.'

શેઠ સમજ્યા, ફીરપારામની વાત ખોટી નથી. ગામ એક ને કાંગલાં તો ઘણાં. એ તો જેમ ઊધઈનું ટોળું ગમે એવા વિશાળ વૃક્ષને ખાઈ જાય એમ ગામને જ ખાઈ જાય! ફીરપારામની વાત સાવ સાચી. આભ ફાટે ત્યારે ઘરનું પંચિયું લઈને કાંઈ થીગડાં સાંધવા ન જવાય. એમાં આભ સંધાય નહિ ને ઊલટાનું આપણું પંચિયું જાય ને આપણે નાગા થઈ રહીએ!

આવા મોટા શેઠને ગામના આ અનિવાર્ય અનિષ્ટની ખબર ન હતી એ વાત ઉપર મનમાં ચિડાતો ને બહારથી હસતો ફીરપારામ આગળ ચાલવાનું કરતો હતો ત્યાં એને એકાએક પાછળથી ધક્કો લાગ્યો. એ ચમક્યો. એણે જોયું કે બે છોકરાઓ આગળ દોડતા

હતા ને પાછળ એક બાઈ ચાલી આવતી હતી.

એ બાઈને જોઈને શેઠ અતિશય વ્યાકુળતાથી બોલી ઊઠયાઃ 'અરે તું અહીં ક્યાંથી? કેમ, કાંઈ છે?'

ગોર તરફ ફરીને શેઠે કહ્યું: 'ગોર! જરાક મારગ આપશો? એ મારી ઘરવાળી છે.'

કીરપારામને સૂઝ ના પડી. હરિજન તરફ સૂગ બતાવવી કે ચતા શેઠનાં ઘરવાળાં તરફ આદર બતાવવો ને પોતાની બ્રાહ્મણની કાયાને આમ અભડાવી મારવા ઉપર રોષ કરવો—શું કરવું એ એને સમજ ના પડી. પણ માણસ કોઈ કોહેલા શબ પાસેથી એક દમ હટી જાય એમ એ મારગમાંથી ખસી ગયો.

ને હાનીબાઈ દુકાનના ઓટલા ઉપર ચડી.

'કેમ? કેમ શું છે?' ચતા શેઠે પૂછ્યું. એમને થયું, કોઈ દિવસ નહિ ને આજે એ કેમ દુકાને આવી હશે?

'મારો નાનકો ખોવાયો છે, તે કહ્યું આંહી આવ્યો હોય તો!' નાનકો એટલે ત્રણમાં સહુથી નાનો ને લંગડાતો ભીખો.

હાનીબાઈએ પોતાને સાંપડેલા ત્રણ બાળકોનાં નામ રાંકા, ફકીરા ને ભીખામાંથી 'મોટો' 'વચેટ' ને 'નાનકો' રાખ્યાં હતાં.

'અહીં નથી આવ્યો.' શેઠે જવાબ દીધો.

'મોટો કહે કે ગામમાં આજ ધાંધલ છે ને નાનકો મળતો નથી, તે મને થયું કે એ ક્યાંક ધાંધલમાં તો નથી આવી ગયો ને?'

વાત કરતાં કરતાં હાનીબાઈની આંખો નાનકાને શોધવા ચારે કોર ફરતી હતી. એની નજર રસ્તા ઉપર બેભાન ને લોહીલોહાણ બનેલાં બાળકો ઉપર પડી.

'આ શું?'

'તું તારે આમ મોઢું રાખીને વાત કર ને!' શેઠે સલાહ આપી.

'શું કહ્યું? દેખવું નહિ ને દાઝવું નહિ; શું?'

હાનીબાઈ ઓટલા ઉપરથી નીચે ઊતરી. શેઠની સલાહ એણે સાંભળી હોય તો ગણકારી નહિ.

બાળકો પાસે એ ગઈ. એકના માથામાં લાકડી વાગી હતી ને લમણામાંથી લોહી વહીને એના ભૂખરા વાળમાં સૂકાઈ ગયું હતું. એકનો પગ ભાંગી ગયો હતો ને હાડકું બહાર નીકળી આવ્યું હતું.

'અરરર!' હાનીબાઈએ શેઠ સામે જોઈને બળાપો કર્યો: 'આને તમે આ જોઈ રહ્યા છો? ગામમાં શું કોઈ માણસ નથી? દુકાનમાંથી માણસ મોકલો ને આ બેને ઘેર લઈ ચાલો!'

દુકાનનું માણસ જાણતું હતું કે બાઈનો હુકમ એટલે બ્રહ્મ-વાક્ય. બેત્રણ માણસો દુકાનનો ઓટલો ઊતરી નીચે ઊતરી આવ્યા.

'ઊભા રહે. બાઈ ઊભી રહે!' ગામગોર ઘીરપારામ બોલ્યો. 'ઊભી રહે; આ કાંગલાંને ઘેર નહિ લઈ જવાય.'

'આને...આને ઘેર નહિ લઈ જવાય? કોણ કસાઈ છે મને ના કહેનારો?' હાનીબાઈની આંખમાં રોષ આવ્યો.

'આખું ગામ ના કહે છે, બાઈ! પણ આ તારા ધણીને જ પૂછ ને?'

ઘીરપારામ સામેથી નજર ફેરવીને હાનીબાઈએ શેઠ સામે જોયું. 'આ શું કહે છે? તમે શું કહો છો?'

'પારકી જંજાળ મૂકીને ઘેર જા ને!' શેઠે સલાહ આપી.

'આમને મૂકીને? આમ રસ્તા ઉપર? કાંઈક તો દયા રાખો! હું એમને ઘેર લઈ જાઉં છું.'

ઘીરપારામે હાથ હલાવી ના પાડી. 'બાઈ, તારે તો ઘેર હાથી ઝૂલે ને તું ગમે ત્યાં જઈ રહી શકે છે. અમારું શું? ગામનું શું?'

'મારે ઘેર લઈ જઉં એમાં તમને શું?'

'વા વાત લઈ જશે ને મલક આખાનાં કાંગલાંને ખબર મળશે કે ધંધુસરમાં કાંઈક મળે છે, તો આ ગામમાં પછી પગ મૂકવાની યે જગ્યા નહિ રહે.'

'એમને આમ રસ્તા ઉપર મૂકીને?'

'અરે બાઈ!' ગામગોરે હવે તત્ત્વજ્ઞાનની ઓથ લીધી: 'જેને ભગવાને માર્યાં છે એને તું શું જિવાડવાની હતી? નાહક અમારાં ગળાં કાપવાની વાત કાં કર? તારા ઘરવાળા કહે છે એમ ઘરભેળી થા ને માવડી!'

'મા! નાનકો.' સૌથી મોટાએ ચીસ પાડી.

એક હાથ ખભામાંથી લબડતો હતો; કપાળમાંથી લોહી વહેતું હતું; આખે શરીરે લોહીથી રંગાયો હતો; એક પગ તો લંગડો હતો જ, હવે બીજો પણ લંગડાતો હતો. એવો નાનકો પગ ઘસડતો રસ્તાના ગકાનના ઓટલાઓ ને ભીંતોનો ટેકો લેતો આવતો હતો.

હાનીબાઈએ દોટ મૂકી. એ દોટને પરિણામે ગોરને ફરીને આભડછેટ થઈ. હાનીબાઈએ નાનકાને ઉપાડી લીધો. નાનકો ભારે નિશ્વાસ મૂકીને એના ખભા ઉપર માથું ઢાળી ગયો. હાનીબાઈનાં વસ્ત્ર લોહીથી ખરડાયાં. નાનકાના લોહીનો એના કપાળમાં ચાંદલો પડ્યો.

નાનકાને તેડીને હાનીબાઈ દુકાનના ઓટલા પાસે આવી. શેઠની સામે જોઈ રહી. એક શબ્દ પણ એ બોલી નહિ; કેવળ જોઈ રહી.

શેઠે કહ્યું: 'તો લઈ લે ને ઘેર, પછી જોયું જાશે.'

કીરપારામે વચમાં કહ્યું: 'શેઠ! તમે મોટા માણસ છો. અમારા ગામના નાક છો. પણ આ વાત બનનાર નથી. હું તમને કહી દઉં છું કે આ કામ ખોટી દયાનું નથી; બાઈ માણસનું નથી. ગામ સાંખશે નહિ!'

નાનકાને ઓટલા ઉપર સુવરાવીને હાનીબાઈએ રસ્તા ઉપર પડેલા પગ ભાંગેલા છોકરાને ઉપાડીને એની બાજુમાં સુવરાવ્યો.

'જુઓ, શેઠ!' ફીરપામે કહ્યું, 'પછી કહેતા નહિ કે મેં કહ્યું નહિ. ત્રણ કાંગલાંને આશરો આપવાની તમારી વાત ગામે સાંખી લીધી. એક વાર ગામે અદબ રાખી; હવે નહિ સાંખે!'

'એટલે આવાં માબાપ વગરનાં બિચારાં બાળકોને તમે આવા મરદ ઊઠીને લાકડીઓ મારીને હાંકી કાઢો એ હા, ને એને આશરો આપવો, એની સારવાર કરવી એ ના. એ ક્યાંનો ન્યાય?'

'એ ન્યાય જ્યાંનો હોય ત્યાંનો. પણ કાંઈ નવો નથી. જેમ બીજાં ગામો કરે છે એમ આપણું ગામ પણ કરે છે. ને એમાં બીજું કાંઈ થઈ શકશે નહિ!'

'તમે શું કહો છો?' હાનીબાઈએ ફરીને ચતા શેઠને સવાલ કર્યો.

'આખા ગામ સાથે વેર બાંધ્યું કેમ પોસાય? તું ઘેર જતી નથી કેમ? દેખવું નહિ ને દાઝવું યે નહિ.'

'શેઠ!' હાનીબાઈએ કહ્યું, 'મેં દેખ્યું છે ને હું દાઝી યે ગઈ છું. હવે ઘેર નથી જવાની.'

'ઘેર નથી જવાની? ક્યાં જઈશ?'

'ભગવાન લઈ જાય ત્યાં. માણસ કસાઈ થયો છે; હજી ભગવાન કસાઈ નથી થયો ત્યાં સુધીમાં અને ગમે ત્યાં જગ્યા મળી રહેશે.'

'એટલે?'

'શેઠ! તમને બીજાં બાળકો ને બીજી બાયડી મળી રહેશે; આ અનાથ બાળકોને બીજી મા નહિ મળે!'

'અરે ગાંડી!'

'હું ગાંડી છું; સાવ સાચું, હું ગાંડી છું. પણ વાત એમ છે

કે હું મરદ નથી. મને ગામની ચિંતા નથી. મને તો એક માત્ર ચિંતા છે મારાં બાળકોની.'

શેઠે કીરપારામ સામે જોયું. કીરપારામે કહ્યું: 'મેં તો કહેવાનું હતું એ કહી દીધું. હું હવે મહાજન પાસે જાઉં છું.'

ચતુર્ભુજ શેઠના ચહેરા સામે જોઈને હાનીબાઈએ કહ્યું: 'શેઠ! મને રજા દ્યો.'

'પણ તું તે કાંઈ ગાંડી થઈ? એમ કંઈ રઝળતાં કાંગલાં માટે કાંઈ ઘર છોડાય?'

'તમારે મન એ કાંગલાં છે; મારે મન એ મારાં બાળકો છે.'

## પ્રકરણ ત્રેવીશમું

# જેમાં એક માનવીનું અમરત્વ મરી જાય છે.

આજ દિવસ સુધી ચતા શેઠે ગામમાં પોતાને માટે માનભરી સ્થિતિ જોઈ હતી. ગામના લોકો એની અદબ રાખતા હતા; બ્રાહ્મણ વાણિયા પણ એને 'જય જય' કરતા હતા. અને એણે ચતા શેઠના મનમાં એક ખ્યાલ ઊભો કર્યો હતો કે પૈસા છે તે જન્મના દોષને પણ ઢાંકી શકે છે. આજ એણે ફીરપારામને પોતાની શેહમાં દબાતો જોયો નહિ; બલકે જાણે ગામમાં ધનવાન હરિજન ને ભિખારી બ્રાહ્મણમાંથી કોનું વધારે ચલણ છે એ સવાલને માપી લેવાને એ તૈયાર થયો હતો.

અને ચતા શેઠને મનમાં વસી ગયું કે ગામલોકો ઉજળિયાત વર્ણ ફીરપારામનો સાથ કરશે. સર્વ કોઈની છૂપી અસૂયા, છૂપો દ્વેષ આજે આ સવાલમાં એની સામે જાહેરમાં પ્રગટ થશે.

અને ચતા શેઠમાં સમાજની સામે લડી લેવામાં જે જાતનું ખમીર જોઈએ એમાં થોડીક નબળી કડી હતી—એ સામા પક્ષને સમજી શકતા.

હવે જે માણસ સામા પક્ષની વાતને સમજી શકે છે એ કોઈ દિવસ પણ સમાજની સામે બાથ ભીડી જ શકે નહિ. સામા પક્ષની વાતમાં રહેલા સત્યાસત્યની જે માણસ તારવણી કરે છે એ સામા પક્ષની સામે કદી પોતાની તાકાત અજમાવી શકે નહિ. ને તેમાં ય

ગામની સામે થવું હોય તો 'મહાજન તો માબાપ છે પણ મારી ખીંટી નહિ ફરે' એ જાતની જડતાભરી ધૂન જોઈએ. એ ધૂન જે માણસ પોતાને લડવૈયો સમજવાને બદલે કાજીના સ્થાને બેઠેલો માને છે એનામાં તો કદી આવી શકતી જ નથી.

એટલે ચતા શેઠ કીરપારામનો પક્ષ સમજી શકતા હતા, ને કીરપારામની વાત હતી પણ સમજવા જેવી. આભ ફાટે ત્યાં થીગડું કદી દેવાય નહિ. ગામ નાનું હતું; એમાં ઉદ્યોગ કહો તો ચતા શેઠનો ચામડાનો ઉદ્યોગ હતો. પરંતુ એમાં મોટે ભાગે ચમાર જ હતા. મહાજન ચતા શેઠનું માન રાખતું, પણ ધંધુસરનું ગામ કાંઈ ચતા શેઠ ઉપર ન હતું.

ને રખડતાં રઝળતાં છોકરાં ઘણાં હતાં. જો લડાઈના મેદાનમાંથી આ છોકરાંઓ ઊભાં થતાં હોય તો તો છોકરાંઓની સંખ્યાનો પાર ના હોવો જોઈએ. કેમકે કાઠિયાવાડમાં છેલ્લાં પચાસ વરસમાં લડાઈઓ સિવાય બીજું કાંઈ થયું જ ન હતું. નવરા માણસોની એ રોજી હતી, ને કામવાળા માણસોનું એ કામ હતું. રાજાઓનું એ રાજશાસન હતું ને રાજકારભારીઓનો એ કારભાર હતો. ને એ બધાં છોકરાંઓનો સમાવેશ કરવાની ગામમાં તાકાત ન હતી – કોઈ પણ ગામમાં ન હોય. એટલે ગામ એને આશરો આપી શકે નહિ. ને આશરો આપી શકે નહિ તો છોકરાંઓને કાઢવાં કઈ રીતે? કાંગલાં કાંઈ મનાવ્યાં માને નહિ ને પોતાની ભૂખની આડે પારકી મિલકતની પણ મોટી ઉંમરના માણસ જેટલી ય અદબ ન રાખે. ત્યારે ગામની માલમિલકતની રક્ષા કેમ કરવી? સાચે જ કીરપારામની વાત ખોટી ન હતી. પહેલી નજરે ક્રૂર લાગે, કઠોર લાગે એવી; પરંતુ સરવાળે ગામની રક્ષાની વાત એ હતી.

પરંતુ જેમ એ કીરપારામની વાતને સમજતો હતો તેમ પોતાની

પત્નીના દિલને પણ સમજતો હતો. ચતા શેઠના કમભાગ્યે ત્યાં ય એ પોતાની પત્નીના પક્ષને સમજી શકતો હતો. એને પોતાની પત્નીનો તાગ લેવાનો મોકો મળ્યો ન હતો; પરંતુ એની પત્ની ભલી ભોળી ને જીવદયામાં માનનારી છે એટલું એ સમજતો હતો.

એણે પોતાની પત્નીને કહ્યું: 'હવે તું ઘેર જા, ઘેર. અહીં નકામો ઉસ્કેરાટ થશે, ને તારા જીવને બળાપો થશે.'

હાનીબાઈએ જાણે પોતાના પતિની વાત સાંભળી જ ના હોય એમ એ જખમાયેલાં કાંગલાં પાસે બેસી રહી. ને એના એ સમયના ચહેરા સામે બીજી વાર નજર કરવાની ચતા શેઠની હામ પણ ના રહી.

'મહારાજ! એમ કરો. મારું માનો. આ વખતે મારી ઘરવાળીને આ કાંગલાં લઈ જવા દો. પછી કાંઈ વધારે નહિ થાય. એનો હું જામીન, પછી છે કાંઈ?'

સાકરચંદ શેઠના વરઘોડા પછી ગામમાં ચતા શેઠની ગરીમા વધી ગઈ હતી એ, માથામાં વર્ણાશ્રમનું ગુમાન રાખીને ફરતા કીરપારામને મન અસહ્ય હતું. ને કો'ક સરખો લાગ આવે તો એ 'ઢેડ'નો ટોપલાઓચ્છવ કરવાને કીરપારામ તક શોધતો હતો. એ તક એને મળી હતી. ચતા શેઠને ગામના ગુનેગાર તરીકે મહાજન સામે બતાવી શકાશે અને એ રીતે 'ઢેડે' પૈસાથી ગામમાં મેળવેલી સરસાઈ દૂર કરી શકાશે ને વર્ણાશ્રમધર્મની ગામમાં પુનઃ સ્થાપના કરી શકાશે. કીરપારામને મનદુઃખ એ હતું કે ધર્મ—વર્ણાશ્રમધર્મ તો ખુદ દેવોએ પ્રણિત કર્યો છે જ્યારે દેવો પોતે જ લક્ષ્મીના વિતરણમાં તો એ ધર્મની કોઈ દાદ કરતા નથી! પરંતુ એ સ્વર્ગવાસી દેવોની ભૂલ આ ગામ પૂરતી તો આ ભૂદેવ સુધારી શકશે.

એ ગણતરીમાં રહેલા કીરપારામને ચતા શેઠની વાત સમજાઈ

નહિ. એણે માથું ધૂણાવ્યું, હાથ ધૂણાવ્યા: 'ના રે શેઠ! અમારે તો કાંગલું એકે ય આ ગામમાં જોઈએ જ નહિ ને! આ તમે ત્રણ ઘરમાં ઘાલ્યાં ત્યારે અમે ચૂપ રહ્યા તો ત્રણનું સાંભળીને આજ આટલાં આવ્યાં ને કાલ વળી કોણ જાણે બીજાં કેટલાં ય આવે. ને અમારે રોજ રોજ આવાં પાપ પણ કેટલાં કરવાં?'

'પણ આજ આટલી વખત મારી વાત નહિ માનો?'

'શેઠ! આમાં મારી તો કાંઈ વાત નથી, ને મને પોતાને કાંઈ વાંધો કે વચકો ય નથી. તમે પૈસાદાર છો; ભગવાને નાણું દીધું છે. ને તમે ત્રણ કાંગલાંને બદલે તેરને રાખો તો તમારા નાણાના તમે ધણી છો. મને તો કાંઈ નથી. પણ ગામલોક માત્રને ગામમાં રહેવું છે ને સહુને કાંઈ મારા જેવો કપાળગરાસ થોડો છે? આ તો નવાં આવ્યાં છે એને રાખવાની વાત નથી. જૂનાં તમે ઘરમાં ઘાલ્યાં છે એને પણ તમારે રજા દેવી પડશે!'

હાનીબાઈએ કીરપારામ સામે જોઈને કહ્યું: 'જૂનાં યે નહિ જાય, નવાં યે નહિ જાય, ને બીજાં આવશે એ ય નહિ જાય!'

'સાંભળો શેઠ!' કીરપારામે કહ્યું.

'શેઠની સાથે વાત શું કરો છો? શેઠને ઘરની વાતમાં શી ખબર છે કે આજે એ વચમાં પડે?'

હાનીબાઈએ ચતા શેઠ સામે જોયું: 'તમે એને કહી દો કે ગામલોકે જે કર્યું છે એ ખોટું કર્યું છે. એ રસ્તો માણસાઈનો નથી. એ રસ્તો ધર્મનો નથી. એ રસ્તે ચાલવામાં પાપ સિવાય બીજું કશું નથી. તમે એને કહી દો કે આવાં નમાયાં ને નબાપાં છોકરાંઓને સાચવવાં એ તો માણસનો ધર્મ છે. તમે કહી દો...' હાનીબાઈએ શેઠના વિલાયેલા ચહેરા સામે જોયું અને કહ્યું: 'પણ તમે કાંઈ કહેતા નથી. કહેવાના યે નથી ખરું ને? તમને ભગવાન

કરતાં ગામલોક વધારે વહાલું લાગે છે, ખરું ને? તમને......કાંઈ નહિ. જો આ ગામમાં ને મારા ઘરમાં મારાં બાળકોનું સ્થાન ના હોય તો મારું ય નથી.'

ચતા શેઠ મૂંઝાયા. આજ સુધીના એના જીવનનો રસ્તો સીધો રહ્યો હતો. ઘેર એમને પત્નીનું સુખ હતું ને બહાર એમને લક્ષ્મીનું સુખ હતું. છેક નીચા દરજ્જાથી આટલો ઊંચો દરજ્જો એમને ઘણો સીધી રીતે, સરળતાથી અને કેવળ મૂળથી સૂઝેલા એક વિચારને વળગી રહેવાથી જ મળ્યો હતો. એટલે એ આંટીઘૂંટીના કાયર હતા, અથડામણના કાયર હતા; ને વાતને વહેવા દઈએ તો આપમેળે ઉકેલાઈ જાય છે એવી માન્યતા ધરાવનારા હતા.

એમણે કહ્યું: 'મારે તો જરા જરૂરી કામે બહાર જવું છે. તું જાણુ ને ગામ જાણે.'

શેઠે ગાડી મંગાવી.

પહેલાં તો શેઠ બહારગામ જવાના હોય ત્યારે હાનીબાઈ હજાર વાતો કરતી. શેઠને મનમાં હતું કે હું બહાર જવાની વાત કરીશ એટલે હાનીબાઈ બધું છોડીને પોતાની ખિદમતમાં હાજર થશે. પરંતુ શેઠનો એ ઘા ખાલી ગયો. બહારગામ જવાની વાત ઉપર પણ હાનીબાઈએ મૌન ધર્યું. શેઠને પોતાની અવહેલના લાગી.

એટલે પોતાને બહારગામ સાચેસાચ જવું છે, માત્ર ખાલી બહાનાં કે ધમકી નથી, એમ બતાવવા શેઠે મુનીમની સાથે વાત કરવા માંડી: 'પછી પેલા વડનગરના કાગળો તૈયાર કર્યા?'

મુનીમે હા કહી.

'સારું. મારું બિસ્તર તૈયાર કરો. મને પાછા વળતાં આઠેક દિવસ થશે. એ આઠ દિવસમાં પોરબંદરના કાગળ આવે તો જવાબ આપશો મા; મારા માટે રાખી મૂકજો. નગરથી માણસ આવે તો

કહેજો કે શેઠ બહારગામ ગયા છે, તે આવશે ત્યારે જવાબ લખશે.’

ગાડી આવી.

શેઠે હાનીબાઈ તરફ નજર નાખી. ક્ષણભર એના મનમાં વિમાસણ થઈ કે પોતે પોતાની પત્નીને અધવચ તજી જાય છે. ક્ષણભર એને થયું કે એની પત્નીએ તો એને છેહ નથી દીધો, પણ પોતે આજ પત્નીને છેહ દઈ રહ્યા છે.

બીજી ક્ષણે એમને થયું કે એની પત્ની કારણ વગરની હઠ કરીને પોતાને મુશ્કેલીમાં ઉતારી રહી છે. ગામલોકોનું પાણી માપવાનો શેઠને અવસર જ આવ્યો ન હતો. ને એ વિચાર પણ એને નહોતો આવ્યો. શેઠને લાગ્યું કે પોતાની ગામ સાથેની સારપ ઉપર આ એની પત્ની કાળા ઓછાયા નાખી રહી છે.

અલબત્ત કાંગલાંની વાત હતી. ને જે થયું તે સારું નથી થયું. પણ કાંગલાં આપણે કાંઈ થોડાં પેદા કર્યાં છે? ભગવાને એમના ભાગ્યમાં એવું લખ્યું, એમાં આપણે આડા હાથ ક્યાં દેવા જઈએ? એ તો કુબેરભંડારીનું કામ. પણ બૈરાંની બુદ્ધિ જ પાનીએ, એનું કેમ થાય?

ને આ કીરપારામ? એ પણ જડભરતનો ભાઈ છે. સ્ત્રીહઠ ને બ્રહ્મહઠ વચ્ચે...

ગાડીમાં બેઠા હતા તે શેઠ પાછા નીચે ઊતર્યા.

મુનીમને એમણે બોલાવ્યો. અંદર લઈ ગયા. મુનીમના કાનમાં એમણે કહ્યું: ‘હું બહારગામ નથી જતો. માત્ર આપણું ખરાબ ન કહેવાય એમ આ મામલો ઉકેલાઈ જાય એટલે જાઉં છું. માઇલેક છેટે ગામ છે હડમતિયા; ત્યાં રહેવાનો છું. આ બધું પતી જાય પછી મને ખબર કરજો. કે કાંઈક અજુગતું થાય તો ખબર કરજો.’

થોડી વાર શેઠ ચૂપ રહ્યા. પોતે કાયર થઈને પોતાની પત્નીને

ગામનો રોષ ઝીલવા એકલી મૂકી જાય છે એવી મુનીમને શંકા ન આવે એટલે ખુલાસો કરતાં બોલ્યાં: 'વાત એમ છે કે કીરપારામ હઠે ચડ્યો છે, મારું નીચું જોવરાવવા. ને મારી વહુ હઠે ચડી છે મારી હાજરીથી. હું હાજર નહિ હોઉં તો એ નમતું જોખશે ને કીરપારામ પણ ગમે તેવો જડ છે તો ય બાઈમાણસ સામે મમત નહિ કરે. દુઃખ એક જ છે કે બેયની વાત સાચી છે. એકની વાત વહેવારની છે, તો બીજીની વાત જીવદયાની છે. બે ય તંતે ચડ્યાં છે. મારી ગેરહાજરીથી બે ય નરમ પડશે. મારી વાત તમે તો સમજ્યા ને?'

'જી!' મુનીમે કહ્યું.

'તો ધ્યાન રાખજો. કીરપારામને ને મારી વહુ બેયને મારી પાછળ મનાવજો. ને કાંઈક પણ કહેરાવવા જેવું હોય તો મને કહેવરાવજો.'

શેઠ ગાડીમાં બેઠા. ગાડીવાને ઘોડાને ચાબુક માર્યો. પોતાની પત્ની ઉપર એણે છેલ્લી નજર નાખી. લંગડા ભીખુનું લોહિયાળ અંગ પોતાના ખોળામાં રાખીને એ બેઠી હતી.

ગાડી ચાલી.

ને આપખળ કરતાં પણ જોગાનુજોગના બળે ઉપર ચડેલા શેઠને ત્યારે ખ્યાલ ન હતો કે પોતે કેવળ ગામમાંથી ચાલી જતા ન હતા, ઇતિહાસમાંથી બહાર ચાલ્યા જતા હતા, અનાયાસે થયેલા ધર્મયુદ્ધ તરફ પોતે પીઠ ફેરવતા હતા.

# પ્રકરણ ચોવીશમું

## જેમાં રહેમાન જમાદાર ઊડંત શેઠ આપે છે.

રાતના બાર વાગ્યા હતા. ત્યારે ધંધુસરના પાદરમાં એક મારતા ઘોડાનો અસવાર દાખલ થયો.

અંધારી રાતમાં એના ઘોડાના ડાબલા ઊતરી ગયેલાં નગારાં ઉપર એકલદાંડી પડતી હોય એવા ગાજતા હતા.

અસવાર ચતા શેઠની દુકાન પાસે આવ્યો. દુકાનનાં બારણાં ઉઘાડાં હતાં. અસવારને કાંઈક અચરજ લાગ્યું. પણ હશે, મોટા શેઠની મોટી દુકાન તે મોડી રાતનાં કાંઈ રામાયણ હશે.

ઘોડાને બહાર ઊભો રાખીને એણે હાકલ મારી: 'ચતા શેઠ? ચતા શેઠ છે કે?'

'ના ભાઈ! કોણ છે?' અંદરથી મુનીમે બહાર આવતાં પૂછ્યું.

'હું રહેમાન જમાદાર! વડનગરથી આવું છું. ચતા શેઠ છે કે?'

'ના, શેઠ તો નથી. શું કામ છે?'

'તમે કોણ છો?'

'હું એમનો મુનીમ. તમે?'

'હું દીવાન અમરજી નાણાવટીનો આરબ જમાદાર! શેઠને ખબર કરો કે દીવાનજીનો ખાસ સંદેશો લઈને હું આવ્યો છું.'

'શેઠ તો નથી!'

'ક્યાં છે? એમને જૂનાગઢ તાકીદનું તેડું છે. શેઠને જૂનાગઢ

લઈ જવાનો ખાસ હુકમ છે!'

રહેમાને ખિસ્સામાંથી અમરજી દીવાનનો રુક્કો કાઢ્યો. 'જુઓ, આ એમની મહોર.'

મુનીમ અમરજી દીવાનની મહોર પોતાના હાથઅક્ષર જેટલી જ જાણતો હતો. હજાર જાતનાં કામના હજાર સંદેશાઓમાં ને હજાર કાસદોના હાથમાં એણે એ મહોરની પ્રતિકૃતિ જોઈ હતી. દીવાનજીનું તેડું એટલે તાકીદનું તેડું; ને વળી સાથોસાથ લક્ષ્મીનું યે તેડું.

'એમ કરો, જમાદાર! આપ આરામ કરો. હું શેઠને ખબર કહેવરાવું.'

'બહુ સારું. પણ તાકીદનું કામ છે. પરમ દિવસ દીવાનજી જવાના છે ને જતા પહેલાં શેઠને મળવા માગે છે.'

'નચિંત રહેજો. તાકીદે ખબર પહોંચી જશે ને તાકીદે શેઠ પણ આવી જશે! તો આપ ઉતારે ચાલો.'

ઉતારો એટલે હવેલીની જોડાજોડ ગામપરગામના મહેમાનો આવે એ માટે ચતા શેઠે રાખેલી અલાયદી ને ઠાઠમાઠભરી તજવીજ; દિવસના બાર વાગે આવે કે રાતના બાર વાગે આવે, તો ય પચાસ માણસ માટે ઘડી બે ઘડીમાં નહાવાધોવા ને ખાવાપીવાની પૂરતી જોગવાઈ થઈ શકે એવી તજવીજ.

મુનીમે દુકાનમાંથી ફાનસ લીધું. રહેમાને થાકેલા ઘોડાની લગામ હાથમાં પકડી. આગળ મુનીમ ને પાછળ ઘોડાને દોરતો રહેમાન, એમ ચાલ્યા.

ઘોડાએ લગામ ઉપર તાણ કર્યું : રહેમાને ચમકીને પાછળ જોયું. ઘોડો નાકનાં નસકોરાં ફુલાવતો ચારે તરફ જોતો હતો.

'ક્યા હે, બેટા?' રહેમાને ઘોડાને પૂછ્યું.

ઘોડાએ માથું ઊંચું કરીને એક હણુહણાટી નાખી.

રહેમાને ચારેકોર નજર નાખી. એનો હાથ જમૈયા ઉપર ગયો. આરબ અને એનો ઘોડો એ પાકા ભાઈબંધ. હજાર ધીંગાણાંના સંગાથી. ઘોડાનો જાન આરબના હાથમાં હતો, આરબનો જાન ઘોડાના હાથમાં હતો.

ઘોડાની પહોળી આંખો, સરવા કાનો અને ફૂલેલાં નસકોરાં જોઈને રહેમાન થંભી ગયો. કાંઈક છે ખરું!

મુનીમને રહેમાને પૂછ્યું: 'આંહી કાંઈ ભો જેવું છે?'

'ના. આંહી કાંઈ ભો જેવું તો છે નહિ.'

'કોઈ જંગલનું જાનવર?'

'આંહી તો કોઈ દિવસ જોયું નથી.'

'ફિર ક્યા હે, બેટા?' રહેમાને ઘોડાને ફરીને પૂછ્યું. ઘોડાની ગરદન થાબડી. ને રહેમાને અચરજથી જોયું કે ઘોડાની રૂંવાટી ઊભી થઈ ગઈ હતી.

'કાંઈક છે તો જરૂર!' રહેમાને કહ્યું. ને લગામ હાથમાંથી છોડી દીધી.

'અચ્છા, તુમ હી બતાઓ કે ક્યા હે.'

લગામ છૂટી થતાં જ ઘોડો ચાલ્યો.

રહેમાન ચારેકોર નજર નાખતો જમૈયા ઉપર એક હાથ ધરીને પાછળ પાછળ ચાલ્યો.

થોડી વાર થઈ ને ઘોડો ઊભો રહ્યો. ઊભા રહીને એણે ફરીને હણુહણાટી નાખી.

રહેમાનની પાછળ આવતા મુનીમના હાથમાં રહેલા ફાનસના પ્રકાશમાં રહેમાને જોયું કે રસ્તા ઉપર એક બાળકની લાશ પડી હતી.

રહેમાને ઘોડાની પીઠ થાબડી. મુનીમને કહ્યું: 'આ ઘોડો

કાંઈ સામૂલી નથી, લડાઈનો થોડો છે. આરબ જેને જાન દે ને જેની પીઠ ઉપર પોતાનો જાન મૂકે એવી ઓલાદનો છે. એને લોહીની ગંધ આવી.'

મુનીમના હાથમાંથી ફાનસ લઈ ને રહેમાન નીચે નમ્યો. લાશને જોઈ રહ્યો.

'બિચારા કોઈનું બચ્ચું છે. એનાં માબાપ એની શોધ કરતાં હશે કે રોતાં હશે, ને કોઈ કાતીલે આ બચ્ચાની આંહી કત્લ કરી છે!' રહેમાનના હોઠ પિસાયા. રાતદિન લડાઈના મેદાનમાં ઘૂમતા આરબનું લોહી કત્લ કરવાની જંગલી રીત ઉપર ઊકળી ઊઠ્યું: 'કોઈ જંગલીએ આનું માથું ફાડી નાખ્યું છે. મુનીમ! તમે ઓળખો છો આ બચ્ચાને?'

મુનીમે લાશ સામે જોઈને કહ્યું: 'આ બચ્ચું ક્યાં છે? આ તો કાંગલું છે!'

'કાંગલું? કાંગલું એટલે શું? ફૂલ જેવું બચ્ચું છે. બિચારા કોઈ ગરીબ બાપનું, કોઈ ગરીબ માનું!'

મુનીમે માથું એટલા જોરથી ધૂણાવ્યું કે રહેમાનને લાગ્યું કે મુનીમ આ બચ્ચાને ઓળખે છે.

'તમે પિછાનો છો આ બચ્ચાને?'

'કાંગલું છે કાંગલું!'

'કાંગલું એટલે શું?'

'લડાઈઓમાં, ધીંગાણાંમાં, બહારવટામાં, દુકાળમાં માબાપ મરી ગયાં હોય, પાછળ કાંઈ માલમિલકત હોય નહિ, કોઈ ભાળ લેનાર હોય નહિ એવાં બચ્ચાં પક્ષી ભટકે. એકનાં બે થાય; બેનાં સો થાય. ટોળે વળીને વનવગડામાં આમતેમ આથડે. ઝાડનાં પાંદડાં ખાઈને, ખેતરના પાક ચોરીને, વગડાઉ ફળફૂલ ખાઈને જીવે. કોઈક

દિવસ એ ટોળાં કોઈક ગામમાં આવે તો ગામ આખું સાફ કરી નાખે......જમાદાર, જમાદાર! તમને શું થઈ ગયું?'

મુનીમની શંકા સાચી હતી. રહેમાનને આટલી વાત સાંભળતાં જ કાંઈક થઈ ગયું હતું! એની આંખો ફાટી ગઈ હતી; એના માથાના વાળ ઊભા થઈ ગયા હતા.

છોકરાંઓનું ટોળું......ચીસો પાડતું, દોડતું ટોળું......માથે ઊડતી મોટી લીલી ખાઉધરી માખોનું વાદળ......ટોળાની પાછળ પડેલાં વરુઓનું ટોળું......ભેરુબંધ જમાદાર સાલમીનનું કમોત...

'કાંગલું!' રહેમાનના હોઠ ફડફડ્યા. 'જમાદાર સાલમીન! ભેરુ! તુમ મર ગયે; યે કાંગલાં રેહ ગયાં!'

'જમાદાર! તમને શું થાય છે?'

'કાંઈ નહિ. એક ભાઈબંધ યાદ આવી ગયો. કાંગલાંની લાશ વગડામાં હોય એ તો ઠીક, પણ આમ ગામમાં ક્યાંથી આવી?'

'એ તો આજ કાંગલાંનું ટોળું ગામમાં પેસી ગયું હતું.'

'પછી?'

'ગામલોકે મારીને કાઢ્યું.'

'પછી?'

'એમાં મારઝૂડમાં એકબે મરી ગયાં. એમાંથી એકાદની આ લાશ હશે!'

'કાંગલાં! એકલાં વરુઓ જ એને ફાડી નથી ખાતાં; માણસ પણ મારે છે, એમ ને?'

'જમાદાર! કાંગલાંને તમે જાણતા નથી. અમારી બાજુ તો એનો ભારે ત્રાસ. સીમમાં તીડ પડે અને ગામમાં કાગલાં પડે, બન્ને બરાબર.'

'સમઝ ગયા. મેરા ભાઈબંધને મૂઝે સમજાયા હે.' રહેમાને

કહ્યું. ધીમેથી એણે એ મરેલા બચ્ચાના વાળ ઉપર હાથ ફેરવ્યો. એના અકુદરતી પથારાને ઠીક કરવા માંડ્યો. 'બચ્ચા, કાંગલા! કોન તુમ કે હમ?' જમાદારે પોતાની ભેટ છોડીને લાશ ઉપર આવરી. 'ખુદા હાફિઝ!' જમાદાર ઊભો થતાં બોલ્યો.

મુનીમ આ જોઈ રહ્યો. મુનીમને રહેમાને પૂછ્યું: 'બીજી લાશ ક્યાં છે?'

'મને ખબર નથી.'

'અચ્છા! મારા, માર દિયા વો ખબર હે. માર કે કિધર ફેંક દિયા વો માલૂમ નહિ!'

મુનીમને એક ખ્યાલ આવ્યો: 'પણ જમાદાર! ત્રણચાર કાંગલાં ઘાયલ થયાં છે એ બતાવું.'

'બતાવ, ભાઈ! જલદી બતાવ. એ ઇન્સાન હતો; એ મરી ગયો. મરી ગયા પછી યે એને શાંતિ ન મળી. એનું ભૂત થયું.'

'ભૂત બૂતની તો ખબર નથી મને. પણ અમારા ગામમાં એક ટીખળ પેઠું છે.'

'શું?'

'ચતા શેઠને તમે બોલાવવા આવ્યા છો ને?'

'હા!'

'એ હાજર નથી આની જ મોકાણમાં!'

'શું થયું?'

'વાત જાણે એમ છે કે ચતા શેઠ જાણે રહ્યા શ્રીમંત. પણ એમને બાળબચ્ચું નથી. તે એક દિવસ ત્રણ કાંગલાં રખડતાં ગામમાં આવ્યાં ને શેઠનાં ઘરવાળાંએ એમને પોતાનાં છોકરાં કરી રાખ્યાં.'

'મર્દ બાપ નહિ બન સકતા, ઓરત મા બન સકતી હે! ફિર ક્યા હુઆ?'

ઉપર બેસી રહ્યાં છે. શેઠ ગામલોકથી ને ઘરવાળીથી બેયથી થાકીને બહારગામ ચાલ્યા ગયા. મને કહે તું બેયને સમજાવજે. પણ સમજે કોણ? ગામલોક કહે કે પાણીનું ટીપું યે ન દઈએ. ખોટી અને કાનને તોડે એવી એના જેવી દયા જરા યે ન બતાવવા દઈએ. ને ઘરવાળી પણ, જમાદાર! ભારે હઠીલી. મેં કોઈ દિવસ આવી મમતવાળી બાઈ જોઈ નથી. મારી બાયડી હોય તો મારું લાત તે તેર ગાઉ ઊડી પડે. પણ બિચારા શેઠ પહેલેથી જ દબાયલા તે ગામ છોડી ચાલ્યા ગયા, ને બાઈ કહે કે આ બધાં મારાં છોકરાં છે, ને એમના વગર ઘરમાં પગ મૂકું નહિ. જરૂર પડે તો આંહી અન્નજળ વગર જીવ કાઢીશ, પણ આ છોકરાંને છોડીશ નહિ.'

'મુનીમજી! આ બાઈ હાલ ક્યાં છે?'

'ઘાયલ થયેલાં જ્યાં પડ્યાં છે ને, ત્યાં જ રસ્તામાં જ બેઠાં છે.'

'મને એની પાસે લઈ જશો?'

'ચાલો!'

ફાનસ લઈને મુનીમ આગળ ચાલ્યો. રહેમાને ઘોડાની લગામ હાથમાં લીધી. 'ચાલો બેટા! બેરું સાંઈનના જિન્દા રૂહ દેખને કો.' અરધોએક ઘડી તેઓ આગળ ચાલ્યા. મુનીમે કહ્યું : 'જુઓ, રસ્તાને છેડે આ બેઠાં છે તે જ બાઈ! ને આ દૂરથી કાળા પડછાયા જેવા લાગે છે એ ગામલોક.'

'મારે ગામલોકનું કામ નથી.' રહેમાને ઘોડાની લગામ મૂકી દીધી. મુનીમના હાથમાંથી ફાનસ લઈને તે આગળ ચાલ્યો.

ત્રણ ઘાયલ થયેલાં કાંગલાંના માથાં પોતાના ખોળામાં રાખીને ભાનીબાઈ રસ્તાને છેડે કોઈ ભિખારણ બેસે એમ બેઠી હતી.

'મા! મા!'

'કોણ એ? કોણ મને આ કહીને બોલાવે છે?' ભાનીબાઈએ

પોતાના ખોળામાં બેભાન બનેલાં બાળકોનાં લોહીથી ખરડાયેલાં મોં સામે જોયું. શું એમાંથી કોઈને ભાન આવ્યું ?

'મા !'

હાનીબાઈએ ઊંચે જોયું. ફાનસને નીચે મૂકીને એક આધેડ મુસલમાન જેવો માણસ એની સામે હાથ જોડીને ઊંધા ગોઠણે બેઠો હતો. 'મા !'

'તમે કોણ છો ?'

'મા!' રહેમાન જમાદારે કહ્યું, 'હું પણ તમારું એક ફરજંદ છું. તમારી સેવામાં ખિદમત ઉઠાવવા આવ્યો છું.'

હાનીબાઈને લાગ્યું કે ફીરપારામે મશ્કરીનો એક નવો તુક્કો ઉઠાવ્યો લાગે છે. 'મારી મશ્કરી કરવાથી તમને શું મળશે, ભાઈ?'

'મા! માણસ ભલે તમારી મશ્કરી કરે; ફિરસ્તાઓ તમારી પૂજા કરશે.'

રહેમાને ખોળામાં પડેલાં ત્રણ બાળકો સામે જોયું. ફાનસ ઊંચું કરીને ધ્યાનથી જોયું. ઊભો થઈ ઘોડાના પાયગામાંથી પાણીનો ચંબૂ કાઢ્યો. ઘાયલ થયેલાઓના હોઠ ઉપર પાણી મૂક્યું.

'મા! આ ત્રણમાંથી એક ખુદાના દરબારમાં પહોંચી ગયો છે; બીજા બે હયાત છે. જરાક ધીરજ ધરજો, હો!'

મરેલા બાળકની લાશને રહેમાને બાજુમાં મૂકી કાંઈ બોલ્યા પૂછ્યા વગર મુનીમના માથા ઉપરથી પાઘડી રહેમાને ખેંચી લીધી. એક ટુકડો ફાડીને લાશ ઉપર કફન ઢાંક્યું. ધીંગાણાઓમાં પાવના બનેલા સિપાઈએ ઘોડાના પાયગામાંથી ઘા ઉપર ચોપડવા માટે અફીણ કાઢ્યું, ઘાબાજરિયું કાઢ્યું. દવા લગાડી બેયને પાટા બાંધ્યા. એક આંચકો મારીને ભીખુનો પગ સીધો કર્યો. આંગળીનો ટચાકો ફૂટે એમ એણે ભાંગેલું હાડકું બેસાડી દીધું. માથે મજબૂત

પાટો બાંધ્યો. જંગલમાંથી જમૈયો કાઢ્યો ને મ્યાન સાથે હાડકું ભાંગ્યું હતું એ જગ્યા ઉપર હાડકું આઘુંપાછું ન થાય એમ તસતસતો બાંધી દીધો.

'ભાઈ! તમે કોણ છો?'

'મા! હું એક સિપાઈ છું. હાલ તમારો નાચીજ ખિદમતગાર છું!'

દૂરથી દેખાતા કાળા પડછાયાઓ સામે રહેમાન જોઈ રહ્યો. પછી બોલ્યો: 'મા! આ લોકો પોતાના ભ્રમથી એટલા ભરેલા છે કે એને તમારી વાત નહિ સમજાય. કેમકે એમણે ખમીરની જિંદગી કે મરદનાં મોત ભાળ્યાં નથી. ફકીરીની લાપરવાહી એમણે જોઈ નથી. પણ મેં મરદોને મરતાં જોયા છે. હું આપની કદમપોશી કરું છું, મા! હું આરબ છું, સિપાઈ છું. મારું ઈમાન એક છે. મારા લાયક કાંઈ કામસેવા?'

'મને ભગવાન ઉપર ભરોસો છે. રોજ ભૂખ્યાં ઉઠાડનારો કોઈને ભૂખ્યાં સુવાડતો નથી.'

'સાચી વાત છે, મા! હું પણ ખુદાનો નાચીજ બંદો છું. આપની ખિદમત ઉઠાવવા તૈયાર છું. મને કાંઈ ફરમાવો.'

'કામ તો છે, કરશો?'

'જી!'

'મારે આ ગામ છોડીને જવું છે. જ્યાં માબાપ વગરનાં બાળકોનું લોહી છંટાયું છે ત્યાં મારે અન્નજળ હરામ થયું છે. પણ આ મારા બાળકના શબને છોડીને કેમ જાઉં? આ ચાલી શકે એમ નથી; એનો બોજ હું કેમ ઉઠાવી શકું? એટલે આંહી બેઠી છું. મને શ્રદ્ધા છે કે કોઈ ને કોઈ હરિનો લાલ મને આટલી યે મદદ નહિ કરે?'

'ખાકસાર હાજીર હૂવા હે!'

'તમે મને મદદ કરશો?'

'હું આપની ખિદમત ઉઠાવીશ; આપ સ્વસ્થ રહો.'

રહેમાન ઊઠ્યો. 'હમણાં આવું છું, હો મા!'

રહેમાન દૂર દેખાતા કાળા પડછાયાઓ પાસે ગયો. હાથમાં મોટી ડાંગ રાખીને ફીરપારામ પાંચ પચાસ ગામલોકને મોખરે ઊભો હતો.

રહેમાને જઈને એની ડાંગ પકડી લીધી.

'કોણ તું, ફીરપારામ?'

'હા. તે શું છે?'

'સાંભળ! હું જૂનાગઢના આરબ લશ્કરનો સરદાર જમાદાર રહેમાન છું. મારી વાત સાંભળ અને તેનો અમલ કર. નહિતર મારા આરબો તૈયાર છે. આખું ગામ ફૂંકી મારીશ.'

હાનીબાઈને ચતા શેઠની વાત જુદી હતી. બહુ બહુ તો એ ગામનો ઢેડલોક સાથેનો ઝગડો હતો; આ તો રાજ્યના લશ્કરની વાત થઈ. ફીરપારામ ધ્રૂજી ઊઠ્યો.

'બધા લોકો સાંભળો!' રહેમાને તમંચો કાઢ્યો. એનો ઘોડો ચડાવ્યો. ફીરપારામના પેટમાં એની નાળ દબાવી. 'મારી વાત સાંભળો. એનો તાબડતોબ અમલ કરો. જરાક પણ ઢીલ થઈ છે તો પહેલો આને આંહી ને આંહી ફૂંકી મારીશ. ને પછી ગામને ખાકમાં મિલાવી દઈશ. જાઓ, અરધા લોક જાઓ. તમારા હિન્દુઓના જેવા કેલ્લા રિવાજો હોય તેવા રિવાજે આ ગામમાં બચ્ચાંઓની જેટલી લાશો હોય એમના ઉપર કરો; મા રાજી થાય ને મા કબૂલ કરે એમ કરો. અરધા લોક જાઓ. એક સિગરામ ને બળદની જોડ લાવો.'

'પણ જમાદાર...' ગામલોકમાંથી એક માણસ જરા બોલવા જતો હતો.

જમાદારે તમંચો ઊઠાવ્યો ને બોલનાર તરફ એનો બાર કર્યો; બોલનારની પાઘડી ઊડી ગઈ. જમાદારે કહ્યું : 'આ વખતે પાઘડી ઊડી ગઈ. હવે જે કોઈ એક શબ્દ બોલશે એનું માથું ઊડી જશે! તાબડતોબ આખરી રિવાજો કરો. તાબડતોબ સિગરામ લાવો!'

ગામલોકે રહેમાનની ઊડંત શેહ જોઈ લીધી. કીરપારામ મહાત થઈ ચૂક્યો હતો એના વિષે એમને શંકા ન રહી.

નક્કી આ આરબ ગામ ફૂંકી મારશે એમાં શંકા નથી. ને રાજના નોકર ને એમાં ય સરદાર! એના કાન પછી કોઈનાથી પકડાવાના નથી એમાં ય ગામલોકને શક ન હતો.

બે ઘડીની અંદર સિગરામમાં રહેમાને હાનીબાઈને બેસાડી; ઘાયલ બચ્ચાંઓને સુવાડ્યાં. રાંકા ને ફકીરાને શોધીને અંદર બેસાડ્યા.

અને રહેમાન પોતે સિગરામ હાંકવા ચડી બેઠો.

'મુનીમ! તમારા શેઠને કહેવડાવજો કે દીવાન અમરજી એમને તાકીદે યાદ ફરમાવે છે.'

એટલું કહી મુનીમનું ફાનસ સિગરામમાં આગળ લટકાવીને રહેમાને સિગરામ ચલાવી મૂક્યો. સિગરામની પાછળ રહેમાનનો ઘોડો ચાલવા માંડ્યો.

ને જેણે જેણે આ રવાનગી જોઈ એમાંથી કોઈને ય ખ્યાલ પણ નહિ આવ્યો હોય કે તવારીખે જૂનાં પાનાંઓ ઉથલાવીને એક નવું જ પાનું ઉઘાડ્યું છે.

## પ્રકરણ પચીશમું

### મહેમાનને આવકાર દેવાય એવું ન હતું. ને જાકારો અપાય તો ઘરની રીત લાજે. ત્યારે શું?

ગાઢ રાત ધીમે ધીમે વિખરાતી હતી.

આકાશ મોતીભૂરા રંગથી રંગાતું હતું.

આકાશે ધીમે ધીમે આછો, અતિ આછો કેસરિયો રંગ સજવા માંડયો હતો.

કાળા ભૂતિયા આકાર જેવાં ઝાડો ધીમે ધીમે એનો નકાબ ઉતારતાં હતાં. ધીમે ધીમે એની ડાળીઓ ઉપર પંખીઓ પાંખો ફફડાવવા માંડયાં હતાં.

દૂર દૂર સોનરેખ નદીનાં પાણી સોનાનાં બનીને વહેવા માંડયાં હતાં—જાણે કો સુંદરી ઊંઘમાંથી ઊઠીને પોતાની સાડી સજતી હોય એમ.

પૃથ્વી ઉપર ઉષાના આગમનનાં એંધાણ કળાવા માંડયાં. ભયનો ઓથાર જાણે ઊતર્યો હતો; આશાનો જાણે ઉદય થયો હતો.

ને ધરતી જાણે અચરજથી જાગીને ઊગતી આશા તરફ મીટ માંડી રહી હતી.

ઊંચાં ઊંચાં ઝાડો મંદ પવનમાં ધીમાં ધીમાં ગુંજી રહ્યાં હતાં. લીલા વાંસમાંથી હવા ફુંફાઈને જાણે મુરલી બજાવતી હતી ને એ મુરલીના તાનમાં સારી દુનિયા ડોલી રહી હતી. ઝાડોની વચમાં,

આસપાસ ગાઢ લીલી વનરાઈ ઘેરાઈ વળી હતી. આમાં નિશાચર જનાવરો ઊંડાં ને ઊંડાં પેસતાં હતાં, દિનચર જનાવરો બહાર નીકળતાં આવતાં હતાં, ને ઝાડીઓ જાણે ગઈ રાતની ને ઊગતા દિવસની કથાઓ કહેતી હોય એમ ખડખડતી હતી.

કેસૂડાનાં કેસરી ફૂલો, આવળનાં પીળાં ફૂલો, કરેણનાં લાલ-ધોળાં ફૂલો, વગડાઉ વેલોનાં રંગબેરંગી ફૂલો જંગલની ઝાડીને કોઈ દેવી બાગનો ખ્યાલ આપતાં હતાં.

ને સમસ્ત સૃષ્ટિ ઝાકળનાં બિન્દુઓથી નિખરેલી શોભાભરી ને જાણે મોતીથી મઢેલી લાગતી હતી.

એવા ઉષાનાં ઊઘડતા તેજમાં કો રમણીય બાગ જેવી લાગતી વનરાઈની વચમાં આકાશગંગાના સાંકડા પટ જેવી એક સફેદ કેડી વહી જતી હતી.

એ કેડી ઉપર સિગરામ ચાલ્યો જતો હતો. બળદો થાકેલા હતા પણ ઉષાના નવપલ્લવથી તાજગીવાળા દેખાતા હતા.

સિગરામની અંદર ચારપાંચ બાળકો એકબીજા સાથે ગૂંચવાઈને સૂતાં હતાં ને એની સામે ગંભીર મુખવાળી હાનીબાઈ બેઠી હતી.

'આપણે ક્યાં જઈએ છીએ?' હાનીબાઈએ પૂછ્યું.

'મા!' રહેમાન જમાદારે સિગરામ હાંકનારની બેઠક ઉપરથી જવાબ આપ્યો, 'આપણું મુકામ આવી પહોંચ્યું છે. આ કેડી આમ વળાંક લે છે, એ લીધા પછી સોનરખ નદી આવશે. ને સોનરખ ઊતરશું કે નેસ આવશે. આપણે એ નેસમાં જવાનું છે.'

'નેસ કોનો છે?'

'મા! મારો એક ભાઈબંધ છે. જાતનો આયર છે. અમે સાથે ઘણાં જુદ્ધ ખેલ્યાં છે, ને એકબીજાને સગાભાઈ જેવા માનીએ છીએ. એનો નેસ છે. દેવો આયર છે. એની ઘરવાળી છે, ને દેવાનો

બાપ જીવો છે. જીવા અદા ડોસા છે, બહુ બુઝુર્ગ છે. ભગતનું માણસ છે.'

'ત્યાં આપણે શું કામ જઈએ છીએ?'

'તમારે ગામનું અન્નજળ હરામ હતું, ગામમાં રહેવું ન હતું. એટલે મને થયું કે તમને દેવાભાઈને ત્યાં ફાવશે. દેવોભાઈ મારા ભાઈ જેવો છે. એના ઘરમાં બાઈ છે કમીબાઈ. એ મારી ધરમની બહેન છે. ને જીવા અદા ભગતનું માણસ છે. એને ત્યાં તમે શાંતિથી રહી શકશો. તમારાં બાળકોને એ જાળવી શકશે.'

'તમે મારે માટે ભારે તકલીફ લીધી.'

'એમાં શી વડાઈ છે? મધરાતે આપને એકલાં મૂકીને મારાથી કેમ જવાય?'

હાનીબાઈ ચૂપ રહી; બાળકો સામે તાકી રહી. આ ભૂખરાં ફકીરાં રાંકાં બાળકો માટે એણે પોતાનું ભર્યુંભાદર્યું ઘર છોડ્યું હતું. એને એનો અફસોસ થતો હશે? એને મનમાં સંતોષ થતો હશે? કોણ જાણે? લોકોત્તર માનવીઓના ચિત્તતંત્રનાં તારો કેમ ઝણઝણે છે, કેવા ઝણઝણે છે એની કોને ખબર પડે એમ છે?

રહેમાને કહ્યું: 'મા! તમે મૂંઝાશો નહિ. દેવોભા તમારું માન રાખશે. તમને સગવડ આપશે.'

'મને એની ચિન્તા નથી, ભાઈ! ભગવાને મને અવતાર આપ્યો છે તો મારે માટે ધરતી પણ ક્યાંક નિર્માણ કરી હશે ને?'

'ત્યારે શો વિચાર કરો છો?'

'હું એમ વિચાર કરું છું કે તમે સિપાઈ છતાં પણ તમારામાં ભલાઈ કેટલી છે?'

રહેમાન હસ્યો: 'અમારી મથરાવટી જ મેલી, મા! બાકી અમે ય માણસ તો છીએ ને?'

સિગરામ કેડીના વળાંકમાં વળ્યો. ને વળતાંની સાથે સોન-

રણનાં પાણીમાં ઊતર્યાં.

'જુઓ, આ સામે નેસ દેખાય એ આપણું મુકામ. જુઓ, જીવો અદો ભેંસુંને પંપાળે છે.'

હાનીબાઈએ એક એંશી વરસના ડોસાને નદીને સામે કાંઠે ભેંસોની પીઠ ઉપર હાથ ફેરવતો જોયો, ભેંસોની ગરદન ઉપરથી ઈતરડી વીણતો જોયો.

'અદાની કાયામાં કાંટો છે જુવાન જેટલો. અદો હજી યે લાકડી હાથમાં લ્યે તો વીશની વચમાં એકલો ઘૂમે એવો અડીખંધ છે.'

સિગરામ નદીનાં પાણી ઊતર્યાં. સામે કાંઠે ચડ્યો. જીવો અદો ભેંસોને પંપાળતો સિગરામને જોઈ રહ્યો.

રહેમાન નીચે ઊતર્યાં.

'જીવા અદા!' રહેમાને કહ્યું, 'દેવાભાઈ ક્યાં?'

'દેવો તો ગામતરે ગયો છે. કેમ?'

'હું દેવાભા માટે મહેમાન લાવ્યો છું.'

અદો હસ્યો. 'દેવાભા ગયો છે પણ કાંઈ ઘર થોડો લેતો ગયો છે? મહેમાનને ઉતારો.'

'મહેમાન એક બાઈ છે, અદા!'

'અરે મંગી!'

'એ આવી!' કહેતી અંદરથી એક દશેક વરસની છોકરી બહાર આવી.

'તમારી બાને કહે કે મહેમાન આવ્યા છે.'

મંગી સિગરામ પાસે દોડી. અંદર જોઈ ગઈ. દોડતી નેસમાં ગઈ.

'દેવાભાઈ ક્યારે આવશે?'

'દેવાભાઈનું તો કાંઈ કહેવાય નહિ. ભેંસો સાટવવા ગયો છે. બે દિવસ ચાર પણ લાગે. પણ હું છું ને?'

'અદા! તમે તો છો, પણ દેવાભાઈ હોત તો ઠીક થાત.'

'કાં?'

'આ મહેમાન બેચાર દિવસના નથી; કાયમના છે.'

અદાએ સિગરામમાંથી ઊતરતી હાનીબાઈ સામે જોયું; ધ્યાનથી જોયું. રહેમાન સામે જોયું; ધ્યાનથી જોયું. પછી કહ્યું: 'કોઈનું ઉપાડીને આંહી સંતાડવા લાવ્યો છે કે?'

આવી શંકા માટે રહેમાન જરા યે તૈયાર જ ન હતો.

'અદા!'

'તું આરબ, પણ તને હું આયર જેવો સમજતો હતો, તને મારા દેવા જેવો ગણતો હતો. જુવાની આખી જાળવી લીધા પછી રહી રહીને આવા ધંધા ક્યાંથી શીખ્યો? ક્યાંથી આ ઉપાડયું છે!'

'અદા!' રહેમાને કહ્યું, 'અદા! તમારી પાસે હું કોઈ દિવસ ખોટું બોલ્યો છું?'

'ના. કેમ?'

'કેમકે, અદા! તમારા પાસે કે દેવોભા પાસે હું ખોટું બોલ્યો નથી. ને આજ પણ બોલતો નથી. આ મારી મા છે!'

'મા!' અદાને અચરજ લાગ્યું.

'મારી માને તો મેં જોઈ નથી, પણ હોય તો આવી જ હશે એમ મારું મન કહે છે. સારા ઘરની ઘરવાળી છે. સારા કામમાં એના ઉપર ગામનો ખોફ ઊતર્યો છે. એને આજ આશરાની જરૂર છે, ને હું એમને દેવોભા પાસે લાવ્યો છું મને ખાતરી હતી કે મારી વાત સાંભળીને દેવોભા એને બહેન કરીને રાખશે ને એને આંહી નિરાંતે રહેવા દેશે.'

'ને દેવોભા હાજર નથી એટલે જીવો અદો એને નહિ રહેવા દે એમ જ ને? પણ અલ્યા રહેમાન! જે દેવો કરી શકે એ એનો

આપ ના કરી શકે? તારા બોલમાં મને વિશ્વાસ છે. તારે જવું હોય તો ભલે જા. મહેમાનને અમારા ગજાસંપત પ્રમાણે જારબાજરાનો રોટલો મળી રહેશે.'

'અદા! એની સાથે ચારપાંચ છોકરાં છે.'

'છોકરાં તો ઠીક. પણ હવે તું જરા બેસ. ટૂંગોપાણી કર. કાવાકસૂંબા કર. હોકોપાણી પી. બળદને છોડ. કાંઈ કરીશ કે ઊભો ઊભો વાતો જ કરીશ?'

ઝીવા અદાને ભેંસો પંપાળતા મૂકીને રહેમાન જમાદારે બળદ છોડ્યા. પાણી પાયું. ઘાસ નાખ્યું. બાળકો સૂતાં હતાં એને સિગરામમાં જ રહેવા દીધાં.

નદીમાં હાથપગ મોં વગેરે ધોઈને એ અંદર ગયો. ઉંબર ઉપર એક પગ અંદર અને એક પગ બહાર રાખીને બેઠો. દેવાભાની ઘરવાળી કમીબાઈ સાથે વાતોએ વળગ્યો.

'બહેન! દેવાભા ક્યારે આવશે?'

'આવવા તો જોઈએ આજકાલમાં. પણ વખતે એકાદ જમણ મોડું ય થાય.'

'હોત તો મળત. હવે મળ્યા વગર જવું પડશે.'

'એમ તે કાંઈ જવાય?'

'બહેન! મારે જવું જોઈએ. જરૂરી કામ અધવચ જ મૂકીને આવ્યો છું. દેવાભા નથી એટલે તમને ભળામણ કરું છું. મહેમાનની ખાતર કરજો.'

કમીબાઈ હસી: 'તે મહેમાન અમારે ઘેર નવી નવાઈના છે, કેમ?'

'બહેન! આ મહેમાન નવી નવાઈના છે.'

'એટલે?'

'આ મહેમાનને આશરો આપવામાં યે છાતી જોઈએ છે.'

'એટલે?'

'મહેમાન કાયમના છે; ને કાયમ તમારે સાચવવાના છે.'

'કેમ, કોઈનું ઘર ભંગાવ્યું કે શું?'

'બહેન! અદાએ પણ એ કહ્યું; તમે પણ એમ જ કહો છો.'

'ને તમે શું કહો છો?'

'એ મારી માને ઠેકાણે છે. બહેન! એક જમાનો એવો આવશે કે ગામલોક એના પગ ધોઈને પૂજશે. આજ ગામલોકે એને બેઇજ્જત કરીને હડધૂત કરીને કાઢી મૂકી છે.'

'શું કામ?'

'એ કથા લાંબી છે, બહેન! ને તમને આપમેળે બધી ખબર પડશે. ટૂંકમાં નમાયાં છોકરાંને એ પોતાનાં ગણે છે ને એ ગામલોકને આકરું લાગે છે.'

'ગામના લોકોની તો વાત જ ન કરવી. નમાયાંનો હાથ ઝાલવો એ તો પૂનનું કામ છે. ને ગામલોકોને વાંધો શું?'

'વાંધો એટલા માટે કે એ છોકરાં કાંગલાં છે.'

'કાંગલાં!'

'હા, બહેન! ને ગામલોકોને મનમાં બીક છે કે થોડાં કાંગલાંને આશરો મળે તો ગામ આખું કાંગલાંથી ભરાઈ જાય.'

રમીબાઈના કપાળમાં કરચલી પડી. મહેમાન સાદા તો નહોતા; આકરા હતા.

'કાંગલાંને ખબર પડે તો તો આ નેસ પણ વીંખી ખાય.'

'બહેન પણ ડરી ગઈ કે?'

'ડરવા ન ડરવાની વાત જુદી છે. પણ જેવું છે એવું હું કહું છું.'

રહેમાને કહ્યું: 'સારું બહેન. હું મહેમાનને બીજે ક્યાંક લઈ જઈશ.'

'તમારા ભાઈ મને જીવતી ન રહેવા દે. એ આવે પછી જજો ને?'

'ના બહેન! જવું હોય તો એના આવ્યા પહેલાં જ નીકળી જવું જોઈએ.'

'કાં? એવડી ઉતાવળ શી છે?'

'મારે કારણે તમારા ભાઈડા બાઈડીનાં મન ઉચક થાય એ મારે નથી જોવું.'

'એ વળી તમને કોણે કહ્યું?'

'હું કહું છું, મારું મન કહે છે. દેવોભા છે તે મારી વાતને કબૂલ રાખવાનો જ. મને એની સોએ સો ટકા ખાત્રી છે કે એ રાખવાનો. ને તારું મન કચવાવાનું.'

'એ રાખે તો કચવાટ કરનારી હું કોણ?'

'એ મારે ના જોઈએ ને? તું કોણ કેમ? તું મારી બેન. મારી વાતને ખાતર બેનનો સંસાર બગાડવાનું મારે હાથે કેમ બને? તો તો બેન, તારા હાથના ખાધેલા રોટલા રોમેરોમ ફૂટી નીકળે મને! માલિક મને વળી કાંઈક મારગ બતાવી દેશે.'

'મને મહેમાનના વાંધા નથી. પણ કાંગસાં કેમ પોસાય?'

નાહીને હાનીબાઈ આવતી હતી. એણે પાછલી વાત સાંભળી.

'બહેન! તમે ફિકર ના કરશો. હું અબઘડી ચાલી નીકળું છું.'

'ક્યાં જવું છે?' ડુવા અદાએ બારણામાંથી પૂછ્યું. 'હમણાં આવ્યાં ને હમણાં જ જવાની વાત કરો છો? ને આ રહેમાન તો કહેતો હતો કે મહેમાન કાયમના છે.'

'મહેમાન તે ક્યાંય કાયમના હોતા હશે કે? આજે ને જાય

'ભલે, એમ કરો.' હાનીબાઈએ કહ્યું. 'એમને પણ ફાવશે, તમને ય ફાવશે.'

'અમે અમારાથી બનતું કરશું બધું. બાપ ને દીકરો દિવસમાં દસ વાર આંટાફેરા કરશું. ને જો તમે એ ભેંસો રાખો તો ખરચ-ખૂટણ પણ નીકળે. કેમ રહેમાન?'

એકાએક બહાર હાવળ પડી.

જીવા અદાએ ને રહેમાને ચમકીને જોયું.

દેવોભા આયરની ઘુઘરિયાળી ઘોડી ભયથી ફાટેલી આંખે પરસેવેથી રેબઝેબ નીતરતી ચારે પગ અડીને બહાર ઊભી હતી.

'માણકી! દેવોભાની ઘોડી! આંહી ક્યાંથી?'

જીવા અદાએ માણકીની ગરદન ઉપર હાથ મૂક્યો. ઘોડી અંગેઅંગમાંથી થરથરતી ચાર ડગ પાછળ હટી ગઈ. એની ફાટેલી આંખો જીવા અદા સામે તાકી રહી. પરંતુ એ આંખોમાં કોઈ ઓળખનો અંશ ન હતો.

'દેવો ક્યાં?'

રહેમાને પૂછ્યું : 'દેવોભા ઘોડી લઈને ગયા હતા?'

'હા!'

'જાતવાન ઘોડી છે. અસવારને એ રેઢો ન મૂકે. કાંઈક થયું છે. અદા! હું આવું ત્યાં સુધી મારા મહેમાનને જાળવજો.'

'તું ક્યાં જાય છે?'

'હવે મારાથી બીજે ક્યાં ય જવાય જ નહિ તો, અદા! હું દેવોભાની ભાળ લેવા જાઉં છું.'

'ઊભો રહે, હું ય આવું.'

'અદા! તમારું કામ નથી. તમે આંહી જ રહેજો, હું વાવડ લઈને તરત પાછો ફરીશ.'

## પ્રકરણ છવ્વીશમું

# રહેમાન જૂનાં ભૂતને નવાં સ્વપ્નમાં જુએ છે

રહેમાને ઘોડી ઉપર પોતાનું કાળિયું નાખ્યું. પછી ઘોડીના અંગ ઉપર એણે હાથ ફેરવ્યો. ધીમે ધીમે ઘોડીના અંગમાંથી પરસેવો છૂટતો ગયો તેમ તેમ 'બાપ માણકી' 'બેટા માણકી' કહેતો રહેમાન એ લૂંછતો ગયો.

ધીમે ધીમે ઘોડીનો શ્વાસ નીચે બેઠો. એની હાંફ શમી ગઈ. અને રહેમાને ઘોડીની આંખ ઉપરથી કાળિયું કાઢી લીધું.

રહેમાનનો ચહેરો ગંભીર થતો હતો. એની આંખમાં લોખંડનાં નીલાં પાણી જાણે છંટાયાં.

એણે જીવા અહાને કહ્યું: 'અહા! મારા મહેમાનને થોડ વખત જાળવી લેજો; હું જાઉં છું.'

'ક્યાં?'

'દેવોભાનો પત્તો મેળવવા.'

માણકી! આપરની ચાર પેઢીની સાથોસાથ ચાર પેઢી ઊતરી આવેલી માણકી! માત્ર જાનવર નહિ પણ જસણા હાથ જે દેવોભા હોય તો માણકીને હરકત ન આવે ને માણકી હોય દેવોભાને હરજ ન આવે એવી જોડાજોડી! ને આજ માણકી એક આવી! ને ઘેર આવી પણ છળેલી આવી. એવું તે શું અ... હશે કે સાંજ દીપડા સામે ફાળ ભરતી માણકી પીઠ ફેર

થ ફેરવતા. હે ભગવાન! મેં મારા દાદાને કેવો અન્યાય કર્યો? ને એમની પાસેથી ભાગી જવામાં મને સારું લાગ્યું! મારી મા સાચું કહેતી હતી : બજોતિયાંની બજોલીને આ ભવમાં ક્યાં ય સુખનો છાંટો નથી. ને હું ય બજોતિયાંની બજોલી છું.'

રહેમાન જમાદાર આ સાંભળી રહ્યો. એણે કહ્યું : 'દેવોભાને હવે નેસમાં લઈ જઈએ. ચંદનની વાત નેસમાં સાંભળશું. ઘેર બેન ચિંતા કરતાં હશે. મારે ય મારા મહેમાનનો બંદોબસ્ત કરવાનો છે.'

'બંદોબસ્ત કંઈ નથી કરવો; નેસમાં જ ભલે રહે.'

'પણ ડાંગલાં...'

'ડાંગલાં તો મારે ને તારે મન. પણ એને ય ક્યાં ય કોઈક માબાપ હશે ના? મારી ચાંદુ પણ વનવગડે રઝળતી હતી ના? ચાલો નેસમાં; ત્યાં વાત કરશું.'

'ભૂતે?'

'હા. એ જો જીવતો માણસ હોય તો તો ભૂતથી યે ભયંકર હતો. એનું મોઢું વીંખાઈ ગયું હતું. એને એક હોઠ ન હતો, એક કાન ન હતો, એક આંખ ન હતી, એક હાથ ન હતો. ઘણો વિકરાળ હતો. પણ એ માણસ ન હોય; ભૂત જ હતો. મને ઉપાડીને એણે ખાંધે નાખી ને પછી એ દોડવા માંડ્યો. દોડી દોડીને એક ડુંગરાળ ઝરમાં આવ્યો. ત્યાં એક ગુફા જેવું હતું. એમાં એણે મને નાખી. બારણા આડે મોટી શિલા દઈ દીધી: સારાથી તો જરા ય ચસ પણ ન દે ને એ તો એક હાથે ખસેડી નાખે! મને વગડામાંથી ખાવાનું લાવી આપે, ને પછી મારા સામે એક આંખે જોતો બેઠો રહે. ન હાલે ન ચાલે. માત્ર કોઈક વાર વગડામાં રાતે વરુની ચીસ સંભળાય, કોઈક છોકરાંની ચીસ સંભળાય, તો એ દોડે. વરુ મારી લાવે, મારેલું વરુ મને બતાવે. બોલે નહિ, ચાલે નહિ; બસ મરેલું વરુ મને બતાવીને પછી દૂર ફેંકી દે. ભાગવાનાં મેં ફાંફાં માર્યાં પણ એની નજરમાંથી ભગાય જ નહિ ત્યાં શું કરું?

'એક દિવસે એ રસ્તેથી એક ઘોડેસ્વાર નીકળ્યો. એ દેવોભા જ હતા. તરાડમાંથી એક અસવાર જોઈને મેં ચીસ પાડી, બૂમ પાડી. ને એ સાંભળી દેવોભા શિલાને ખસેડીને ગુફામાં આવ્યા. ત્યાં એને ને ભૂતને ભારે લડાઈ થઈ. દેવોભાએ ભૂતને મારીને ભગાડ્યું ને પછી મને લઈને એ નાઠા. ને નાસતાં નાસતાં પડી ગયા.'

'વગડામાં એક ભૂત થાય છે ખરું. તો એને ને દેવોભાને ભેટો થયો, એમ ને?' જીવા અદાએ પૂછ્યું.

'હા.'

'ઠીક છે. હવે તારે શું કરવું છે?'

'મારે? મારે અહીં રહેવું છે, અદા! તમે રાખો તો.'

# પ્રકરણ ઓગણત્રીશમું

## ફાંસ પહેલાંની આજની રાતે

રાતે તેઓ નેસમાં પહોંચ્યાં.

દેવોભાને પડદે નાખ્યો: કમીબાઈ એની સેવામાં ગૂંથાઈ. હાનીબાઈ દેવોભા ને પોતાનાં કાંગલાંઓની વચમાં આંટા મારી રહી.

રહેમાને ચંદનને પૂછ્યું : 'જીવા અદાની વાતે તમારી વાત અધૂરી રહી.'

'હું મૂરખ હતી. મુર્ખાઈ કરી બેઠી. મારી વાતમાં તમને શો રસ છે?'

'રસ તો ખરો ને? દેવોભાને કોની જોડે ધીંગાણું થયું એની તો ખબર પડે ને?'

'તો સાંભળો! દીવાનજીનો એક જમાદાર મને ઘોડા ઉપર નાખીને ભાગ્યો. ભાગ્યો, ભાગ્યો ને આગળ ભાગ્યો. એની સાથે બીજો માણસ હતો, જટારામ, જે મને સીદીના કબજામાંથી છોડાવીને દીવાનજી પાસે લાવ્યો હતો.

'એ બે જણા બેચાર દિવસથી સાથે રહ્યા, પણ એકબીજાની ચોકી કરતા. એકબીજાથી ડરતા રહેતા, ને બેય જણા મારી ચોકી કરતા. મને થયું કે હું તો ઊકળમાંથી ચૂલમાં પડી છું, એટલે એક દિવસે બેયને સૂતા મૂકીને હું ભાગી નીકળી. મધરાતે હું ભાગી નીકળી હતી. ઘડી માંડ ચાલી હોઈશ ત્યાં અચાનક મને એક ભૂતે આવીને પકડી લીધી.'

'એ ચંદનની ભાળ લેવા આવ્યો છે. ને એને ભાળ મળશે તો અહીં લાવલશ્કર ખડાં થશે.'

'છે કોણ એ?'

'એ છે જૂનાગઢના દીવાન અમરજીના ભાઈ ગોર મહારાજ.'

ગોર મહારાજે ખભેથી ખડિયો નીચે ઉતાર્યો ને રહેમાન અંધારામાં સરકી ગયો.

ને આમ વગડામાં જાતભાતનાં માનવીઓ આવી મળ્યાં. ગિરનારના ખોળામાં જાણે એટલા અલખધારી આવ્યા.



સમાપ્ત

'રાખો તો કેમ? અહીં તો તારું ઘર છે! હું છું, દેવો છે, એની વહુ છે, મહેમાન છે, એનાં બાળકો છે, તું છે. આપણે બધાં મજા કરશું.'

રહેમાને હાનીબાઈને પૂછ્યું: 'ત્યારે મા! હું રજા લઉં.. અહીં ઘર જેવું સમજજો. હું પહેલી તકે પાછો આવીશ. કાંઈ સંદેશો કહેવડાવવો છે?'

'ના. તમે તમારે ખુશીથી જાઓ!'

જીવા અદાએ પૂછ્યું: 'રહેમાન! આપણે જીવાજીને સંદેશો કહેવડાવવો ઘટે કે કેમ?'

'ચંદન શું કહે છે?'

'દાદાને મારી જરૂર હોય તો કહેજો કે હું અહીં છું ને સુખી છું.'

'ભલે હું જઈશ,' રહેમાને કહ્યું, 'જીવાજીનું મન જોઈશ; ને જોઈશ તો કહીશ, નહિતર નહિ કહું.'

બહારથી અવાજ આવ્યો: 'અલ્યા કોઈ છે કે?'

'કોણ છે?' અદાએ સામો અવાજ આપ્યો.

'એ તો બ્રાહ્મણ છે; વગડામાં ભૂલો પડ્યો છું. રાતવાસો કરવા દેશો કે?'

'આવો ને મહારાજ! ભગવાનનો પ્રતાપ છે. તમ જેવાની દુવા છે. આવો.'

રહેમાને આવનાર સામે જોયું ને એને ચમક આવી ગઈ.

રહેમાને વિદાય લેવાને બહાને જીવા અદાને બહાર બોલાવ્યા. ધીમે સાદે કહ્યું: 'આ બ્રાહ્મણ આવ્યો છે ને, એને ચંદનની વાત ન કરશો. ને ઝટ વિદાય કરી દેજો.'

'કાં?'